"ગુજરાતી"ની ૩૫ મી ભેટ

# રૌનક મહેલની રાજખટપટ

વા

'આલમગીરી વંશના વિધ્વંસનો આરંભ

# સ્વદેશ વીરો.

હિંદ હિતૈષી વીરોએ પોતાની જીંદગીઓ દેશને અર્પણ કરી છે. સ્વદેશના ઉદયમાંજ પોતાનાં જીવનનું સાર્થક માનેલું છે, અને તેથીજ પૂજનીય છે. આવા મહાત્માઓના જુદા જુદા ફોટાઓ ફુલ્સકેપ સાઇઝના ઉંચા રોયલ આર્ટ પેપર ઉપર ત્રણ રંગમાં તૈયાર છે. આવી મોટી સાઇઝના ફોટાઓ હોવા છતાં પણ કીંમત માત્ર પંદર આનાજ રાખવામાં આવી છે. (ટપાલ વી. પી. ખર્ચ માફ).

આવા મહાન નરોના ફોટાઓ દરેકે દરેક દેશબંધુઓએ ઘરમાં રાખવાજ જોઇએ જેનાં દર્શનથી સ્વદેશ ભાવનાનું રટણ થયાં કરે છે.

અમારૂં સાહસ એટલાજ માટે છે કે જેથી કરીને જન-સમાજ સ્વદેશ વીરોના શુભ સંસર્ગમાં આવતાં શીખે.

આજેજ ઓર્ડર આપો, ફરીથી તમારા હાથમાં આવશે કે કેમ તે મોટો શક છે. તુરત મંગાવી લો ટપાલ ખરચ પણ અમો આપીશું.

પોષ્ટ કયાર્ડ સાઇઝમાં ફોટાઓ ૫૦ જાતના તૈયાર છે. દરેકની કીં. અર્ધો આનો. (૫૦ સાથે લેનારને ટપાલ ખર્ચ માફ.)

ફોટાઓ કેટલા કીમતી અને ઉપયોગી છે તેના માટે આ છેલ્લો અને તાજેજ દાખલો વાંચો.

**મુંબઇમાં દરરોજ પ્રસિદ્ધ થતું "હિન્દુસ્તાન"**
**ઢંઢેરો પીટે છે કેઃ—**

"સ્વરાજ સેનાનાયક મહર્ષિ દાદાની છબી તેમનાં સ્વરાજ્ય સંદેશ સાથે ઘણીજ આકર્ષક લાગે છે. સત્યાગ્રહના મૂર્તમંત સ્વરૂપ મહાત્મા ગાંધીની પ્રતિકૃતિ તેમનાં એક મુદ્રાલેખ સાથે અત્યંત શોભી ઉઠે છે. લો. મા. બાળ ગંગાધર તિલકની મૂર્તિ સ્વદેશસેવાનું મૂર્તિમંત સ્વરૂપ રજુ કરે છે અને "સ્વરાજ્ય મારો જન્મસિદ્ધ હક્ક છે" વિગેરે દરેક ફોટાઓ એક એકથી સરસ છે."

**વર્ધમાન એન્ડ સન્સ,**
**મુંબઈ—નં. ૩.**

"ગુજરાતી"ની ૩૫ મી ભેટ

# શૈનક મહેલની રાજખટપટ

વા

# બ્રાહ્મણી વંશના વિધ્વંસનો પ્રારંભ

કર્ત્તા

રમણીક અ. મ્હેતા



"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસમાં
મણિલાલ ઇચ્છારામ દેશાઇએ છાપી પ્રકટ કર્યું,
સાસૂન બિલ્ડિંગ્સ, સર્કલ, કોટ, મુંબઇ.

વિક્રમાબ્દ ૧૯૭૫ ખ્રિસ્તાબ્દ ૧૯૧૯

મૂલ્ય રૂ. ૨—૦—૦

## "ગુજરાતી"એ આપેલી ભેટો

૧ રાસેલાસની કથા.
૨ મહારાણીશ્રીનું સંક્ષિપ્ત જીવનચરિત્ર.
૩ હિન્દ અને બ્રિટાનિયા.
૪ ગંગા ગોવિન્દસિંહ.
૫ સવિતા સુંદરી.
૬ ટીપૂ સુલતાન (પ્રથમ ભાગ).
૭ દિલ્લીપર હલ્લો.
૮ અરાડમી સદીનું હિન્દુસ્તાન.
૯ ઔરંગઝેબ અને રાજપૂતો.
૧૦ શાહજાદો ને ભીખારી.
૧૧ હેસ્ટિંગ્સની સોટી.
૧૨ બાજીરાવ બલ્લાળ (સચિત્ર).
૧૩ બેગમ સાહેબ.
૧૪ પાણીપતનું યુદ્ધ.
૧૫ નૂરજહાન.
૧૬ રૂપનગરની રાજકુંવરી.
૧૭ ઈન્દુકુમારી.
૧૮ પ્લાસીનું યુદ્ધ.
૧૯ શિવાજીનો વાઘનખ.
૨૦ હળદીઘાટનું યુદ્ધ.
૨૧ નંદનવનનો નાશ.
૨૨ પેશ્વાની પડતીનો પ્રસ્તાવ.
૨૩ ઔરંગઝેબનો ઉદય.
૨૪ પદ્મિની.
૨૫ કત્લેઆમ.
૨૬ પુરાતન દિલ્હી (સચિત્ર).
૨૭ ચુમ્બનમીમાંસા.
૨૮ ભદ્રકાળી.
૨૯ જગન્નાથની મૂર્તિ અને ભારતનું ભવિષ્ય.
૩૦ હમ્મીરહઠ અથવા રણથંભોરનો ઘેરો.
૩૧ ભુજબળથી ભાગ્યપરીક્ષા.
૩૨ પાટણની પ્રભુતા.
૩૩ ચાણક્યનન્દિની; અ. ચમ્ચ અને સુંઘણી.
૩૪ અનંગભદ્રા અ. વલ્લભીપુરનો વિનાશ!
૩૫ રૌનક મહેલની રાજખટપટ.

# પ્રસ્તાવના



"ફ઼િક્રે મ઼આશ યાદે ખ઼ુદા ઝ઼િક્રે રફ઼્તેગાં,
થોડીસી ઉમ્રમાં ભલા ક્યા ક્યા કોઈ કરે?"

ભાવાર્થઃ—આસાચ્છાદનની ચિંતા, હરિસ્મરણ, ગુજરેલાંઓની વાર્તા—(સ્મરણ) અલ્પ આયુષ્યમાં કહો મનુષ્ય શું શું કરી શકે.

# અનુક્રમણિકા

ઉપક્રમણિકા





# રૌનક મહેલની રાજખટપટ

વા

# બ્રાહ્મણી વંશના વિધ્વંસનો પ્રારંભ



## ઉપક્રમણિકા

“ व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतुः
न खलु बहिरुपाधीन् प्रीतयः संश्रयन्ते।” भवभूति।

આપણી વાર્તાનો આરંભ ઈ. સ. ૧૪૯૫ એટલે હીજરી ૯૦૧ માં છે. જે શેરે ઇસ્લામે પોતાના અતુલ બાહુબળથી ભારતવર્ષના દક્ષિણ ભાગના મધ્ય પ્રદેશમાં, રાજ્ય સંસ્થાપન કર્યું હતું અને જેના વીર વંશજોએ તે રાજ્યની મર્યાદા વધારી હતી, તે રાજ્ય વિચ્છિન્ન થવાની દશામાં હતું. તખ્તે ફિરોજ*પર સુલ્તાન મહંમદ બીજો રાજ્યાધિકાર પર છે. જે દિવાનેખાસ અને દિવાનેઆમમાં રાજતંત્રની મંત્રણા થતી હતી, રાજ્યના હિતની બાબતો ચર્ચાતી હતી, લોકના કલ્યાણ માટે યોજનાઓ ઘડાતી હતી, ત્યાં આજ મદિરાના તરંગ ઉછળે છે. ગાનારીઓના કિન્નરકંઠમાંથી ગાનની લહરીઓ ઉઠે છે: મોજમજાહના અસ્ખલિત સરિત્ પ્રવાહમાં સર્વ નિમજ્જિત થયા છે. ઇરાન, ખોરાસાન, લાહોર, દીલ્હી આદિ સ્થળેથી ગાનારીઓ, ફિરદોસીની મનોરંજક કથા કહેનારા, અને વિલાસિતામાં વૃદ્ધિ કરનાર માણસો આવવા લાગ્યાં છે. રંગમહાલમાં લાવણ્યવતી લલનાઓ રૂપના ક્રયવિક્રય અને મોહમંત્રમાં મુગ્ધ છે. સલ્તનતના ઉમરાવો બે પક્ષમાં વહેંચાઈ ગયા છે. દક્ષિણી અને આબિસિનિયન, વિદેશીઓ (સિરકાસિયન, તુર્ક વગેરે)ને ઈર્ષ્યાની નજરથી જુએ છે. તેઓની રાજખટપટ રાજ્યના અંતર્દ્વારના મૂળ સુધી પહોંચે છે અને રાજ્યને ઉંધું વાળવાની આપત્તિમાં લાવી નાંખે છે; એકાદ બે રાજભક્ત ઉમરાવોવડે આ આફત ટળી જાય છે; પરંતુ રાજ્યસત્તા નબળી પડી જાય છે. બ્રાહ્મણી રાજ્યદંડ શાહ મહંમદના હાથમાંથી પડી જઈ વિદીર્ણ થવાની તૈયારીમાં છે. રાજ્યના ભૂષણરૂપ ઉમરાવોમાં શાહના ચંચલ આચરણથી બેદિલી ફેલાઈ છે. તેઓમાંના કેટલાક સ્વાર્થલોલુપ દૃષ્ટિ રાજ્યસત્તા તરફ નાંખે છે. બળવાન્ ઉમરાવો પોતાની જાગીર અને અધિકાર વધારી સ્વતંત્ર થવાની તૈયારીમાં છે. મલ્લિક અહમંદ બહેરી લગભગ પ્રકટપણે સ્વતંત્ર થયો છે. યુસુફ આદિલ ગવ્હરે ઇકબાલને, ઈમાદ ઉલ મુલ્કને પોતાના નામે ખુત્બા વાંચવાને પ્રેરી રહ્યો છે. વીર સ્વાવલંબી યુસુફની સત્તા પ્રબળ થતી જાય છે. તેને તોડવા કાસિમ બરિદ સલ્તનતનો વજીર કાવાદાવા રચે છે. આયન—ઉલ—મુલ્ક,

*બ્રાહ્મણી વંશના રાજાઓનું મહામૂલ્યવાન્ રત્નજડિત આસ્માની રંગનું સિંહાસન.

દસ્તુર દિનાર, અઝીજ-ઉલ-મુલ્ક પોતપોતાની બાજી ખેલી રહ્યા છે. એક સમયે એક પક્ષમાં તો અન્ય સમયે અન્ય પક્ષમાં સામિલ થઈ પોતાનું શ્રેય સાધવા સર્વ તત્પર થયા છે. જે થોડાક રાજસત્તાને આધીન રહી રાજ્યના કલ્યાણમાં રત રહ્યા છે એવા સ્વામીભક્ત ઉમરાવોમાં તૈલંગણ, વરંગુલ અને ગોવલકોન્ડાનો તુર્ફદાર સુલ્તાન કુલિ કુતુબ-ઉલ-મુલ્ક ઉમદાની હતો. આ પ્રમાણે ચૌદમી શતાબ્દિ દક્ષિણમાંના ઇસ્લામ ગૌરવને અંકમાં લઈ ખેલતી, ભૂતકાળના અંધકારમાં વિલુપ્ત થવાની તૈયારીમાં છે. બિદુરની ભાગ્યલક્ષ્મી અંતિમ શ્વાસ ખેંચતી જડતાની સોડમાં સુવા પ્રસ્તુત છે. બ્રાહ્મણી વંશનો અસ્તમિત રવિ ઝળહળ પ્રકાશ દાખવે છે, પણ

**"ભડકતા હય ચેરાગે સુબ્હ જબ ખામોશ હોતા હય"**

એ કવિવચનની સાક્ષ પૂરે છે.



# પ્રકરણ ૧ લું

## ફરી મેળાપ

"સૂર્ય અસ્તાચલ સમીપ જવાની તૈયારીમાં હતો. આકાશમાં રંગ વિચિત્ર ઘનખંડ છવાયા હતા. સૂર્યનાં આછાં કિરણો હરિત ક્ષેત્રોને, તરુના પલ્લવને આલિંગી, તસ કંચન વર્ણની સુરખા નાખી, રૈનક મહેલની રૈનકમાં વધારો કરતાં હતાં.

એ ભવ્ય પ્રાસાદની એક કક્ષમાંથી એક લલના સૂર્યાસ્તની શોભા નિરખી રહી હતી. પશ્ચિમના આકાશની રક્તિમા હજી છેક નષ્ટ થઈ નથી, પરંતુ સૂર્યનાં ઝાંખાં કિરણો પ્રતિપળે વધારે ઝાંખાં થતાં જાય છે. પક્ષીઓનો કલ્લોલ કર્ણગોચર થાય છે. વિશાળ જનપથપર માણસો પોતાના ઘરપ્રતિ વળતાં જણાય છે. તે સુંદરી નીરસ ચિત્તે આ સર્વ જોઈ રહી છે. તેના મનમાં કંઈ અવનવા વિચાર ઉદ્ભવ પામે છે. આ રમણીનું મન સૃષ્ટિસૌંદર્યના દેખાવથી રંજિત ન થયું હોય, તેમ ગવાક્ષ આગળથી ઉઠી આળસ મરડી ગાદી પર પડી.

તે ખંડમાં ઇસ્ફાનનો ગાલિચો પાથરેલો હતો; તેનાપર ભીંતને અડોઅડ રેશમી મુલાયમ ગાદી બિછાવી હતી. આ ગાદીપર ઉંચે સ્થાને નાજુક તકિયાપર હાથ રાખી, અંગુઠાપર હડપચી ટેકવી, આંગળિયોપર કપોલભાગ સ્થાપી તે બેઠી. પાસે જ એક સુવર્ણ પાનદાન પડ્યું હતું. બાજુમાં એક રૂપાની પિકદાની હતી. નજીકમાં એક ફારસી કિતાબ હતી. બાંદીએ બતી પ્રકટાવી હતી. આ લલના પુસ્તક હાથમાં લઈ વિલોકવા લાગી. પુસ્તકમાં પણ તેનું ચિત્ત ચોંટ્યું નહિ. ઝટ તેણે તે નીચે નાંખી દીધું. આ જોઈ બાંદી બોલી:—

"બાનુસાહિબા! આપ શાનો શોચ કરો છો? શું આજ આપની તબિયત ઠીક નથી?"

"નહિ, નહિ, ઠીક છે."

"તો પછી આમ સુસ્ત અને ઉદાસ કેમ જણાઓ છો?"

"અમસ્તી, સહેજ."

"બાનુસાહિબા! આપના દિલમાં કંઈ દર્દ છે. ખયર, હું દિલરુબા હાજર કરું?"

"બાંદી! કામઠી! દિલરૂબા અહીં ક્યાં છે?"

"વાહ, બીબી, વાહ!" બાંદી તે રમણીના કહેવાના મર્મ સમજી મજાકમાં બોલી; "આ કમતરિન બાંદીને ક્યાંથી ખબર હોય કે બેગમસાહિબા દિલરૂબાના દિદારની યાદમાં ગમખ્વાર થઈ ગયાં છે."

"બાંદી! જરા જબાં સંભાળ."

"ક્યો, બીબી! આપ તો વાત વાતમાં ખફા થાવ છો તો! મેં તો માત્ર એટલે દિલરુબા વાજાંની વાત કરી. આપ બજ્યું ઉલ્ટા અર્થ કરો અને ગરીબપર રોષ કાઢો, એ શું?"

"નહિ, નહિ, ચાંદ તારાપર ગુસ્સો હોય ખરો કે? તું તો મારી હૈયાની કોર છું," ચાંદના સ્હામું પળવાર જોઈ રહી તે રમણી બોલી; "ચાંદ! જરા શરબતે શિરાઝી લાવ તો."

"ચાંદ ઉભી થઈ નમન કરી પોતાની શેઠાણીની આજ્ઞા પૂરી કરવા ચાલી.

આ રમણી ત્યાં વિચારમગ્ન બેસી રહી. તેના મનમાં અનેક વિચાર આવતા હતા. તે પોતાની પૂર્વાવસ્થાને અત્યારની સ્થિતિ સાથે સરખાવતી હતી. અત્યારે તેની સ્થિતિમાં કેવો અપૂર્વ ફેરફાર થયો હતો? ક્યાં તેની કંગાલ અવસ્થા? અને ક્યાં અત્યારનો શાહીબેગમના જેવો દોર દમામ? ક્યાં તેનું બિદુરમાં આવવું? એકાએક ભાગ્યનો ચમકાટ! તે લગ્ન, રાજખટપટ, નાસી જવું અને અત્યારના વૈભવમાં પણ ડગમગતું ભવિષ્ય—આવા વિચાર તેના મનમાં ચાલતા હતા, એવામાં ચાંદ પાછી ત્યાં આવી. તેના હાથમાં સુનાની સુરાહી અને જામ હતા; નીચી નમી, વિનયપૂર્વક સુરાઈ અને જામ નીચે રાખી બોલી:—

"બીબી સાહિબા! જામ ભરી આપું?"

તે રમણીએ પોતાનું ડોકું હલાવ્યું. બાંદીએ જામમાં શરબત રેડ્યું; અને જળપાત્રમાંથી ઠંડું જળ નામી તે રમણીની આગળ ધર્યું. તે રમણીએ તે શરબતના પ્યાલાને પોતાના નાજુક હાથમાં લીધો અને પ્રવાળસમ રક્ત અધરપર ધરી, શરબત પી ગઈ. ચાંદ વિદાય થઈ, એટલામાં એક બીજી બાંદી ત્યાં આવી, અદબપૂર્વક કુર્નિશ કરી બોલી:—

"બાનુ સાહિબા! પાયતખ્તથી કોઈ ઉમરાવ આવ્યા છે?"

"તેમનું મુબારક નામ?" તે રમણીએ પૂછ્યું.

"ઇકામુદ્દૌલા," બાંદીએ જવાબ આપ્યો.

"અમીર-ઉલ-ઇકામુદ્દૌલા!" આશ્ચર્ય પામી તે રમણી બોલી; "બાંદી! જા, નોકરને ઝટ ખબર કર કે, તેમને માટે ઉતરવાનો સર્વ ઇંતેજામ કરે, અને અર્જ કરે કે આપ આરામ લો એટલામાં આકા આવી આપની સેવામાં હાજર થશે. જો, એમને કોઈ પણ જાતની તકલીફ ન પડે, સમજી?"

બાંદી સલામ કરી ત્યાંથી વિદાય થઈ; નોકરોને સર્વ પ્રકારનો ઇંતેજામ કરવા આજ્ઞા કરી; પાછી આવી બંદોબસ્ત કર્યાના સમાચાર તે રમણીને કહ્યા.

"વારૂ, હનિફા તું જા, કંઈ કામ નથી. ચાંદને અહીં થોડી વારમાં આવવાનું કહેજે."

બાંદી ત્યાંથી ચાલી ગઈ. તે રમણી ફરીથી વિચાર કરવા લાગી: 'અહા! ક્યાં તે બાલકાળનો સમય, ક્યાં તેનું રાજધાનીમાં આવવું, કેટલી ખટપટ, ક્યાં

તે ભાગ્યચક્રનું ફરવું ! કયા સંજોગોમાં ઇકામ-ઉદ-દૌલા સાથે પરિચય. આ સર્વ વિચાર તેના મગજમાં એક પછી એક સ્વપ્નની માફક પસાર થઈ ગયા. તે ભાવીનો વિચાર કરવા લાગી. 'શું તે પોતાની મુરાદ બર લાવી શકશે ? શું નસીબનું મોજું તેને ઉન્નતિના શિખરપર મેલશે ? જે રાજવૈભવની તૃષ્ણા તેના અંતઃકરણમાં હતી તે બુઝાશે ? જે પક્ષનું અવલંબન કર્યું છે તેને વિજય મળશે ખરો ? ન મળે તો ? તો પોતાનું શું થશે ?' એવી ચિંતા તે રમણીના હૃદયમાં વિચ્છુના ડંશની માફક વેદના કરતી હતી. થોડી વારમાં તેનું મન આશ્વાસન લેતું હતું કે, 'કંઈ નહિ, જોઈ લેવાશે. અત્યાર સુધી ફાવી તેમ શા માટે નહિ ફાવું ? સામા પક્ષનો વિજય થશે તો મારું શું જવાનું છે ? મને શું નુકસાન થવાનું છે ? મેં ક્યારે રાજપાટ મેળવ્યું છે કે જવાથી મને હાનિ છે ? સામા પક્ષમાં મળવાથી જો ભાગ્યલક્ષ્મી પ્રસન્ન થાય તેમ હશે તો મને તેમ કરતાં શી વાર છે ? અત્યાર સુધીમાં મેં શું નથી કર્યું ? બળી એ ભવિષ્યની ચિંતા.'

એટલામાં ચાંદ ત્યાં ફરીથી દાખલ થઇ, તેની વિચારમણિમાળાના મણકા વેરાઈ પડયા. તે બોલી:–

"ચાંદ !" "જી."

"જા, જો, ઈકામુદ્દૌલા શું કરે છે ? જો તેઓ એકલા હોય તો ઇસારો આપ કે, દિવાનખાનાની ઉપરની બાજુના દાલાનમાં આ દાસી આપની રાહ જુએ છે."

ચાંદ ચાલી ગઈ. જે સ્થાને ઇકામુદ્દૌલાને ઉતારો આપ્યો હતો ત્યાં આવી જોયું તો, ઇકામુદ્દૌલા એક ગાલીચાપર પડ્યો હતો. તેણે પ્રવાસના કપડાં બદલી નાંખ્યાં હતાં; એક નાજુક ઇજાર અને શરીરપર દુધસમ શ્વેત પહેરણ ધારણ કર્યું હતું; માથાના કેશ છૂટા હતા. તેણે બાંદીને જોતાં જ ઉંચી નજર કરી; બાંદીએ પણ કોઈ પાસે નથી, એ જોઈ લેવા દૃષ્ટિ ચારેમેર ફેરવી લીધી. બાંદીએ શિર ઝુકાવી નમન કરી કહ્યું:–

"આલીજહાં, સાહિબેઆલમ ! બાનુસાહિબા અરજ ગુજારે છે કે, આપ દિવાનખાનાના દાલાનમાં એમને દર્શન દઇ આભારી કરશો."

"બાનુસાહિબા કોણ ?"

"જી, મહેરે આલમ ખયરુન્નિસા !"

"શું તે અહીં છે ?"

"જી, નામવર, આપના દિદારનાં દર્શનનાં ઇંતેજાર છે."

"વારુ, તો જણાવ કે, તેમની ઇચ્છા એ મારે મન આજ્ઞા છે. હું એક ક્ષણમાં એમની તહેનાતમાં હાજર થઇશ."

બાંદી રૂખ્સત થઈ. ઇકામુદ્દૌલાએ તરત જ જામો પહેર્યો, માથે પાગ બાંધ્યો, અને નિયત સ્થાને જવા તૈયાર થયો. આણી તરફ ચાંદે પોતાની શેઠાણીને ખબર આપી; તે પણ નાજુક પોશાક ધારણ કરી તે દાલાનમાં જઈ બેઠી.

જે દાલાનમાં ખયરુન્નિસા બેઠી હતી, તેની બાજુમાં એક ભીંતની અડોઅડ નાનો ઓરડો હતો. આ ઓરડાને અયશના સામાનથી શણગારેલો હતો. મુલાયમ ગાલીચો પાથરેલો હતો; તેનાપર ગાદી નાંખવામાં આવી હતી, અને તે પર ચંદની જેવી સફેદ મલમલી ચાદર બિછાવી હતી. એક બાજઠપર શિરાજીની

સુરાહી અને જામ પડ્યાં હતાં. એક ખૂણામાં આરામને માટે નાનો રૂપાનો પલંગ હતો. ખયરૂન્નિસા અહીં આવી એક ગાદીપર બેઠી. થોડી વારમાં એક મનુષ્ય ધીમેથી દાખલ થયો. અવાજ થતાંની વાર તે રમણી તરત ઉભી થઈ. તેણે જોયું કે,

એક ત્રિસ વર્ષનો ઉમરાવી પોશાક ધારણ કરેલો માણસ અંદર દાખલ થયો. આવનારનો ચેહેરો ગૌર, લલાટ વિશાળ, આંખ ઝીણી અને પાણીદાર હતી. તેનું નાક ઇરાનવાસીઓના જેવું હતું. તેના આંખોપરથી જોનારને ભાસ થાય કે, આ માણસને આજ્ઞા ઉઠાવવા કરતાં આજ્ઞા કરવાની વધારે ટેવ હોવી જોઇએ. તેના લલાટપરથી તે કોઈ દૃઢ વિચારનો માણસ હોવો જોઇએ. તેના હલન-ચલનમાં એક પ્રકારની યૌવનસુલભ સ્ફૂર્તિ જણાતી હતી. તેની શરીરકાઠી મજ-બુત અને તેના અંગ કસાયલાં ભાસતાં હતાં. તેની મુખમુદ્રાપર કંઇક ગર્વની છાયા એવી તો સ્પષ્ટ જણાતી હતી કે, આ માણસ જાણે બીજાને કંઈ વિસાતમાં લેખતો નથી. આટલું છતાં એક પ્રકારની ઊચ્ચા દરજ્જાને યોગ્ય શીલ અને વિનયની છાપ સ્પષ્ટ દૃગ્ગોચર થતી હતી.

તેણે પોષાકમાં માત્ર સાદો ઝભ્ભો અને પાગ ધારણ કર્યાં હતાં, પગમાં રેશમી નાજુક ઇજાર હતી, તેના કમરબંદમાંથી તરવાર લટકતી હતી. આ મનુષ્યને જોતાં જ સામાની મનમાં ખાત્રી પડતી હતી કે, આ માણસ દોસ્તીના હકમાં પ્રાણની પરવા નહિ કરે; પણ જો દુશ્મન થયો તો પ્રાણ લેતાં પણ નહિ છોડે.

અને તે પુરૂષની દૃષ્ટિએ પડેલી રમણી ?

વિધાતાએ તેના અંગમાં એવી વિલક્ષણ મોહકતા મૂકી હતી કે, જેના દૃષ્ટિપથમાં તે એક વાર આવી કે સદાને માટે તેના અંતઃકરણમાં વાસ કરી કાયમ રહેતી. અહા! બિદુરના કેટલા સરદારોને તેણે દિવાના કર્યાં હતા? તેના શરીરનો અમુક ભાગ કે અમુક અવયવ વિશેષ સુંદર હતું, એમ કહી શકાય તેમ ન હતું, પરંતુ તેના શરીરના સર્વ ભાગ પ્રમાણસર હતા, અને એકંદર વલણ એવું હતું કે, ભલી ભલી સુંદર સ્ત્રીઓમાં તેના જેવી સ્ત્રી સાંપડવી મુશ્કેલ હતી. તેનું વય કળવું કઠિન હતું. તેનો ચેહેરો ભભક ભર્યો અને સામાને આંજી નાંખે તેવો હતો. તેના શરીરનો વર્ણ કેતકી સમાન હતો. તેની આંખો પાણીદાર અને હીરાની માફક તેજસ્વી હતી. તેની મુખમુદ્રાપરથી તે કોઈ બુદ્ધિસંપન્ન, ઠરેલ, અને ખટપટમાં રમી રહેલ હોય એમ જણાતું હતું. તેણે શરીરપર વાદળી ઓઢણું ઓઢયું હતું, અને આછા દાગિના ધારણ કર્યા હતા; તે તેની સ્વાભાવિક શોભામાં વધારો કરતા હતા. આપણા પ્રવાસીને જોતાં જ તેના મોહપર સેહેજ શરમના શેરડા પડ્યા, તેપરથી એમ અનુમાન સહજ થતું કે, આવનાર મનુષ્યની સાથે તે પરિચિત હોવી જોઇએ.

તે રમણી આવનારને જોઈ બોલી:-"કોણ? ઇકામુદૌલા ! આપ અહીં ?"

"જી, બાનુસાહિબા આદાબ તસ્લીમાત્," એટલું કહી તે પળભર તે રમણીની સામું જોઈ રહ્યો; અને જોતાંની વાર તે રમણીવિષેના અનેક વિચાર તેના મનમાં વિજળીની ત્વરાથી પસાર થયા: તે બિદુરમાં તેનો ભાગ્યોદય, રંક અવસ્થામાંથી ઉન્નત અવસ્થામાં આવવું, તે ખટપટો અને કાવાદાવા, એક સમયે

ઇક્રામુદ્દૌલાની સાથે પ્રણયબદ્ધ થવાની તૈયારી, બીજા સરદારોની ખટપટ, એક સમયે ઇક્રામુદ્દૌલાને હાથે તેનો ઉદ્ધાર વગેરે બીના તેના સ્મરણમાં તાજી થઈ. અહા ! આ સર્વ બન્યાને કેટલો સમય વીતી ગયો હતો અને આજ તે અહીં હતી.

"આપ અહીં શા કામને માટે પધાર્યા છો ?" તે રમણીએ પુછયું.

ઇક્રામુદ્દૌલાના ચેહેરાપર હાસ્યની છટા ખેલવા લાગી. તે બોલ્યો:-

"જેમ રમણીઓને મન કેટલીક ગુપ્ત બાબતો હોય છે, તેમ અમારે મન પણ કેટલીક ગુપ્ત બીનાઓ હોય છે."

"આપનાં દર્શન કંઈ નહિ તો ચારેક વર્ષ બાદ થાય છે, અને તે અરસામાં-"

"હા, એટલી મુદતમાં કેટલા ફેરફાર થયા છે ? પણ-"

"પણ, હજૂર ! આપના ચેહેરામાં તો કંઈ ફેરફાર થયો નથી," તે રમણીએ હસીને જવાબ આપ્યો; "માત્ર આપ સેહેજ ઉંચાઇમાં અને માનમાં વધ્યા છો."

"માનમાં ?" આશ્ચર્ય પામી ઇક્રામુદ્દૌલાએ કહ્યું; "તે ગમે તેમ હો, પણ આપના ચેહેરામાં તો બિલ્કુલ ફેરફાર થયો નથી. આપની નયન કટારીની ધાર હજી પૂર્વવત્ તીક્ષ્ણ છે. આપના ગાલની સુરખી ગુલને લજાવે છે. આપના ચેહેરાનું સૌંદર્ય મનભ્રમરને લુભાવે છે."

"વાહ ! વાહ ! આપ તારિફ રહેવા દો. કહો, આટલાં વર્ષો સુધી આપ શું કરતા હતા ?"

"શું કરતો હતો ?" સિપહસાલાર શું કરે ? જંગે મેદાનમાં તલવારથી પટાબાજી ! આજ અહીં, કાલ ત્યાં," હસ્તાં હસ્તાં ઇક્રામુદ્દૌલાએ જવાબ આપ્યો, અને તેમ કરતાં એક તીક્ષ્ણ દૃષ્ટિપાત તે રમણીપર ફેંકયો.

"આહ ! જંગ, જંગ ને જંગ ! ન અયશ, ન આરામ ! જીંદગીની લુત્ફ અર્થાત્ મઝા જંગે મર્દાઇમાં છે ?"

"માનો કે, જીંદગીની લુત્ફ કેવળ જંગે મર્દાઇમાં નથી; માનો કે, જીંદગીની લુત્ફ સનમ, શરાબ અને સાકી છે, પણ બીસાહિબા ! વિના જંગ કોઈ અયશને મેળવતું નથી; જંગ વિના કોઈ આબરુ મેળવતું નથી. જંગે મર્દાઈ વગર ન તો કોઈ સલ્તનત કે જાગીર મેળવે છે, ન કોઈ તેને સંભાળી શકે છે."

"બળ્યો એ જંગ. જો આપ મિરચમાં તે વખતે હાજર ન હોત તો મારા શા હાલ થાત ? અહા ! જો આપે મારી જીંદગી બચાવી ન હોત, તો આજ આપની સાથે આ ગુફતગો કરવા જીવતી ન હોત. ગમે તેમ, પણ સાહિબાવાલા ! હું આપની સદાને માટે ઋણી છું."

"વાહ, બીબી ! આપે તો તારિફ કરવાનો ઇજારો રાખ્યો છે, કે શું ?"

"એમાં તારિફ શી છે ? શું આપે મને એ ક્રૂર માણસોના હાથમાંથી બચાવી નથી ? જો આપ વેળાસર આવી ન પહોંચ્યા હોત તો મારું શું થાત ? અહા ! તે દિવસો યાદ આવતાં મારા શરીરમાં કમ્પ પેદા થાય છે," એટલું કહી નિ:શ્વાસ નાંખી નીચું જોઈ રહી.

ઇક્રામુદ્દૌલા પાસે સર્યો અને બોલ્યો:-

"એમાં મેં શું કર્યું છે ? માણસ કંઈ કરી શકતો નથી. જે મુકદ્દરમાં લખ્યું હોય છે તે થાય છે."

"તે ખરી વાત છે, પણ આપના દિદારનાં દર્શન તો ત્યારથીજ થયાં."

"વારુ, પણ આપ ત્યાં શા માટે ગયાં હતાં?"

"અમ્માની મરજી હતી કે, ત્યાં જવું અને જીલાનીને કાબુમાં આણવો. વળી સુલ્તાનનું ફરમાન હતું, એ બીના આપ ક્યાં નથી જાણતા?"

"હા, તે ખરી વાત, પણ બીસાહિબા! આપ મને ભૂલી ગયાં, અને ઉમરાવ ઉલ નાસિરખાંને હુસ્નની નવાજેશ કરી. ગર હું ત્યાં ઝાઝો વખત રહત તો–"

"તો આપ આ મનમંદિરના માલિક બનત–" એટલું કહી તે રમણી હસી તેના સામું જોઈ રહી."

ઇકામુદૌલા સ્હેજ આગળ સર્યો; તે રમણીના હાથ પોતાના હાથમાં લીધા, અને કહ્યું:–

"હું નહતો ધારતો કે, આપ વરંગુલમાં હશો. હું ધારું છું કે, આપ અને આપના ખાવંદ અહીં કંઈ કામ માટે આવેલ હશો."

તે રમણી હાથ છોડાવી બાજુએ સરી: જાણે કોઈ નાપસંદ બનાવ કે નાગમતી વાત કરી હોય તેમ તેના મુખપર ખિન્નતા છવાઈ. તેણે કહ્યું:—

"જી, ના. મારા સ્વામી ક્યાં છે, તેની મને ખબર નથી. એ ખરી વાત છે કે, મેં તેમની સાથે નિકાહ કર્યા. બાદમાં અમે બિદુર આવ્યાં. ત્યાં શી ખટપટ જાગી, તે કોણ જાણે; પણ તેઓને કાસિમ બરિદખાંએ સાગર મોકલ્યા, અને હું અહીં આવી છું. મેં એ પ્રણયસંબંધથી જે સુખની આશા રાખી હતી, તે મળી નહિ; જે મહત્વાકાંક્ષાને હું દીલમાં પોષતી આવી છું, તે ફળીભૂત થઈ નહિ. મારી મુરાદ બર આવી નહી એટલું જ નહિ, પણ વજીરે સલ્તનતે જે કામ તેઓ મારફત કરાવવા ધાર્યું હતું, તે પણ તેઓ કરી શકયા નહિ. જે આબરૂ અને કીર્તિ માટે એક મર્દ માણસની ઇચ્છા હોય છે તે તેમણે મેળવી નહિ; પરંતુ જે કામ તેમને સોંપવામાં આવ્યું હતું તે એવું તો વણસાડ્યું કે, તેમને બિદુર છોડી ભાગવું પડ્યું. ફરીથી તેઓ બિદુરમાં પગ મૂકી શકશે કે નહિ, એ પણ શંકાસ્પદ છે. પ્યારે ઈકામ! હું અહીં આવી, એમાં મારો શો દોષ છે?"

"દોષ કેમ નહિ? આપનાં લગ્ન થયાં ત્યાર પહેલાં આપ તેમની હકીકતથી વાકેફગાર નહતાં? આપે અજ્ઞાનતામાં થોડાં લગ્ન કર્યાં હતાં?"

"કબુલ, હું અજ્ઞાન નહતી. મને ઘણી હકીકત માલમ હતી, પણ હજરત! આપ ક્યાં નથી જાણતા કે, મારે શા માટે એમ કરવું પડ્યું? આપ તો સારી રીતે મારી હકીકતથી વાકેફગાર છો. અમ્માજાને વજીરે સલ્તનતની આજ્ઞાથી આ લગ્ન કરવાની ફરજ પાડી હતી. કાસિમ બરિદ પોતાનું કામ કેમ સાધે છે, એ આપનાથી ક્યાં છૂપું છે? અને વળી આપ શું એમ ધારો છો કે, મારું લગ્ન કદી સુખકારક નીવડત ખરું?"

"શા માટે નહિ?"

"'શા માટે નહિ?' કારણ કે હુજૂરની વય સાઠ વર્ષની હતી, જ્યારે મારી વય માત્ર બાવીશની હતી. હજરતને આરામની આકાંક્ષા હતી, જ્યારે હું પોતાને સ્વતંત્ર સલ્તનતની માલેકા જોવા ઉત્સુક હતી. લાચાર! અફસોસ! માત્ર એક જ વસ્તુની ઉમેદ બાકી છે:—"

"શી ?" ઇક્રામુદ્દૌલાએ ઔત્સુક્યથી પુછ્યું.

"તલાકનામું," તે રમણીએ જવાબ આપ્યો.

"તેની કંઈ ગરજ નથી."

"કેમ ?" આશ્ચર્યચકિત ચેહેરે ખયરુન્નિસાએ પૂછ્યું.

"માફ કરજો, બાનુસાહિબા ! આપના શૌહર બહેશ્તનશીન થયાની વાત ફેલાઇ છે !"

તે રમણી ચિત્રવત્ પૂતળાની માફક સ્તબ્ધ બની ઉભી રહી. બીજી જ પળે તેની આંખમાં વિદ્યુત્તેજ ચમકવા લાગ્યું. તે શાંતપણે ઇક્રામુદ્દૌલાની સામું ટગરટગર જોઈ રહી. 'આહ ! જો તે એ અડવાડિયાં બીરચમાં રહ્યો હોત તો તે કદાચ તે માણસની સાથે લગ્નગાંઠમાં જોડાઈ હોત. પણ યુદ્ધના પ્રસંગે તેને બીરચ છોડી જવાની જરૂર પડી. પણ અત્યારે તે ફરીથી ધારે તો તેની સાથે પ્રણયસંબંધમાં જોડાવા મુક્ત હતી, પરંતુ તેમ કરવું કે નહિ,' એ તેને વિચારનો પ્રશ્ન હતો.

અમે જે સમયની વાત લખીએ છીએ તે સમય દક્ષ્ખણના ઇતિહાસમાં ઘણો જ મહત્વનો હતો. બ્રાહ્મણી વંશનો સુલ્તાન મહમદ બીજો અયશ અને મોજમજાહમાં એવો તો મશગુલ રહેતો હતો કે, તે રાજકાર્યની બાબતપર બિલ્કુલ લક્ષ આપતો નહિ. ઉમરાવો મરજીમાં આવે તેમ વર્તતા હતા. આજ એક પક્ષ તો કાલ બીજો પક્ષ, શાહની મરજી સંપાદી, પોતાનું કામ કાઢી લેતો હતો. આ મંત્રીઓની ખટપટ રાજ-મહેલના અંતર્ભાગ સુધી પહોંચતી અને ખુદ રાજમહેલમાં મારામારીના પ્રસંગ બની આવતા હતા. જે મંત્રીઓ પોતાની બાજી ખેલતા હતા, તેમાં કાસિમ બરિદ મુખ્ય હતો. તે પોતાની સહાયમાં હુશિયાર માણસો રાખતો હતો. તેઓ પ્રકટપણે સામા પક્ષમાં મળી જઈ તેને સઘળી હકીકતથી વાકેફગાર કરતા હતા. આવા માણસોને ઉચ્ચપદે ચઢાવી, કેટલીક વાર પોતાની સત્તા જમાવી રાખતો હતો. આ ઉપરાંત તેની બીજી યુક્તિ એ હતી કે, કેટલીક બાંદીઓદ્વારા જુદે જુદે સ્થળેથી તે ખરી હકીકત મેળવી લેતો હતો, અને કેટલાકને તે પોતાના પક્ષના માણસોમાં ભેળવી કામ કાઢી લેતો હતો. ખયરુન્નિસાની મા અસ્સલ કયા દેશની વતની હતી તે કોઈ જાણતું નહતું; પણ તે આ દેશની વતની ન હતી. તેને કોઈ બહારના મૂલ્કથી લઈ આવ્યું હતું. બિદુર આવતાંની વાર જે માણસની સાથે તે આવી હતી, તેનો ભાગ્યોદય થતાં વાર લાગી નહિ. તે કાસિમ બરિદના પક્ષની અનુયાયી બની અને પોતે ઉચ્ચ કુળની ન હોવાથી તેની સાથે કાવાદાવામાં ભાગ લેવા લાગી. તેને એક દિકરી હતી; તે રૂપલાવણ્યમાં અનન્ય હતી અને એની ખ્યાતિ સારા બિદુરમાં પ્રસરી હતી. તેના લગ્નના અનેક ઉમેદવાર હતા, પરંતુ કાસિમ બરિદના કહેવાથી, તેની માના આગ્રહથી તે ઉમરાવ ઉલ નાસિરખાં સાથે પ્રણયમાં બદ્ધ થઈ. બન્નેની વય અસમાન હતી અને તેમનું લગ્ન સંતોષ-જનક નીવડ્યું નહિ. ખયરુન્નિસા, આગળ કહ્યું તેમ, મહત્વાકાંક્ષી હતી. તે રાજ્યની ખટપટોમાં ભાગ લેતી હતી અને સ્વતંત્ર સલ્તનતના માલેકની બેગમ થવા ઇંતેજાર હતી. આ હેતુ સાધવાને માટે તે ગમે તે ઉપાય અજમાવવા પ્રસ્તુત હતી. તેનો સ્વામી રાજ્યની સીમાના બખેડા માટે તપાસ કરવા ગયો હતો ત્યાંથી તે ઘણી

મુદતે પાછો ફર્યો નહિ. આ તકનો લાભ લઈ તે અત્યારે વરંગુલ આવી હતી. આ કામમાં કાસિમ બરિદનો હાથ હતો. સુલ્તાન કુતુબ–ઉલ–મુલ્ક હમદાની ગોવલકોંડા અને વરંગુલનો હાકેમ હતો. આ સત્તાપરથી તેને હખેડવા કાસિમ બરિદના કાવાદાવા ચાલુ હતા અને તેને માટે તેણે મલેક મુબારકને વરંગુલ રાખ્યો હતો. તેનાપર અંકુશ રાખવા માટે ખયરૂન્નિસાને સાથે લપટાવી ત્યાં રાખી હતી.

"આપે શી રીતે જાણ્યું કે, તેઓ જન્નતશીન થયા છે?" તે રમણીએ થોડીવાર રહી પૂછ્યું.

" 'શી રીતે?' તેમના મરણની બાતમી સારા શહેરમાં ફેલાઈ છે. ઉમરાવનો ગુલામ કાદર બિદુરમાં પાછો ફર્યો હતો અને તે આ સમાચાર લાવ્યો હતો."

"વારુ, હજરત! જો આપને આ બાબતની ખબર હતી, તો પછી એમ શા માટે પૂછ્યું કે, અહીં હું મારા સ્વામી સાથે છું?"

"એટલા માટે કે આપ એકલાં અહીં હો, એ સંભવિત નથી."

"હુજુરેવાલા! હું અહીં એકલી નથી; મારી સાથે મારી ખાલાજાન અહીં છે. હું અહીં તેમને મળવા આવી છું."

"આપ ખાલાજાનને મળવા આવ્યાં હશો, એ બનવા જોગ છે. આપ કામ વિના આવો, એ કોઈ દહાડો બને ખરું?"

"કેમ? એ ન બને એનું કારણ?"

"કારણ, આપનો સ્વભાવ. આપ કંઈ હેતુ વગર એક ડગલું આગળ વધો એમ નથી."

"બરાબર કહ્યું; પણ હજરત! આપ ક્યાં સુધી આમ દિવસો ક્હાડવાના? શું આપ સદા આમ ફર્યા જ કરવાના છે?"

"મુકદ્દરમાં શું લખ્યું છે, તેની કોને ખબર છે?"

"તો શું આપનો શાદી કરવા વિચાર નથી?"

"સિપહ અને શાદી?"

"કેમ, સિપહસાલાર પ્યાર મુહબત કરી શકતા નથી?"

"કરે, પણ જેને મેદાને જંગમાં ઘુમવાનું છે, જેને તરવાર એ જ સાથી છે, જેને જમીન એજ બિસ્તર છે, તેની સાથે પ્યાર કરી કોઈ શું સુખ મેળવી શકે?"

"જો એમ જ હોત તો દુનિયાના બહાદુર વીરો, વિજય મેળવનારા લગ્ન કરત જ નહિ. શું દિલેરના દિલમાં પ્યારનો વાસ નથી હોતો?"

"પ્યાર! ઇશ્ક! આ દુનિયામાં આબેહયાત છે. તે મરેલા હૃદયને સજીવન કરે છે; તે સુકાયલા જીવરૂપી વૃક્ષને ફુલાવે છે. ઇશ્ક આ મરૂભૂમિમાં હરિયાળી નેત્રતૃપ્તિનું સ્થાન છે. જો પ્રેમ ન હોય તો આ દુનિયા વેરાન છે."

"હજૂર! આપ આ ઇશ્કના પાઠ ક્યાં શિખ્યા?"

"બીબીસાહિબા! ઇશ્કની મકતબમાં આપે જ શિખવ્યા હતા."

"હું ઇચ્છું છું કે, મેં વધારે સારી રીતે પ્રેમના પાઠ પઢાવ્યા હોત."

"મને પણ એમ જ લાગે છે કે, આપે મને શિખવવા જરા વધારે મહેનત લીધી હોત."

"હજી ક્યાં વખત વહી ગયો છે?"

"જી, હવે મને એ પાઠ ભણવાની ઇચ્છા નથી."

"એમ કેમ?" આશ્ચર્ય પામી તેણે પૂછ્યું.

"કારણ કે આપના દિલપર અખ્તિયાર હવે કોઈ બીજો જ મેળવશે, એમ લાગે છે."

"પ્યારે ઇકામ! આપ વિસરી જાઓ છો કે, એક વખતે હું આપના દિદારની પ્યાસી હતી."

"એ જમાનો ગયો."

"તો શું જમાનાની સાથે મુરાદ પણ ચાલી ગઈ?" "જી."

"તો શું આપના દિલમાં મારે માટે પ્યાર નથી! ઇકામ! ઇકામ હું આપનાપર જાંનિસાર કરતી હતી, એ શું યાદ છે?"

"બાનુસાહિબા! યાદ આપી જખમી જીગરના રુઝાયલા ઘાને તાજા કરવામાં શો લાભ છે? આપની એ ફિદાગીરી ઉમરાવ ઉલ નાસિરખાંપર ઉતરી. આપે તેની સાથે શાદી કરી, આ અદના સિપહસાલારને માર્ગમાંથી દૂર કર્યો."

"તો શું હું આપને વિસરી ગઈ છું, એમ લાગે છે?"

"ના, આ દુનિયામાં વિસરવાની ખાલી વાત છે. પણ બીસાહિબા! કોઈ મારાથી વધારે લાયક આપનો તાલિબે દિદાર છે. એ આપની હોંશોહવશ બર આણશે; કદાચ સલ્તનતનો હાકેમ બની આપને વૈભવના સાગરમાં રેલાવશે. હું આજ અહીં છું, કાલ ક્યાં હોઇશ? બેચાર રોજમાં અહીંથી ચાલી જઇશ, આપના માર્ગમાંથી સદાને માટે દૂર થઇશ."

તે રમણીએ એક નિષ્કમ્પ શ્વાસ નાંખ્યો; તીવ્ર દૃષ્ટિથી તેની સામું જોઇ રહી. જેમ કોઇ મનુષ્ય સામાના મનમાં ઉંડા ઉતરી તેના અંતરના ભાવ જાણવા માગે, તેમ તે ઇકામુદ્દૌલાના ચેહેરા સા જોઇ, તેના ભાવ સમજવા યત્ન કરતી હતી. એટલામાં બારણાપર કોઇએ આઘાત કર્યો. ઝટ સાવધાન થઈ તેણે બારણું ખોલ્યું. બાંદી અંદર દાખલ થઇ, નીચે પડી, ધીમેથી બોલી:—

"બાનુસાહિબા! હજરતની સ્વારી આવી પહોંચી છે," એટલું કહી ચાલી ગઈ

"હજરત મલેક મુબારક આવી પહોંચ્યા?" ઇકામે પુછ્યું.

"હા."

"તો હું હાલ તુરત છૂટો પડું છું." એમ કહી તે ત્યાંથી ચાલ્યો ગયો. ખયરન્નિસા પણ પોતાના ખંડમાં ચાલી જવા નીકળી.



## પ્રકરણ ૨ જું

### કપટીનો ફંદ

ઇકામુદ્દૌલા પોતાને માટે નિયત કરેલી ઓરડીમાં ગયો. ત્યાં જઈ તેણે પોતાના સામાનમાંથી એક નાની પોટલી કાઢી; તેમાં કેટલાક કાગળોનાં બંડલ હતાં, તેમાંથી એક મોહોરબંધ જરીયન લિફાફા લીધો; આયનામાં એક વાર દૃષ્ટિપાત કરી પોતાના માથાપરનો પાગ અને શરીરપરના વસ્ત્રને ઠીકઠાક કર્યાં. અંતે તે લિફાફો હાથમાં લઈ મલેક મુબારકને મળવાની રાહ જોતો પોતાના ખંડમાં

આંટા મારવા લાગ્યો. આણી તરફ મલેક મુબારક આવ્યો, તેવો પ્રથમ જનાનખાનામાં ગયો. ત્યાં આયઝન્નિસા સાથે વાત કરતાં માલમ પડ્યું કે, ઉમરાવ ઉલ ઈક્રામુદ્દોલા આવેલ છે. તેની મુલાકાત લેવાને માટે તે જનાનખાનાની બહાર નીકળવા જવાની તૈયારી કરવા લાગ્યો, પણ એટલામાં સામેના દ્વારમાંથી જેમ શ્યામ મેઘમાલામાંથી દામિની ચમકી ઉઠે, તે પ્રમાણે એક રમણીરત્ન અંદર પ્રવેશ્યું.

અહા! શું તેનું અપૂર્વ સૌન્દર્ય હતું? જેમ શરદજલભરા નદીનું વારિ સ્વચ્છંદ વિચરે, તેમ તેના શરીરપરથી યૌવન રેલાતું હતું. તે રમણીની શરીર કાઠી નહિ અતિ ઉચ્ચ તેમ નહિ અતિ નીચ; તેનું શરીર સ્થૂલ નહતું તેમ છેક કૃશ પણ નહતું. *'સડ પાતળ, શાખેનિબાત' જેવી તે દીસતી હતી. તે રમણીના શરીરનું પ્રત્યેક અવયવ સૌન્દર્યપૂર્ણ હતું અને બીજા અવયવની શોભામાં વધારો કરતું હતું. તેના માથાના કેશ શ્યામ હતા. તેનો ભાલપ્રદેશ વિસ્તીર્ણ, ભ્રુકુટી ઘણી સુવક્ર અને કૃષ્ણ વર્ણની હતી. તેનાં નેત્ર નક્ષત્રની માફક ચમકતાં હતાં અને તેની નાસિકા સરળ, તેનો કપોલપ્રદેશ ગુલે અનારને લજાવે તેવો હતો. તેના હોઠ લાલ પ્રવાલસમ હતા અને દાંત મોતીની સર સમાન શુભ્ર હતા. લલિત મૃણાલ દંડસમાન કોમલ બાહુ, ચંપક કલિ સમાન નાજુક અંગુલિયો, ક્ષુદ્ર કટિ, ઉન્નત નિતંબ, રક્તિમ પગની પાની હતી. તે રમણીએ આછા પરંતુ શરીરના સ્વાભાવિક સૌંદર્યમાં વધારો કરે તેવો પોશાક અને અલંકાર ધારણ કર્યા હતા. શરીરપર કાળું જરિયન ઓઢણું ઓઢ્યું હતું. મેઘથી વેષ્ટિત ચંદ્રિકાસમાન તેનું મનોહર મુખ ભાસતું હતું. મુક્તાસેરથી વેષ્ટિત કેશદામ હતા; તેનો વેણીબંધ નિતંબ સાથે ક્રીડા કરતો હતો. નાકમાં વેશર અને કંઠમાં મોતીની માળા હતી. નાજુક ઇજારબંધપર પગમાં રૌપ્ય ઘુઘરીનો મધુર ઝંકાર થતો હતો.

આ સ્ત્રીનો દેખાવ એવો મોહક હતો કે, જાણે જન્નતની હુરનું ગુમાન ઉતારવા ઈશ્વરે તેને નિર્માણ કરી હોય, એમ ભાસતું હતું. તેના વિસ્તીર્ણ ભાલપ્રદેશ અને મસ્તકના આકારપરથી આ રમણીમાં વિલક્ષણ બુદ્ધિમત્તા જણાતી હતી. તેની મદિલી આંખોપરથી તે સેહેજ અભિમાની અને સ્થિર દૃષ્ટિપરથી તેના મનનું નિગ્રહપણું વ્યક્ત થતું હતું. તેની પ્રફુલ્લ મુદ્રા તેના ઉદાર અંતઃકરણની અને ઉત્સવપ્રિય સ્વભાવની સાક્ષ આપતાં હતાં.

મલિક મુબારક ચિત્રવત્ પુતળાની માફક સતૃષ્ણ નયને આ રૂપસૌન્દર્યનું પાન કરી રહ્યો. તેણે બાંદીઓને મોંહે આ રમણીરત્નના રૂપરાશિની પ્રશંસા સાંભળી હતી. પણ આજ તેને જોતાં જ પલભર દેહશુદ્ધિ વિસરી ગયો.

આયઝન્નિસા ઉઠી સામે લેવા ગઈ અને બોલી:—

"આવો, બેહેન! આજ તમે અહીં? તબિયત તો ઠીક છેને?"

"જી ખુદાની મહેર છે. આપ કેમ છો?"

"ઠીક, આજ કંઈ એકાએક અહીં?"

"હા, શું અબ્બાજાનને અહીં તશરીફ ફરમાવી નથી?"

"નહિ, બીસાહિબા! તેઓ અહીં આવ્યા નથી," મલિક મુબારક બોલી ઉઠ્યો.

"મેં સાંભળ્યું હતું કે, તેઓ અહીં આવવા નીકળ્યા હતા, અને તેઓ થોડા

---

* શાખ=ડાળી, પલ્લવ, નિબાત=શેરડી એટલે કુમાંગી અને રસિક.

વખતમાં અહીં આવી પહોંચશે. આપ મહેરબાની કરી આ રૂક્કો તેમને આપવા કૃપા કરશો?"

"જી," એટલું કહી તે રૂક્કો લઈ મલેક મુબારક ત્યાંથી ચાલી નીકળ્યો.

મલેક મુબારકે પોતાના ઓરડામાં આવી ઇક્રામુદ્દૌલાને બોલાવી આણવા માણસ મોકલ્યો, અને થોડી વારમાં નોકર સાથે તે ત્યાં દાખલ થયો.

દરબારોચિત સલામ થયા બાદ મલેક મુબારકે કહ્યું:—

"મારી ધારણા ન હોતી કે, આપ આટલા જલ્દીથી અહીં આવી પહોંચશો."

"ક્યાંથી હોય?" ઇક્રામુદ્દૌલાએ બોલનારની પ્રતિ દૃષ્ટિપાત કરી જવાબ આપ્યો.

ઇક્રામુદ્દૌલા જોઈ શક્યો કે, મલેક મુબારકનું વય ત્રીસબત્રીસથી વધારે ન હતું. તેનો ચહેરો ગૌર હતો, મુખ સહેજ લંબગોળ હતું, નાક અણીદાર, આંખો ઝીણી અને પાણીદાર હતી. તેના શરીરેશરીરનાં અંગ કસાયલાં હતાં. તેના ચહેરાપરથી તે કોઈ ખટપટી અને દૃઢનિશ્ચયી મનુષ્ય હોય એમ જણાતું હતું. તેના પોશાકની ટાપટીપ, મનોહર મુખકાંતિ અને વાતચીત તથા શરીરના હલનચલનની ઢબ એવી હતી કે, શિથિલ વર્તનની શ્યામાઓને ભૂરકી નાંખી ભોળવવામાં અને તેમના મનપર સ્વામિત્વ મેળવવામાં પ્રવીણતાની વાત જે પાયતખ્તમાં સાંભળી હતી, તે સ્પષ્ટ જણાતી હતી.

"ખચર, પણ આપના આવાગમનથી મને આજ ઘણો સંતોષ થયો છે અને બીજી વાત એમ છે કે આપ આજ ઘણા યોગ્ય વખતે આવી પહોંચ્યા છો."

"જી, એ શી રીતે?" ઇક્રામુદ્દૌલાએ પૂછ્યું."

"જૂઓની, વાત એમ છે કે, આજ સવારે હું હજરત સુલતાન કુલિખાંને મળ્યો હતો. જે કામના સબબે આપને અહીં આવવું થયું છે, તે બાબતમાં મેં એમની સાથે વાતનો ઇશારો કરી દીધો છે. આજ સાંજના સાહેબ અહીં પધારવાના છે, અને તેથીજ કહું છું કે આપ વખતસર આવી પહોંચ્યા છો. આપની પાસે હજૂરનો રૂક્કો છેને?"

"જી, મારી પાસે દસ્તુર દિનારખાનો ખત છે. એટલું જ નહિ પણ આપણી કુમકમાં બિજયનગરના મહારાજની મદદ છે તેની સબુત છે."

ઇક્રામુદ્દૌલા તરફ વળી પૂછ્યું:—

"હજરત! આપ શું દસ્તુર દિનારખાં પાસેથી રૂક્કો લાવ્યા છો, તે આપની પાસે છે?"

"જી."

"તો આપ મને તે સ્વાધીન કરો. હું સુલ્તાન સાહેબ પાસે વાત છેડી જોઉં છું. આપની મુલાકાતથી મને ઘણો આનન્દ થાય છે કે, દસ્તુર દિનારખાંએ આ કામને માટે આપની પસંદગી કરી છે. આપની દિલેરી મુલ્કમશહુર છે. આપને હાથે કામ સોંપાયું છે તો મારો પક્કો ભરુસો છે કે, ઘણુંખરું તે પાર પડશે. આપ એ રૂક્કો મને આપો. આ દરવાજેથી આપ સિધાવો, અને બાજુની ઓરડીમાં બેસજો. આ સુલ્તાન કુલીખાં પધારે છે, તેની સાથે મસલત ચલાવું છું, બાદમાં આપની સાથે વાતચીત કરીશ."

અમે જે પ્રસંગની વાત કરીએ છીએ, તેનો સહેજ ઇસારો વાંચનારને કર-

વાની આવશ્યકતા છે. બ્રાહ્મણી સુલ્તાન મહંમદ બીજાનો માનીતો તે વખતે કાસિમ બરિદ હતો. તેણે શાહને એમ ભંભેર્યું હતું, અને તે વાસ્તવિક પણ હતું, કે પ્રાંતના સુબાપાસે મન્સબદાર રહેવાને લીધે તેમની સત્તામાં અઘટિત વધારો થતો હતો, અને તેઓ સ્વતંત્ર થવાને પ્રયાસ કરતા હતા. આથી સાગર, હુસ્નાબાદ, અને કુલબર્ગના સુબા દસ્તુર દિનાર પાસે જે મન્સબદાર હતા, તેને શાહે પાયતખ્તમાં આવવા ફરમાન કર્યું. આથી દસ્તુર દિનારને માઠું લાગ્યું, અને અઝીઝ ઉલમુલ્ક દખણીની સાથે તેણે બંડ ઉઠાવવાને પ્રયત્ન આરંભ્યો. આ બંડમાં સુલ્તાન કુલીખાં સામેલ થાય તો પોતાનો પક્ષ સબળ થાય અને વિજય મળે, એ ઇચ્છાએ ઇક્રામુદૌલાને તેણે વરંગુલ મોકલ્યો હતો.

"પણ શું એ સબુતપર સુલ્તાન કુલીખાં આપણી વાત માનશે ?"

"તો શું તેઓ આપણા પુરાવાને નાપાયાદાર લેખશે ?"

"ના, તેઓ આપણા પુરાવાને નાપાયાદાર લેખશે નહિ. તેઓ આપણું આ બાબતનું કથન વિશ્વાસથી માનશે, પણ સલ્તનતની સામે થવા, શાહની સાથે દગાબાજી કરવા, તેઓ કદિ પણ સંમત થશે નહિ. તેઓ શાહ સામે બંડ ઉઠાવનારાને મદદ કરે, એ બનવા જોગ નથી. શા માટે તેઓ એમ કરે ? શાહની મહેરબાનીનો આફતાબ તેમનાપર ચમકે છે."

"હુઝુરે વાલા ! આપનું કહેલું રાસ્ત છે; પણ વઝીરે આઝમ કાસિમ બરિદ જે કાવાદાવા રમી રહ્યો છે, તે તેમના ધ્યાનની બહાર છે ? અઝીઝ-ઉલ-મુલ્ક અને દસ્તુર દિનારને આ બંડ ઉઠાવવાને શા માટે પ્રવૃત્ત થવું પડ્યું, શું તે તેઓ જાણતા નથી ? આજ એમનો વારો તો કાલ સુલ્તાન કુલીખાંનો વારો. શું તેઓ એમ માને છે કે, તેમની હાકેમગીરી હમેશને માટે કાયમ રહેશે ? કદિ નહિ. આજ આ બે હાકેમો નરમ પડ્યા કે બાદ તેમની વારી પણ આવી પહોંચી સમજજો. પાયતખ્તમાં એમને માટે પણ વાતો ચાલી રહી છે."

"શી વાતો ચાલી રહી છે?"

"એ જ કે થોડા વખતમાં શાહી ફરમાનથી તેઓને પાયતખ્ત બોલાવવામાં આવશે. કાસિમ બરિદખાંએ એવો પુરાવો આણ્યો છે કે, સુલ્તાન કુલીખાં બંડ ઉઠાવનાર છે, માટે તેમને ત્યાં બોલાવી તેમની તુર્કદારી લઈ લેવી."

આ પ્રમાણે આપણો પ્રવાસી અને મલિક મુબારકખાં વાત કરતા હતા, એટલામાં એક નોકરે બારણું ધીમેથી ઠોક્યું. અંદર આવવાની આજ્ઞા મળતાં તેણે શિર ઝુકાવી કહ્યું કે:—

"હજરત સુલ્તાન કુલીખાં તશરીફ ફરમાવે છે."

મલેક મુબારકે તે નોકરને ત્યાંથી રવાના કર્યો અને તરત જ ઇક્રામુદૌલા ઉભો થયો અને બારણામાંથી સરી ગયો, અને દ્વાર બંધ કર્યું. તે આગળ વધ્યો, એટલામાં તેણે વસ્ત્રોનો સડસડાટ સાંભળ્યો. તેણે પાછાં ફરી જોયું તો ખયરુન્નિસા !

"હજરત ! એમ નહિ, આમ પધારો; ચાલો હું આપને રસ્તો બતાવું," એટલું બોલી ખયરુન્નિસા આગળ ચાલી; જરા આગળ વધી એક ભીંત આગળ ઉભી રહી; વાંકા વળી જાણે કંઈ કરામત કરતી હોય તેમ તે ભીંતના એક ભાગને તેણે દાબ્યો, ભીંતમાં માર્ગ જણાયો. ઇક્રામુદૌલાનો હાથ પકડી અંદર તેને તે

લઈ ગઈ. તે દાલાનમાં સાદી સેતરંજી હતી અને બાજઠ હતા. તે રમણી બાજઠ પર બેઠી, અને બીજાને પાસે હડસેલી ઇક્રામુદ્દૌલાને તેપર બેસવા કહ્યું.

"જૂઓ, હજરત ! અહીંથી આપ સર્વ કંઈ જોઈ શકશો, એટલું જ નહિ, પણ આપ દરેક શબ્દ અહીંથી દેખાયા કે જણાયા વગર સાંભળી શકશો."

એટલું કહી તેણે એક નાના ગોખ તરફ આંગળી કરી.

ઇક્રામુદ્દૌલાએ નીચે નજર ફેંકી ને તરત જ તે પાછો વળ્યો.

"સબ્ર, સાહિબે આલમ ! આમ આ તરફ જરા નિગાહ કરો. જૂઓ, નીચે બધું સ્પષ્ટ દેખાય છે કે નહિ ?"

ઇક્રામુદ્દૌલા નીચે નજર કરવા લાગ્યો. તે રમણી તેના સ્કંધને સ્પર્શી; તેનો હાથ હાથમાં લઈ ઉભી રહી.

જે સ્થળે તેઓ ઉભાં હતાં ત્યાં અંધારું હતું; પણ નીચે દિવાનખાનામાં પ્રકાશ હતો. અંદર આવતાંની વાર તે રમણીએ દ્વાર હતું તેમ બંધ કરી દીધું હતું. તેઓ એકાંતમાં હતાં, તે કોઈ જાણતું નહતું. તેઓ નીચે જોઈ શકતાં હતાં. તેમને કોઈ જોઈ શકતું નહતું. તે રમણીએ પોતાનું મસ્તક તે પુરુષના સ્કંધપર સ્થાપ્યું અને બોલી:—

"અહા, જૂઓ, સુલતાન કુલીખાં. આ તેઓ આવ્યા."

ઇક્રામુદ્દૌલાએ દૃષ્ટિપાત કરતાં એક સરદારને જોયો. તેણે માથાપર પાગ ધારણ કર્યો હતો; પગનાં ઘુંટણ સુધી શુભ્ર જામો પહેર્યો હતો, તેનો ચેહેરો ભવ્ય અને લલાટ ઉન્નત, અને કરચલીવાળું હતું; આંખો ઝીણી અને પલકારા મારતી હતી; તેની શરીરયષ્ટિ ઉચ્ચ અને બળવાન્ ભાસતી હતી. વયના પ્રમાણમાં તેના અંગમાં શક્તિ અને ચપળતા વિશેષ જણાતી હતી. તેના ચેહેરામાં એક પ્રકારની રાજાને ઉચિત ભવ્યતા અને પ્રતાપ જણાતો હતો. તેની એક નજર પડતાં જ સામા આદમીના મનમાં કંઇક ભય અને આંજી નાંખે એવો પ્રતાપ દૃગ્ગોચર થતો હતો. સુલ્તાન કુલીખાં જો કે રાજનીતિમાં ઘણો તેજસ્વી અને કુટિલ હતો, છતાં એક સૈનિકના લક્ષણ તેનામાં પહેલી નજરે સ્પષ્ટ બહાર પડતાં જણાતાં હતાં. આ વૃદ્ધ વીરનો ઓજસ એવો હતો કે, બલબલા તેના નામથી કાંપતા હતા, તેની દુશ્મનાવટથી ડરતા હતા, અને તેને પોતાના પક્ષમાં ભેળવી લેવા મથતા હતા. તેની સ્વામિભક્તિ હજી સુધી અડગ હતી. જો કે રાજના કાવાદાવાએ ઘણી વાર તેને કઠિન પ્રસંગમાં આણી મૂક્યો હતો, પરંતુ તે પોતાના બુદ્ધિપ્રભાવથી દુશ્મનના દાવમાંથી છટકી ગયો હતો અને પોતાના ગૌરવને જાળવી રહ્યો હતો.

"બાનુસાહિબા, બસ્સ, કૃપા કરો. હું મારા કમરામાં જઇશ, મેં જોઈ લીધું, મારી જિજ્ઞાસા તૃપ્ત થઈ છે."

"હજરત ! આમ ઉતાવળા ન થાઓ. જરા બેસો, જુઓ; આ ખાનગી દાલાનની અહીં કોઇને ખબર નથી. અકસ્માત્ આ દાલાનની મને ખબર પડી ગઈ. મલેક મુબારકખાં પણ આ બીના જાણતા નથી. હજરત કોઇ વાર ગુફ્તગુ સાંભળવી, એ આપણા હકને લાભકર્તા થઈ પડે છે અને જ્યારે ખુદ સુલ્તાન કુલીખાં જેવા હાકમો ખાનગી મસલત ચલાવે છે ત્યારે એમાં કંઈ ભેદ હોય છે. આપ કોઈ પણ જાતની શંકા રાખતા ના. આ છૂપા ઓરડામાંથી કોઈ આપણને

જોઈ શકે એમ નથી. હું ખાત્રી આપું છું કે, તમને અહીં રહી તેઓની વાતચીત સાંભળવામાં કોઈ પણ પ્રકારનો ભય નથી. સાહિબે આલમ! એક સિપહસાલાર થઇ આમ ડરો છો શું?"

"બાનુસાહિબા! આપ જાણો છો કે હું હજાર આફતથી ડરું એમ નથી. આપની એ ભૂલ છે. આપના ખ્યાલમાંથી એ વાત સરી જાય છે કે, હું છૂપો જાસુસ નથી, પણ સૈનિક છું. સંતાઇને કોઇની છૂપી વાત સાંભળવામાં મહા પાપ છે."

"આપ પાપ સમજતા હો તો જાઓ, હું પાપ નથી સમજતી."

"વારુ, તો હું તરત નીચે જઈ ઇત્તલા (ખબર) આપીશ કે, બાનુસાહિબા જાસૂસ છે."

ખયરુન્નિસા ઉભી થઈ. તે કળને સરકાવી બન્ને જણ બહાર પડ્યાં. બહાર નીકળ્યા પછી ઇકામુદૌલાએ કહ્યું:—

"બાનુસાહિબા! આપ કસમ લો કે, ફરીથી આજ રાત્રે એ કમરામાં જઇશો નહિ."

"અગર હું કસમ ન લઉં તો?"

"તો હું નીચે જઈ હજરતને અર્જ કરીશ કે, આપ આ ઓરડામાં જે વાતચીત કરો છો તે અન્યને કાને જવાનો સંભવ છે. આપ આ ઓરડી છોડી બીજી ઓરડીમાં પધારો કે જ્યાં દિવાલને કાન નથી."

"વારુ, તો હું કસમ લઉં છું."

ઇકામુદૌલાના ચેહેરાપર સેહેજ હાસ્યરેખા ફુટી. તે બોલ્યો:—

"વારુ તો હું આપની રજા લઇશ."

"જી, હજરત! હું મારા ઓરડામાં જાઉં છું, અને બાંદીને મોકલું છું. આપના આરામ માટે સગવડ કરી છે, પણ જે કંઈ ન્યૂનતા હશે, તે સર્વ પૂરી કરી આપશે. આપ શોકથી આરામ કરજો. બંદગી, જનાબે વાલા!"

એટલું કહી તે રમણી ચાલી ગઈ. પોતાની ઓરડીમાં જઈ તેણે ચાંદને ઇકામુદૌલાની ઓરડીમાં મોકલી આપી. તે સર્વ યથાસ્થિત આરામનો બંદોબસ્ત કરી, ઇકામુદૌલાને તે ઓરડો બતાવી પાછી ફરી, અને પોતાની શેઠાણીને તે હકીકત જણાવી. આણી તરફ ઇકામુદૌલા પોતાના શયનગૃહમાંથી પળમાં બહાર પડ્યો, અને તેને સૂચવવામાં આવ્યું હતું તેમ તે જ્યાં સુલ્તાન કુલીખાં અને મલેક મુબારક બેઠા હતા, તેની બાજુના ઓરડામાં બેઠો. ખયરુન્નિસા પણ તરત જ પોતાના કસમને વિસરી ગઈ હોય તેમ તે છૂપા ઓરડામાં આવી. કળથી ભીંતનો દરવાજો બંધ કરી નીચેના ઓરડામાં શું થતું હતું તે જોવા અને સાંભળવા લાગી. જે ઓરડામાં સુલ્તાન કુલીખાં અને મલેક મુબારક બેઠા હતા, તે ઓરડાનાં બારીબારણાં બંધ હતાં. ઉંચી મુલાયમ કિનખાબની ગાદી પર તકિયાને અઢેલી સુલ્તાન કુલીખાં બેઠો હતો. પાસે જ બીજા તકિયાપર મલેક મુબારક હતો; પાસે જ બાજઠપર સિરાજીની ભરેલી સોનાની સુરાહી હતી, અને સોનાના જામ પડેલાં હતાં.

"અહીં આપણે એકલા છીએ, કુલ તન્હાઈ છે. આલા હજરત! જો આપને એમ પુરવાર કરી બતાવવામાં આવે કે, શાહી ફરમાનથી આપને પાયતખ્ત પાછા બોલાવવામાં આવશે, આપની સુબાગીરી અને ઇજ્જત છીનવી લેવામાં આવશે, આપના પર બેઇમાનીનું તહોમત મૂકવામાં આવશે, અને સાથે એમ પણ જણા-

વવામાં આવે કે, આપ જો સામા પક્ષમાં સામેલ થાવ તો આપને આ સર્વ મુલ્ક અને સત્તા આપના હાથમાં રહેવા દેવામાં આવે, આપ આપની છેલ્લી સલ્તનતના માલેક બનો તો આપ શાહી પક્ષને છોડી દેવા રાજી થશો ?"

સુલ્તાન કુલીખાં વિચારમાં હોય તેમ ચૂપ રહ્યો. પછી તણે તેની તીક્ષ્ણ આંખ મલેક મુબારકના ચેહેરા પર ફેંકી, અને થોડી વાર પછી કહ્યું:—

"મલેક ! મલેક ! મેં કેટલીક વાર કહ્યું છે કે, એવી વાત મોં પર લાવવી નહી. મલેક ! મલેક ! તેં કેટલી વખત એહસાનફરામોશી કરવા મને ઇસારો કર્યો છે. યાદ છે, ધ્યાનમાં છે, કે મેં શો જવાબ આપ્યો હતો ? સુલ્તાન કુલીખાં પોતાના માલેક તરફ બેવફા નીવડશે નહિ. વળી એ પણ યાદ રાખ કે, આવા ખ્યાલ કરવા એ બનાવટ છે, દગાબાજી છે."

મલેક મુબારક આ જવાબથી હસ્યો, અને બોલ્યો:—

"શાહે મારી પ્રત્યે શું કર્યું છે તે શું આપ જાણતા નથી ? શાહ ? શાહ કોણ છે ? શાહ મહમદ ? ના, કાસિમ બરિદ, વજીરે આલમ, શાહ ! તે નાપાક શું કરી રહ્યો છે, તે આપ જાણો છો ?"

"જાણું છું. ગમે તેમ હો, પણ જ્યાં સુધી શાહનો એમાં દોષ નથી ત્યાં સુધી આ સુલ્તાન કુલીખાં પોતાના આકા (માલેક) સ્વામી સાથે કૃતઘ્નતા કરશે નહિ."

"શું સલ્તનત એમ હાથ આવે છે ?"

"તો શું સલ્તનત કબ્રમાં સાથ આવે છે ?"

"હજરત ! આપ ગરમ ન થાઓ, જરા સિરાજી લ્યો," એટલું કહી તેણે સુરાહીમાંથી અર્ક જામમાં રેડી સુલ્તાનના હાથમાં આપ્યો, અને બીજા જામમાં રેડી પોતે હોઠે માંડ્યો.

થોડીવાર પછી મલેક મુબારકે કહ્યું:—

"હજરત ! શહેનશાહ આજકાલ એવાં કામો કરી રહ્યા છે કે, જેથી સારી રિઆયામાં બેદીલી પેદા થઈ છે. કાસિમ બરિદ પોતાની આપખુદી સત્તા વધારતો જાય છે, શાહને કંઈ વિસાતમાં લેખતો નથી. સલ્તનતના સરદારો આમ પોતપોતાના સ્વાર્થ સાધી રહ્યા છે. અય સુલ્તાન સાહબ ! વિચારો, આવો મૌકો ફરી ફરી હાથ આવવાનો નથી. જૂઓ, આ સારા મુલ્કની બાદશાહત આપને આલિંગવા તૈયાર છે."

"મલેક ! હું મારા દિલની તિલાફ, ઇમાનની તિલાફ કંઈ કરી શકતો નથી."

"શું બાદશાહતને માટે પણ નહિ ?"

"સારી દુનિયાભરની બાદશાહતને માટે પણ નહિ."

"હજરત ! આપને આજકાલ પાયતખ્તમાં શું થાય છે તે માલમ છે ?" એટલું કહેતાં તેણે ફરીથી જામ ભર્યો, અને આસ્તેથી માલમ ન પડે તેમ તે જામમાં બીજા હાથથી બે ટીપાં નીશાની દવાના અંદર નાંખ્યાં. પછી જામ ભરી સુલ્તાન કુલીખાના હાથમાં આપતાં તેણે કહ્યું:—"તે શયતાન કાસિમ બરિદ પોતાની જાળ પાથરી રહ્યો છે. શાહને એશ આરામમાં નાંખી તે પોતાનું કામ સાધવા માગે છે. આખી સલતનતને પોતાની કરવા ચાહે છે. શાહને પદભ્રષ્ટ કરી ગાદીપર તખ્તનશીન થવા ઇરાદો રાખે છે. સલ્તનતના વફાદાર આમ ઉમરાવોનું સત્યા-

નાશ કરી, જેઓ રાજ્યને વફાદાર છે તેમને દૂર કરી, પોતાના માણસોના હાથમાં સત્તા આપી પોતાનું જોર વધારવા કોશેશ કરે છે. સરદારો વફાદાર નથી, એમ બતાવી શાહને ઉશ્કેરી, તેમની જડ કાપી નાખવાની પેરવી ચાલી રહી છે."

"એની સબૂત ?"

"સબૂત હું આપું છું."

"આપ આ શીરાજી લ્યો."

બન્ને જણાએ જામ હોઠે માંડ્યા. મલેકની આંખોમાં કંઈ પણ નીશાની ખુમારી જણાતી નહોતી, જ્યારે સુલ્તાન કુલીખાંની આંખો જાણે ઘેરાયલી હોય તેમ જણાતી હતી. મલેકની આંખો પૂર્વવત્ ચંચળ હતી, અને તેની શોધક દૃષ્ટિ સુલ્તાનની સામા વળી હતી. તે જોઈ શક્યો કે નીશાની અસર સુલ્તાનપર થવા લાગી છે. મલેક મુબારકે પુછ્યું:-

"આપે ઇક્રામુદ્દૌલાનું નામ સાંભળ્યું છે?"

"હા, શા માટે નહિ? તે એક બહાદુર સિપહસાલાર છે."

"તે આજ અહીં આવેલ છે."

"શું આ રૌનક મહાલમાં?"

"જી, હા."

"શા માટે ?"

"રાજ્યમાં જે તોફાનનાં વાદળ ચઢી આવવા માંડ્યાં છે, તેની હકીકત આપને પેશ કરવા દસ્તુર દિનારખાંએ મોકલેલ છે. કાસિમ બરિદ પહેલાં આ સરદારની ખાનાખરાબી કરવા માંગે છે. તેના હાથમાંથી સર્વ સત્તા છીનવી લેવાની બાજી તેણે ગોઠવી છે. આ હકીકત દસ્તુર દિનારના જાણવામાં આવી છે. કાસિમ બરિદખાંનો ભેદ ફૂટી ગયો છે. તે અને અઝીઝ-ઉલ-મુલ્ક, કાસિમ બરિદખાંની સામે થનાર છે. ઇક્રામુદ્દૌલા દસ્તુર દિનારખાં તરફથી એક રુક્કો લઈ આવ્યો છે. આપ કહો તો વાંચી સંભળાવું ?"

"નહિ, મલેક, એની કંઈ જરૂર નથી. એ રુક્કાને બાળી નાખો."

"હજરત! આપ જરા આ આપના ગુલામની અર્જપર ધ્યાન આપશો? ગમે તે હકીકત તે રુક્કામાં હો, પણ સાંભળ્યા વગર બાળી નાંખવાથી શો ફાયદો? આપ સાંભળો, પછી આપની મરજી આવે તેમ કરો."

"મને એની કંઈ જરૂર નથી. હું જાણું છું કે, મને બેઇમાન કરવાની આ સઘળી કોશિષ છે. ખયર!"

"કાસિમ બરિદખાં આજ કાલ એવી બાજી ખેલી રહ્યો છે કે, સલ્તનત નાશ પામવાની તૈયારીમાં છે. બાદશાહત મેળવવાની લાલસાએ તે આમ સરદારોનો એક પછી એક નાશ કરવાના કાવાદાવા રચી રહ્યો છે. નિમકહરામ સરદારોને પોતાના પક્ષમાં લઈ, શાહના કાનમાં જહર ફુંકી, બેવફાનું ઇલ્જામ લગાડી વફાદાર અમીરોને પોતાના માર્ગમાંથી દૂર કરવા માગે છે. આજ આ બદહવસી વજીરે મને શિકારને માટે શોધી કાઢ્યો છે. મારી સત્તા અને આબરૂપર છીણી મૂકવા માંડી છે. મને સલ્તનતના પાયતખ્તમાં બોલાવી મારી જે હાલત કરવા ઇરાદો તે રાખે છે, તે સર્વ બહાર પડી ગયો છે. હજરત! આજ મારો વારો છે તો

કાલ આપનો વારો આવશે. આ ફરેબી શયતાનના પંજામાંથી છુટવાને એક જ ઉપાય છે કે, રાજ્યના સ્તંભરૂપ ઉમરાવોએ એકસંપી કરી, તેના કાવાદાવાની સામા થવું. હા, હુજુર! જે શયતાનનો બંદો આ બાદશાહતને ધૂળમાં મેળવવા માગે છે, જે નમકહેરામ પોતાના આકાનું લુણ હરામ કરે છે, જેણે રાજમાં બગાવત ઉભી કરવા માંડી છે, એ શયતાનને કાબુમાં આણવો એ શું અધર્મ છે? એની એહેસાન ફરામોશીને ઉઘાડી પાડવી એ શું પાપ છે? એના હવસી દાંતોને તોડી પાડવા એ શું ગેરહક નથી? એની આપખુદીને ભાંગવી એ શું નેકીનો રાહ નથી? સુલ્તાન આપ શોધી જુઓ કે એ સલ્તનતના ટુકડાઓ કરી, એ કુતરાઓ ચાલી જવાના છે. એ એમને હજમ કરવા દેવા, એ મહા પાપ છે. હું મારો હાથ ઉઠાવનાર છું. સરદારો, નેક ઉમરાવો પોતાની મદદ આપવા મને તૈયાર છે. અઝીજ–ઉલ–મુલ્ક મારી ફોજને સહાય આપવા કબુલ થયો છે. હજરત! જો આપ પણ વખતસર અમારી સાથે સામેલ થશો, તો તેલંગણ અને આજુબાજુનો મુલક આપની પાસે રહેશે. અમે આપને એ પ્રદેશના માલેક સ્વીકારવા રાજી છીએ, અને એ કામમાં મદદ કરવા તૈયાર છીએ. ગર આપ ના કહેશો તો પણ એ મુલક આપના હાથમાં રહેવાનો નથી; શાહને એથી લાભ થવાનો નથી. આપ નહિ તો બીજો કોઈ એના પર એતિખ્યાર મેળવશે? શું આપને આ સર્વ સંમત છે? નહિ, નહિ કદિ નહિ. આપણી સાથે સરદાર ઉમરાવો શરિક છે, એટલુંજ નહિ પણ વિજયનગરના રાય પણ મદદ કરવા કબુલ છે. આશા છે કે, એ વ્યાજબી કામમાં આપ શરિક થશો."

મુબારકે જોયું કે સુલ્તાનની આંખ ઘેરાતી હતી, પણ દવાએ તેના મગજ-પર જોઇએ તેવી અસર કરી હતી નહિ. સુલ્તાને કહ્યું:—

"ખામોશ! મલેક! દગાબાજી મને ન શિખવ; મારા જીગરને સલ્તનતની લાલચથી ન લલચાવ; જબાં બંધ કર."

"હજરત! હજરત! આપને શું વિશ્વાસ નથી કે આ સરદારો, રાજ્યના નેક વફાદાર ગુલામો સાચું કહી રહ્યા છે. હુજુરે વાલા! આપની વફાદારી આપને શું કામ આવવાની છે? શું શાહ આપના કહ્યાપર એતબાર આણશે? શું તે શયતાનનું પુતળું કાસિમ આપને આપની હકથી મેળવેલી જાગીર ભોગવવા દેશે? તેના માર્ગમાં આડે આવતો કાંટો સમજી તે આપને દૂર કર્યા વગર રહેશે? જુઓ, સાહિબે આલા! જે એક વખત સલ્તનતનો જમાંણો હાથ હતો, જેને લીધે સલ્તનતના આલીશાં મકાનને કોઇની ઇજા કરવાની હિમ્મત ન હતી; જેના રગેરગમાં વફાદારી, શરીઅત અને ઇમાનદારીનું ખું વહેતું હતું, તે ખ્વાજા જહા-નના શા હાલ થયા? આપ એમ ધારો છો કે, આપના દુશ્મનો ચુપચાપ બેસી રહ્યા છે? નહિ, નહિ. સુલ્તાન આપ અક્કલમંદ છો, દાના છો; વિચાર કરી જુઓ." સુલ્તાને આંખો ઉઘાડી મુબારકના સામું જોયું. પણ તેને પાછા તમર આવતાં હોય તેમ લાગ્યું.

"શાહ! આપનું કહેવું માનનાર નથી. આપ પાયતખ્તમાં પગ મુકશો કે તરત જ આપની સત્તા છીનવી લેવામાં આવશે. જુઓ આવી તક વારંવાર આવતી નથી. યુસુફ આદિલે ખુત્બો એના નામનો વંચાવ્યો, તેમ આપ શા માટે

કરતા નથી? આપને શું હરકત છે? આ તેલંગણમાં દરેક આદમી આપની ફરમા-યશ ઉઠાવવા રાજી છે. સરદારો સહાય આપવા કબુલ છે."

"એવી કબુલાતોપર હું ઠોકર મારું છું."

"આપ પસ્તાશો; હુઝુર મારા શબ્દોને પાછળથી યાદ કરશો. બાજી હાથ-માંથી ગયેલી પાછી આવશે નહિ. પણ, હા, હું ભૂલ્યો. હઝરત દિલશાદ ખાનમ અહીં પધાર્યાં હતાં. તેઓએ આપને માટે આવેલો એક જરૂરી શાહી રુક્કો મને આપી ગયાં છે."

"શું દિલાશ? ખુદ પોતે આવી હતી."

"જી હાં."

"તો અવશ્ય તે રુક્કામાં કંઈ જરૂરી બાબત હોવી જોઇએ. મલેક મુબારકે તે રુક્કો સુલ્તાન કુલીખાંના હાથમાં મૂકયો.

ઘેરાયલી આંખોએ સુલ્તાન કુલીખાંએ તે લિફાફાને ફાડયો. અંદરથી કાગળ કાઢી તેના પર નજર કરી; આખરે તે રુક્કાને હાથવતી ચોળી નીચે નાખી દીધો અને કહ્યું:—

"અલ્હમદુલિલ્લાહ! આ વાત; મારી વફાદારીનું આ અંજામ? યા પાક પરવરદેગાર!"

મલેક મુબારકના ચેહેરાપર સંતોષની છાયા છવાઈ. આજ તેના તકદિરનો સિતારો બુલંદ ભાસતો હતો. તેના એ ખ્યાલમાં પણ નહતું કે, તેનો ફેંકેલો પાસો સીધો પડશે. ઈક્રામુદૌલાનું આવાગમન બરાબર યોગ્ય વખતસરનું હતું. એથી વધારે વખતસર પળે તે શાહી રુક્કો આવી પહોંચ્યો હતો. આજ તેને તકદિરે યારી આપી હતી. તે ચેતી ગયો કે, તેના શબ્દોની જે અસર થતી નથી, તેથી હજારગણી અસર આ કાગળના ટુકડાથી થવાની છે.

"હુઝુરેવાલા! શું રુક્કામાં કંઈ માઠા સમાચાર છે?" મુબારકે પૂછ્યું.

"હું નહોતો ધારતો કે, મારી વફાદારીનું આ અંજામ આવશે."

"હુઝૂર, હુઝૂર! શું છે? એવી શી બાબત છે?"

"મલેક! વાંચ આ શાહી ફરમાન," એટલું કહી સુલ્તાન કુલીખાંએ તે રુક્કો મુબારકના હાથમાં મૂકયો.

મુબારક તે કાગળ વાંચવા લાગ્યો:—

"..........................................................................................................................................................................................આપના સંબંધમાં બાદશાહ સલા-મતના કાનપર અનેક અફવાઓ આવી છે. આપ ઘણા લાંબા વખત થયાં સલ્તનતની સામે બગાવત કરવાના પ્રપંચ રચી રહ્યા છો. એવું નસરતખાં, દૈરાનઅલી આદિ સરદારોનું કહેવું છે. તેમનું વળી એમ પણ કહેવું છે કે, આ બાબ-તની પૂરતી સબૂત તેમની પાસે છે. આપે પાસેના કાફર રાજ્યના રાજાની સાથે મળી સલ્તનતના વિદ્રોહી ઉમરાવોને સહાય આપવાનું કબુલ કર્યું છે. જો કે આ ઉપરાંત કેટલીક બીના શાહને કાને નાંખવામાં આવી છે, પરંતુ શાહને આપની વફાદારી અને ઇમાનદારીનો પાકો ભરુસો છે. શાહ આપને રાજ્યના એક સ્વામીભક્ત ઉમરાવ લેખે છે. પરંતુ જ્યાં પૂરાવો આપની વિરુદ્ધ જતો હોય ત્યાં શાહની એવી મરજી છે કે, જ્યાં ચોક્કસ આદમીઓ આ ઇલ્જામ પૂરવાર

કરવા સાબીત હોય, ત્યાં શાહે શી વાતનો એતબાર કરવો ને શી બાબતનો ઇન્કાર કરવો ? શાહ સલામતને આપનો ભરુંસો છે, પરંતુ આ બાબતની ચોકસી કરવી એવો એમનો ઇરાદો છે; માટે આ રુકકો મળતાં આપે હુજર સુલ્તાન સલામતની ખીદમતમાં પાયતખ્ત હાજર થવું..............................................................................................................................."

મલેક મુબારકે તે કાગળ વાળી પાછો સુલ્તાન કુલીખાંના હાથમાં મૂકયો.

"હુજૂર ! હું શું કહેતો હતો ? સલ્તનતની સેવામાં આપની શિયાહ દાઢી સફેદ થઈ ગઈ, અને એનું આ પરિણામ ! હું કહેતો ન હતો કે, આ કાસમ બરિદ તે સેતાનના સાથીના કાવાદાવા છે. એણે રાજ્યને પચાવી જવાની યુક્તિસર જાળ બિછાવી છે, આપને પંજામાં સપડાવવાને ઠીક ચાલાકી વાપરી છે. શેરને પાંજરામાં કેમ પૂરવો, એ તે સારી રીતે જાણે છે. જે સીડીથી તરક્કીપર પહોંચ્યો છે એ જ સીડીને આજ લાત મારવા તે તૈયાર થયો છે. ઠીક, કાસમ ! ઠીક. આહા ! શું સુલ્તાનની ખિદમતગારીનું આ પરિણામ ?"

"જેટલી ખિદમતગારી મેં શાહની ઉઠાવી છે, એટલી ખિદમતગારી ખુદાની ઉઠાવી હોત તો આજ આ દરજ્જે હોત ?"

"હજરત ! આમ અફસોસ કરવામાં શો માલ છે ? હજી વકત હાથમાંથી ગયો નથી. હુજૂર આ પ્યાલો લ્યો, વિચાર કરો." એટલું કહી મુબારકે ફરીથી જામ ભર્યો; તેમાં ફરીથી નીશાનાં ટીપાં નાંખ્યાં અને સુલ્તાન કુલીખાને આપ્યો.

મલેક મુબારકની મીઠી લાલચે તેના હૃદયમાં ચીણગારી સળગાવી હતી; તેના દુશ્મન પ્રતિના તિરસ્કારે તેને ભભુકાવી હતી; વૈર, કિનો તેના સર્વ શરીરમાં વ્યાપ્યો હતો. જે રાજ્યસેવામાં તેણે આટલી ઉમ્ર ગુજારી હતી, 'તેના બદલામાં આ તહોમત, આ આળ,' એ વિચાર તેના અંતઃકરણને વિંધી નાંખતો હતો; તેના સેવાના વિસ્મરણનો વિચાર તેને શત વૃશ્ચિકના ડંખની યાતના કરતો હતો. તેનું મન ક્ષુબ્ધ થયું હતું; લાગણીઓ પ્રબળ મોજાની માફક ખળભળી ઉઠી હતી.

મલેક મુબારકે જોયું કે, 'આ લાગ ઠીક છે. જો તે હાથમાંથી સરી ગયો, 'તો પછી સુલ્તાનને કાબુમાં આણવો મુશ્કેલ છે.' વળી તેણે જોયું કે, 'દવાની અસર પણ થવા લાગી છે.' સુલ્તાન કુલીખાં આંખ ફાડી હવામાં જોઈ રહ્યો હોય તેમ તેને જણાયો.

"હુજૂર ! હુજૂર ! આમ વિચાર શું કરો છો ? આમ દુશ્મનના હાથમાં સપડાવું, એ ઠીક નથી. આપ શેર છો, દિલેર છો; કાયરની પેઠે અફસોસ કરવો, એ આપને ઘટિત નથી. આપ જાણો છો તો ખરા કે લોઢું એ જ લોઢાને કાપે છે; બદી ને બદીથી કાપવી જોઇએ. ઉઠો, એ પત્થરને લાત મારી રસ્તાની બહાર ફેંકી દો."

શાહી રુક્કાના અક્ષરો જ્વલંત તારાની માફક કુલીખાંની આંખ આગળ તરતા હતા; પોતાના સુલ્તાનનાં વચનો શૈલ્યની માફક ખુંચતાં હતાં. દુશ્મનો દાવ ફાવી ગયા, એ વિચાર તેના વ્રણપર લુણનું કામ કરતો હતો. નિશાનો જુસ્સો તેના લોહીને ઉત્તેજિત કરતો હતો. તે શૂન્ય બેસી રહ્યો; એક અક્ષર પણ બોલ્યો નહિ.

"હુજૂર ! આપ શું શોચો છો ? એક તરફ અપમાન, બેઇજ્જત અને

કયદખાનું છે; બીજી તરફ સલ્તનત અને સત્તા છે. શું આપ દુશ્મનના હાથમાં રમકડું બનવા તૈયાર છો ? શું આપ જગતમાં આપની હાંસી કરાવવા રાજી છો ? આપના બાકીના દિવસો કયદખાનામાં ગુજારવા ખુશી છો ? બોલો, હુજૂરે વાલા બોલો."

મુબારકે કલમદાન આણ્યું, બાજઠપર રાખ્યું અને ફરીથી સુલ્તાનને ઉશ્કેરવા કહ્યું:—

"હુજૂર આમ લાચાર બચ્ચાંની માફક ખૂણામાં બેસી અફસોસ કરવાથી શું વળનાર છે ? આપ દિલેર છો, પકડો સમશેર હાથમાં; દુશ્મનોને બતાવો કે સુલ્તાન કુલિખાંને સતાવવો એ રમત નથી, એ એક બાળકનો ખેલ નથી. કવતદાર સરદારો આપને સહારો આપવા રાજી છે, દસ્તુર દિનાર ફોજ લઈ તૈયાર છે, અજીજ-ઉલ મુલ્ક પોતાનો કિનો લેવા દસ્તુર દિનાર સાથે મળી ગયો છે. વિજયપુરના રાજાનો આ પત્ર છે. જુઓ, આપ તેપર દસ્કત કરો: "મને સુલ્તાનની પરવા નથી, હું બીજાને સુલ્તાન તરીકે લેખવા તૈયાર છું." એમ ઓરતની માફક અફસોસથી કામ સરતું નથી. જાગૃત થાવ, છંછેડાયલા શેરની માફક ગર્જો, હદીસની માફક અંધા બનો, શયતાનની માફક બેરહમ બનો, બુલાની માફક દાંત પીસવાથી લાભ નથી. ઉઠો, દસ્કત કરો."

"એ કાંટાને આપના માર્ગમાંથી દૂર કરો. એમાં આપનું ભલું નથી, પણ સલ્તનતનું ભલું છે. એ જુલ્મગાર વજીરના હાથમાંથી શાહને છોડાવો, રિયાયાની પરવરીશ કરો. ખુદાએ મોકો આપ્યો છે તે ગુમાવો ના. એમ કરવાથી હુજૂર! આપનું નહિ, પણ કુલ રૈયતનું ભલું થશે; શાહને શાન આવશે. દગાબાજીનો અંત આવશે. જો આપના જેવા રાજભક્ત આવે વખતે ચુપકી ધારણ કરશે તો પછી બીજા સરદારોનું શું થશે ? સલ્તનતનું આલીશાં મકાન જમીનદોસ્ત થઈ જશે, સરદારોમાં આપખુદી વ્યાપશે, કોઈ કોઇનું માનશે નહિ; દેશમાં ઠેર ઠેર જંગ જાગશે, લોહીની નદીઓ વહેશે."

"મલેક ! તારૂં કહેવું રાસ્ત છે, મને પણ એ જ ખ્યાલ આવે છે."

"તો હુજુર આપ વિલંબ કાં કરો છો ? જુઓ, આ પત્ર પડ્યો છે, તે પર આપના દસ્કત કરો. બેડો પાર છે."

સુલ્તાન કુલીખાંએ કલમ હાથમાં લીધી; ટગર ટગર તે કાગળપર જોઈ રહ્યો.

"સુલ્તાનેવાલા ! દેરીનો આ મોકો નથી. આપના દુશ્મનો ફતેહ પામે ત્યાર પહેલાં હવાની માફક ઉઠો, વિજળીની માફક ઝડપથી કામ લો, એક નિશ્ચય પર આવો."

ધ્યાનભંગ ઋષિને લલચાવવા માટે ઈંદ્રની અપ્સરાએ પણ આથી વધારે સબળ રીતે મીઠા શબ્દોમાં લાલચ દર્શાવી નહોતઃ સુલ્તાને તે કાગળપર દસ્કત કર્યા.

બાજી આટોપાઈ: મલેક મુબારકનો પાસો સવળો પડ્યો. તેની ફતેહ થઈ.



# પ્રકરણ ૩ જું

## ઝપાઝપી

સુલ્તાન કુલીખાં ગાદીપર બેફામ પડ્યો. તેણે તકિયાપર શરીર નાંખી દીધું, આંખો બંધ કરી દીધી, અને શ્વાસોશ્વાસ લેવા લાગ્યો. તેના હાથમાંની કલમ પડી ગઈ.

મલેક મુબારક આ સર્વ જો રહ્યો. સુલ્તાન ભારે તંદ્રામાં હોય એમ તેને લાગ્યું. દવાએ અસર બરાબર કરી હતી, પરંતુ તેને શુદ્ધિમાં આવતાં ઝાઝો સમય લાગશે નહિ, એમ તેના મનને ભાસ થયો. મલેક મુબારકે દસ્કત કરેલો પત્ર લઈ લીધો; અદ્દિયાનના બંધ છોડી તેને અંદર રાખી દીધો. પછી તે હસ્યો; તે હાસ્યનો પ્રતિધ્વનિ તે ઓરડામાં થયો.

આ શું? અહીં બીજું કોણ હસે છે? તેણે આસપાસ દૃષ્ટિ ફેરવી: કંઇ જ નહિ; બહાર વર્ષાદ પડતો, પવન સુસ્વાટ ફુંકાતો હતો, તેના જોરથી વૃક્ષની ડાળીઓ નાચતી હતી, અને પાંદડાનો ખડખડ અવાજ થતો હતો. રૌનક મહેલમાં સર્વત્ર નિ:સ્તબ્ધતા પ્રસરેલ હતી. મલેક મુબારક સ્થિર દૃષ્ટિથી સુલ્તાન કુલિખાં તરફ જોઈ રહ્યો હતો. એક, બે, એમ કેટલીક ઘડીઓ વ્યતીત થઈ. આખરે સુલ્તાન કુલિખાંએ આંખ ઉઘાડી, તંદ્રાને ખંખેરી કાઢી, આળસ મરડી ટટાર થયો; પોતાની દૃષ્ટિને મલેક મુબારકના ચેહેરાપર રોપી.

“શિરાજી ઘણો તેજ હતો. માશાઅલ્લા! મને લાગે છે કે, જાણે હું ગાઢ નિદ્રામાંથી જાગૃત થયો ન હોઉં. હજી પણ મારા મગજમાં કંઇક રણકારા વાગે છે. આવી સ્થિતિ, એક વાર હું સપડાયો હતો તે વેળા મેં અનુભવી હતી. જાણે હું કોઈ ખરાબ સ્વપ્નમાંથી જાગૃત ન થયો હોઉં! હેં. શું થયું?..........આહ! યાદ આવ્યું. હું..............”

સુલ્તાને આળસ મરડ્યું, શરીર ટટાર કર્યું; તેના મગજપરથી નીશાની અસર ઉડી ગઈ.

“હજરત!” તીવ્ર દૃષ્ટિપાત મુબારકપર ફેંકી કહ્યું; “હું તંદ્રામાં પડ્યો ત્યાર પહેલાં આપ મને અમુક લાલચ આપી કંઈ કામમાં સામેલ થવા આગ્રહ કરતા હતા. જેમ પહેલાં આપે ઘણી વાર કર્યું છે, તેમ આપ મને મારા સ્વામી પ્રત્યે બેવફા થવા વિનવતા હતા; સુલ્તાન સલામતના દુશ્મનો સાથે ભળી જવા માટે અનેક પ્રકારના પ્રલોભન બતાવતા હતા; એટલામાં એક રુક્કો બતાવ્યો. તે રુક્કો ક્યાં છે?”

“હુજુર! આ બાજઠપર તે પડ્યો. તે શાહી રુક્કો જેમાં આપને પાયતખ્તમાં હાજર થવા ફરમાન છે તેજને? વા જે રુક્કામાં આપને આ મુલ્કને છેલ્લી સલામ કરી લેવાનું કહેણ છે તેજને?”

“છેલ્લી સલામ?” કંઈક વિસરી ગયેલી બીનાનું સ્મરણ કરતો હોય, તેમ કપાળપર હાથ ફેરવતાં સુલ્તાન કુલીખાંએ વધુ કહ્યું:-

“હા, યાદ આવ્યું. તે બાદશાહ સલામતનો રુક્કો હતો. જોઉં, જોઉં ફરીથી એમાં શું છે?” એટલું કહી તેણે તે પત્ર પુન: વાંચી જોયો અને કહ્યું:-

“મલેકજી! મને કંઈ આમાં ખાસ વિશેષ સંદેહનું કારણ જણાતું નથી. પાયતખ્તમાં જઈ સુલ્તાન સલામતને મળવાથી બધી બાજી પલટાઈ જશે. શાહ, મને નથી લાગતું કે મારી પોતાની બાબતમાં બીજા કોઇનું કહેલું માને. શું કાસમ બરિદની એટલી તાકાત છે કે, મારી સ્વામીભક્તિપર સંદેહ લાવે? કાસમ બરિદ તો શું? બીજા કોઈ ઉમરાવની મજાલ નથી કે મારી સામે આંખ ઉંચી કરે.”

“હુજુરેવાલા! બેઅદબી માફ કરજો, પણ આપ આપના અનુમાનમાં ચૂકો છો. એ કબુલ, કે આપે ખુદ શાહના મહેલમાં શાહની જીંદગી તેમના દુશ્મનોથી

બચાવી છે. આપનો માનમર્તબો પણ એવો છે, આપનું ચલન પણ એવું છે કે, કોઈ દાનેશમંદ માણસ શક લાવી શકે નહિ. પરંતુ જમાનો ફેરવાઈ ગયો છે; હવા પલટી ગઇ છે. શાહના વફાદાર ઉમરાવોમાં રાજ્યનાં રત્નોમાં બેદીલી વાસ કરી રહી છે. કાસમ બરિદે તેઓની જડ એક પછી એક નાબુદ કરી છે; બીજાની કરવા કોશિશ કરી રહ્યો છે. આવા વખતમાં આપના કથનપર વિશ્વાસ મૂકે, એ બનવાજોગ નથી."

"સબબ ?" કુલિખાંએ પૂછ્યું.

'સબબ ?' શો બતાવું ? ગર આપને યકિન નથી, તો પછી દલિલ નકામી છે. ફક્ત હું એટલું જાણું છું કે, આપના દુશ્મનો આપની પડતીને માટે પ્રયત્ન કરી રહ્યા છે."

'દુશ્મનો ?' ચોંકીને કુલિખાંએ કહ્યું; "મારો કોઈ દુશ્મન નથી; મારી જીંદગી તાબેવફા, અને શાહની પરવરીશમાં ગઈ છે. ઉમરાવોમાં એક પણ ભાગ્યે એવો હશે કે, જે મને દુશ્મન લેખે ?"

"હજરત ! આપની નેકી એ જ તેમને મન દુશ્મનાવટ છે. આપને તેઓ પોતાના માર્ગમાં આડે આવતા લેખે છે; કારણ કે આપ ન હો તો શાહપર ફાવે તેવો તેઓ અમલ ચલાવે. આ તો ઠીક પણ સાહેબે આલમ ! આપે ઘડી પહેલાં એક ખત પર શા દસ્કત કરી આપ્યા, તે વિસરી જાઓ છો. આપે જ એ કાગળપર નથી લખી આપ્યું કે, મને મારા શાહની પર્વા નથી, હું શાહના દુશ્મનોને મદદ આપવા તૈયાર છું ? શું આપ તેમની સાથે ભળી જવા ખુશી છો, એવું લખી આપ્યું નથી ?"

સુલ્તાન કુલિખાંના ચેહેરાપર આકાશમાં રંગ બદલાય તેમ વિકારના ફેરફાર થવા લાગ્યા. પ્રથમ તો તેનો ચેહેરો સફેદ થઈ ગયો; પણ ક્ષણમાં તેના ચેહેરા પર લાલાશ છવાઈ, તેનાં ભવાં ઉચાં થયાં, તેની આંખમાંથી જાણે અગ્નિ વર્ષશે એવો ભાસ થયો. તે હિંસક પશુની માફક મલેક મુબારકની સામું જોઈ, ગર્જી ઉઠયોઃ—

"બદમાશ, પાજી, અહેશાનફરામોશ, જલીલ, કુતરા !–"

"હજરત ! હજરત !—"

"શયતાન, પાજી, જલીલ કુતરા–" સુલ્તાન કુલિખાંએ ક્રોધના આવેશમાં કહ્યું; "હવે મને યાદ આવે છે કે શા માટે શિરાઝીના જામ પર જામ ભરી આપ્યાં હતાં ? હું કસમ ખાઇને કહું છું કે, એમાં કંઈ દગો હતો. સુલ્તાન કુલિખાં કદિ ખુદાની મહેરથી ભૂલ કરે નહિ. હા, મારું માથું ફરવા લાગ્યું, અને પછી–પછી–ખયર. જવા દો એ વાત, મને એટલું યાદ આવે છે કે નશાના જોશમાં થરથરતે હાથે મેં કંઈ દસ્કત કરી આપ્યા. શું તે યાદ નથી ?"

"આપે એમ લખી આપ્યું કે, મને મારા શાહની પરવા નથી, હું શાહના દુશ્મનો સાથે શરિક થવા તૈયાર છું, હું તેમને બનતી મદદ આપવા ખુશી છું."

"ગલત," કુતુબ–ઉલ–મુલ્ક કુલિખાંએ કહ્યું; "જો મેં એમ લખી આપ્યું હોય તો તે વખતે હું શુદ્ધિમાં નહતો; મેં નશામાં જ એમ કર્યું હોવું જોઇએ."

"જમે તેમ, હુજુર !" મલેક મુબારકે ઠંડે પેટે જવાબ આપ્યો; "આપના

આમ કરવાથી નુકસાન શું છે? ઉમરાવોનો ઇરાદો સલ્તનતના વજીરના કાવાદાવા તોડવાનો છે. હુજૂર જો આપ બરાબર વખત સાધી કામ લેશો તો એક આલિશાં પ્રાંતના માલેક બનશો, અને આ કમતરીનને પણ એથી જરૂર તરક્કી મળશે. શાહના બદચલનથી એક પછી એક ઉમરાવો સ્વતંત્ર થતા જાય છે, રાજ્યના ટૂકડા થતા જાય છે. આપ આમ ક્યાં સુધી બેસી રહેશો? જો આજ આપ જાગૃત નહિ થાવ, તો પાંચ વર્ષ પછી તે કામ કરવું પડશે. પણ સવાલ એ છે કે, આવો પ્રસંગ ફરીથી મળશે કે કેમ?"

"મલેક! એમ કરવું એ નાફરમાન છે?"

"નાફરમાન! નાફરમાન!" મલેક આશ્ચર્ય બતાવતાં બોલ્યો; "દુનિયામાં પોતપોતાની ઉન્નતિ કરવી એ દરેક માણસને બરહક છે. જો એમ છે તો પછી ખુદાએ ઇન્સાનના દિલમાં હવસો શા માટે પેદા કર્યાં?"

"જો ખુદાએ માણસના દિલમાં હવસો પેદા કર્યાં છે તો તેને રોકવાને માટે બુદ્ધિ પણ આપી છે. જો જહર ઉત્પન્ન કર્યું છે, તો તેને માટે ઉતારની પણ વ્યવસ્થા કરી રાખી છે. માણસે નેક રાહે જવું, એ તેની ફર્જ છે."

"પણ આમાં બદી ક્યાં છે? જો આપને કોઈ સાપ ડંખવા આવે તો તેને છુંદી નાંખવો, એ શું પાપ છે? જો આપનાપર કોઈ બૂરો દુશ્મન વાર કરે તો તેના જાન લેવામાં શું પાપ છે?"

"મલેક! મને આ તહરિરની જરૂર નથી. હું મારા માલેકના દુશ્મનો સાથે ભળીશ નહિ, હું તેમના કામમાં લેશ પણ સહાય આપીશ નહિ; મને ખુદાએ જે આપ્યું છે તેમાં સંતોષ છે."

'સંતોષ' એ લબ્જ દિલેરના લુગતમાં નથી."

"બેરહમ બદમાશ! તું મને મારા માલેક પ્રત્યે બેવફા થવા ઉશ્કેરે છે?"

"હજરતે આલા! હું આપને ઉશ્કેરતો નથી, હું કંઈ કરતો નથી; આપ બરાબર મારા કાબુમાં છો; બન્ને તરફથી મારા સકંજામાં સપડાયા છો. હું જેને આપ રાજ્યના દુશ્મન લેખો છો તેનો જ ફક્ત માણસ નથી. તેઓ પોતાનું કામ પાર ઉતારે કે નહિ તેમાં મને લાભ કે નુકસાનની પરવા નથી. એ ખરી વાત છે કે, જે ઉમરાવો વજીરે સલ્તનતના જુલમમાંથી છૂટા થવા માંગે છે તેમને મદદ આપવા મેં 'હા' ભણી છે, પણ મને અહીં રાખવામાં બીજી મતલબ છે. કાસિમ બરિદ કાચું પુતળું નથી. તે પોતાની બાજી કેમ ખેલવી એ સારી રીતે જાણે છે. તેણે મને અહીં રાખ્યો છે તેમાં તેની ઉંડી મતલબ છે. આપના દુશ્મનોએ આપને માટે જે વાતો ચલાવી છે, શાહના કાનમાં જે ભંભેરણી કરવામાં આવી છે; તેમાં કંઈ વજુદ છે કે નહિ તેની તપાસ કરવાને, આપની ચાલચલગત પર બારીક નજર રાખવાને, મને અહીં મોકલવામાં આવ્યો છે. હુજુરેવાલા! હું શું જોઉં છું? આપને જરા ફોસલાવામાં આવે, આપને રાજ્યની લાલચ બતાવવામાં આવે, તો આપ તરત આપના સુલ્તાન તરફ બેવફા નીવડવાને તૈયાર થાઓ તેવા છો. આની સબૂત આજ મારી પાસે મોજુદ છે. હજરત! આપની વફાદારીની ઢાલ આ કાગળની તરવાર સામે ટકે એમ નથી. આ કાગળપર આપના દસ્કત છે. એ શાહના હાથમાં મૂકતાં આપની તર્ફદારી રહેવાની નથી. આપનું શું થશે, તે ખુદા

જાણે, પણ એટલું તો નક્કી કે આપના દુશ્મનો આપના પર જરુર ફાવી જશે. આ બદનામીમાંથી બચવાનો એક જ ઉપાય છે, અને તે હુઝુરના હાથમાં છે. એ ઉપાય વગર આપને કોઇ પણ ચીજ યારી આપે એમ નથી; બાકી ફાંફાં છે."

"એ ઉપાય?" સુલ્તાન કુલિખાંએ પૂછ્યું.

"ઉપાય એક જ છે, હુઝુરેવાલા! અને તે એ કે, આ કમતરીન દિલશાદ ખાનમના હાથનો તલબદાર છે. હુઝુર એ કહેવામાં બેઅદબી થતી હોય તો માફ કરજો. મારો ઇરાદો આપની પડતી જોવાનો નથી, આપનું બુરુ થવાથી મને લાભ થવાનો નથી, અને થતો હોય તો તે પ્રકારે હું લાભ કરવા ઇચ્છતો નથી. આપના દુશ્મનોને આપનાપર ફાવવા દેવા કે નહિ એ આપનું કામ છે. મારું કહેવું માત્ર એટલુંજ છે કે, જે દિવસે આપ દિલશાદ ખાનમના નેકા મારી સાથે કરશો તેજ દિવસે આ કાગળ હું આપને પાછો સોંપરત કરીશ. મને બીજી કંઈ ગરજ નથી. માત્ર મારી આ માગણી છે."

તે ઓરડામાં પુનઃ નિસ્તબ્ધતા વ્યાપી. સુલ્તાન કુલિખાં હાલ્યો નહિ કે ચાલ્યો નહિ. સ્થિર દૃષ્ટિથી તે મલેક મુબારકના સામું જોઇ રહ્યો. તેનાપર થુંકવામાં પણ પાપ છે, તેનો સ્પર્શ પણ અપવિત્ર છે, જાણે એમ લેખતો હોય તેવો ભાવ તેના ચેહેરાપર વ્યક્ત થયો. તેની આંખમાંથી અગ્નિ વર્ષવા લાગ્યો, તેની લાગણી પળમાં બદલાઈ; તેના હોઠપર તે દંતના આઘાત કરવા લાગ્યો; તે ટટાર થયો. તિરસ્કાર અને રોષવ્યંજક સ્વરે બોલ્યો:—"શયતાન, પાજી, જલીલ કુત્તા! શું બોલ્યો? તારી અહીં સુધી હિમાકત છે? શાહાવતપરસ્ત શું તને ........"

મલેક મુબારકનું શરીર કમ્પ અનુભવવા લાગ્યું; તે પગથી તે માથા સુધી ધ્રુજવા લાગ્યો; તે દાંત કચડવા લાગ્યો; તેની આંખો હિંસક પશુની માફક ચમકવા લાગી; તે નગ્ન તરવાર કરી સુલ્તાનપર વ્હાર કરવા તત્પર થયો.

સુલતાન કુલીખાં આને માટે તૈયાર નહતો. જો કે તે વૃદ્ધ થવા આવ્યો હતો, છતાં તે એક કસાયલો સૈનિક હતો. તે તરવાર ખેંચે ત્યાર પહેલાં ઝટ પાછો સરકી ગયો. બાજઠને ઠોકર લાગી તેપરની સુરાહી અને પ્યાલા જમીનપર પડ્યા, ને ખણણ અવાજ થયો.

તરતજ સુલ્તાન કુલિખાંએ પોતાની તરવારને કોષમુક્ત કરી. પટાબાજીમાં એક નિપુણ સૈનિકની માફક, તરુણસુલભ ચપળતાથી અને આવેશથી મલેક મુબારક સાથે દ્વંદ્વમાં ઉતર્યો. તે ઓરડામાં તરવારનો ખણખણાટ, યોદ્ધાઓનાં પગલાંનો ધબધબાટ અને તેમના શ્વાસોશ્વાસ સિવાય કંઇ જ સંભળાતું નહતું. ઉપર ઝીણી ચીરમાંથી એક રમણી આ બન્નેને પટાબાજી ખેલતાં જોતી હતી. ખયરુન્નિસાએ એ ઓરડામાં જે વાતચીત થઈ તે સર્વ સાંભળી હતી; જે બન્યું તે જોયું હતું. ઇર્ષ્યાનો કીડો તેના અંતરને કોરી ખાતો હતો. પોતાના ભાવી સ્વામીની બેવફાઈ જોઈ. તે ઇતર રમણી સાથે લગ્ન કરવા પ્રસ્તુત છે, એ બીનાએ તેના મગજમાં આગ સળગાવી હતી. તે એક દિવાનીની માફક નીચે બનતો બનાવ જોઈ રહી હતી, અને ખુદાને પ્રાર્થના કરતી હતી કે, સુલ્તાન કુલિખાંને હાથે મુબારકનું કાસળ નીકળે કે ભવિષ્યમાં તે દિલશાદખાનમને પરણે જ નહિ.

તેણે સુલ્તાન કુલીખાંની તરવારપટુતા હર્ષ તથા વિષાદથી જોઈ. સુલ્તાન

કુલિખાંની તરવાર હવામાં એક સરખી ફરતી હતી; ઘડીકમાં ઉંચે તો ઘડીકમાં નીચે; એક વખત માથાપર, તો એક વખત હાથના પોંચા આગળ, વિદ્યુલ્લતાની માફક તે રમતી હતી. મુબારક પોતાનાથી બનતો બચાવ કરતો હતો. આખરે સુલ્તાન કુલિખાંએ પોતાના દુશ્મનને એવો તો હંફાવી દીધો કે, તેને શરણ થવાની તૈયારી આવી લાગી. પોતાના પ્રતિસ્પર્ધીની તરવાર છાતીનું લોહી પીવા તત્પર થઈ, પણ સુલ્તાન કુલિખાંએ પોતાનો હાથ રોકયો. જેમ છંછેડાયલો નાગ ફુંફાડા કરે તેમ, જાણે અચાનક જોરનો આવેશ આવ્યો હોય તેમ, જાણે ભૂત ભરાયું હોય તેમ ગાંડાની માફક ક્રોધયુક્ત મુદ્રાથી મુબારક તરવાર ફેરવવા લાગ્યો; તરવારો અથડાવા લાગી. મુબારકની દક્ષતા કંઈ ઓછી ન હતી. તેણે એક એવો જબરો આઘાત કર્યો કે સુલ્તાન કુલિખાંની તરવાર મુઠમાંથી તૂટી ખણણ્ કરતી દૂર જમીનપર જઈ પડી. પોતાના પ્રતિપક્ષીને નિરસ્ત્ર જોતાંની વાર આનંદના આવેશથી મલેક મુબારકે પોતાની તરવાર તેની છાતી સરસી ધરી. જાણે તે તેની છાતી ચીરી નાંખવા માંગતો હોય તેમ તે તરવારને ધરી ઉભો રહ્યો. સુલ્તાન કુલિખાં તિરસ્કારવ્યંજક મુદ્રાએ, રોષદર્શક દૃષ્ટિએ પરિણામ જોતો ઉભો રહ્યો.

તે છુપી ઓરડીમાં ખયરુન્નિસા આ સર્વ જોઈ આભી જ બની ગઈ. સ્તબ્ધ બની ગઈ, ચિત્રવત્ પૂતળાની માફક તેનાથી હલાયું નહિ કે ચલાયું નહિ. તેણે બૂમ મારવાને પ્રયત્ન કર્યો પણ, તે તેમ કરી શકી નહિ. કોણ જાણે તેની જીભ તાળવે ચોંટી ગઈ. એકાએક તેણે ધીમેથી ડસકું ભર્યું અને જવાને ઉદ્યત થઈ, એટલામાં નીચે પાછલના દ્વારથી કોઈ અંદર દાખલ થયું. હાથમાં ઉઘાડી તરવારે તે સુલ્તાન કુલિખાં અને મલેક મુબારક ઉભા હતા ત્યાં આવી લાગ્યો:—"માફ કરજો સાહેબો!" આવનાર શાંત મુદ્રાથી બોલ્યો:—"આપના દ્વંદ્વનો અવાજ મારે કાને પડ્યો. પછી જાણે તે બંધ થયાનો ભાસ થયો. રખેને કોઇને ગંભીર ઇજા થઈ હોય એમ ધારી હું વગર રજાએ અહીં દાખલ થયો છું. મારે તેમ કરવાની જરુર પડી તે માટે હું માફી માગું છું. આપના દ્વંદ્વ યુદ્ધમાં ભંગાણ પાડવા માટે હું દરગુજર ચાહું છું, અને આપ બન્ને ઉમરાવોને સહીસલામત જોઈ આનંદ પામું છું. હું પાછો ફરુ છું. આપ આપના દ્વંદ્વને ચાલુ કરો. અરે, પણ આ શું? હજરત, આપની તરવાર ભાંગી ગઈ છે. હજરત સલામત! જો આપને આ હથિયાર ઉપયોગમાં લેવાને વાંધો ન હોય તો તે આપ સ્વીકારશો."

એટલું કહી તેણે તે તરવારને સુલતાન કુલિખાં આગળ ધરી. સુલ્તાન કુલિખાંએ તે તરવારને લીધી અને તેમ કરતાં સ્મિત હાસ્યથી તે બોલ્યો:-

"આમ અણીને વખતે ઉપકાર કરનારનું મુબારક નામ?"

"ગુલામને ઇકામુદ્દૌલા કહે છે."

"ઇકામુદ્દૌલા!" આશ્ચર્યચકિત સ્વરે સુલ્તાન કુલિખાંએ કહ્યું, "માફ કરો, હું મારા દુશ્મનના હાથે થતો ઉપકાર સ્વીકારી શકતો નથી."

મલેક મુબારકે ઇશારત કરી. ઇકામુદ્દૌલા ત્યાંથી ચાલી ગયો.

કુલિખાંએ કહ્યું, "મલેક! આજ તારો ચેરો ખૂની દેખાય છે. ભલે તે મેળવેલા વિજયનો બદલો લઈ લે, તારું કામ અધુરું રાખ ના."

મલેક મુબારક હસ્યો અને પોતાની તરવારને કોષબદ્ધ કરી.

"હજરત! તેમ કરવાની જરુર નથી," મલેક મુબારકે કહ્યું; "જો હું તેમ

કરું તો મૂર્ખ કહેવાઉં. મારે હજી ઘણું વેર લેવાનું બાકી છે. જો હું આપનો માણુ લઉં તો આપ મારા પંજામાંથી સટકી જાઓ. હું તેમ કરવા ઇચ્છતો નથી. આજે આપે મારું જે અપમાન કર્યું છે, આપે જે શબ્દો કહ્યા છે, તે જો ખુદ સુલ્તાને કહ્યા હોય તોપણ હું સાંખું નહિ."

તે થોડી વાર જાણે વિચારમાં હોય તેમ ચૂપ રહ્યો. તેના મનમાં કંઈક વિચાર બદલાયો. તેના મોંહપર આનંદની ઝળકી ફૂટી. તે વિનયનમ્ર સ્વરે બોલ્યો:—

"હુજૂર! ગયેલી ગુજરીને વિસરી જાઓ. મેં કંઈ આપને ગુસ્સાના આવેશમાં કહ્યું હોય તે માફ કરો. મારો તેમ કરવાનો ઇરાદો ન હતો. હજરત! આપને મારા કહેવાપર વિશ્વાસ નથી, લાચાર છું. રાજ્યની હકીકત શું આપ જાણતા નથી. મારા કહેવામાં શું ખોટું છે? આજ નહિ, પણ થોડા વર્ષમાં આપ રાજ્ય ગાદીના માલિક થવાના. ઇરાનથી આવતાં જે શુકન થયા હતા, તે આપ ભૂલી જાઓ છો. ખયર, આપની મરજી. આજે આપે મને જરૂરીપરસ્ત કહ્યો છે. હું કબૂલ કરું છું કે તેવો છું. હજરત! આપ જાણો છો કે, હું કંઈ કમીનો માણસ નથી. આજ મારી શી સ્થિતિ છે, તે આપને ક્યાં વિદિત નથી. મને પણ ભવિષ્યની આશા છે. હજરતેવાલા! આપ મને દિલશાદખાનમના હાથને માટે નાલાયક ગણો છો, પણ હું ખાત્રી આપું છું કે મારા અંતઃકરણથી હું તેમને ચાહું છું. હું કસમ ખાઇને કહું છું કે હું જાનોજીગરથી એમને ચાહું છું. આજ આ રાજ્યમાં મને જે માન મરતબો છે, તે કંઈ ઓછો નથી. હું તેમની સાથે લગ્નને માટે નાલાયક તદન નથી. એમની સાથે લગ્નમાં જોડાવાથી મારી જીંદગી સુધરી જવાનો સંભવ છે, આપ શું તે નાકબૂલ કરશો? હજરત! આપ માઠું લગાડતા ના. આપે કેટલાંક ખોટાં ઇલ્જામ લગાડ્યાં છે. હું આપને શાહની પ્રત્યે બેવફા થવા કહેતો નથી, પણ શાહની આસપાસ જે ખુદપરસ્ત ઉમરાવ બીજાનું સત્યાનાશ વાળે છે, તેની સત્તા તોડવા કહું છું. તે ઝેરી સાપના દાંત તોડવાને જ વિનવું છું. આપ જો મારી માગણીનો સ્વીકાર કરશો, આપ જો દિલશાદખાનમને મારી સાથે લગ્નગાંઠથી જોડશો, તો હું વચન આપું છું કે આપના વિરુદ્ધ કે રાજ્યવિરુદ્ધ કોઈ બાબતમાં ખટપટ કરીશ નહિ. આપની વફાદારીમાં સામેલ રહીશ. જુઓ, આજથી ત્રણ દિવસમાં મારા નિકાહ થઈ ગયા કે, પછી હું આપને આ કાગળ પાછો સોંપી દઇશ."

"પણ જો હું માગણીનો ઇન્કાર કરું તો?"

"તો પછી મને ફાવશે તે કરીશ. આ પત્રને સુલ્તાનની સમક્ષ મૂકીશ. હું માત્ર એકજ આશાએ જીવું છું અને તે દિલશાદખાનમ. જો હું તેમને મેળવવા ભાગ્યવાન નીવડીશ તો ઠીક છે. નહિ તો મને જીંદગીની પણ પરવા નથી. હું જહનમમાં જઉં તો પણ બીહીતો નથી; સાથે દુનિયાને ઘસડવાને પણ ડરતો નથી. હજરત! હું નથી ધારતો કે આપ મારી માગણીનો ઈન્કાર કરો. આપ જરૂર મને મદદ કરશો, એવી મારી ખાત્રી છે."

એટલી વાતચીત પછી સુલ્તાન કુલિખાં ત્યાંથી ચાલી નીકળ્યો.

મલેક મુબારક પાછો તે ઓરડામાં આવ્યો; પાછલી બાજુનું બારણું ઉઘાડી ઇક્રાસુદૌલાને અંદર બોલાવ્યો અને કહ્યું:—

"હજી સુલ્તાન કુલિખાં માને એમ લાગતું નથી. જ્યારે મેં આપણી વાત ખુલ્લી કરી ત્યારે તેમણે મારું અપમાન કર્યું. તમારી માગણી મેં તેમના આગળ

સ્તુ કરી, તે તેમણે ધુતકારી કાઢી. આખરે મામલો એટલો વધી ગયો કે તેમણે મને ન કહેવાના શબ્દો કહ્યા. મારા મગજપર મને કાબુ રહ્યો નહિ, ને મેં તરવાર ઉગામી; અમારા બન્ને વચ્ચે દ્વંદ્વ યુદ્ધ થયું, જેનું પરિણામ આપને વિદિત છે."

"આપનું શું ધારવું છે?" ઈકામુદ્દૌલાએ પૂછ્યું, "આપને લાગે છે કે, સુલ્તાન કુલિખાં આપણી મસલતમાં શરિક થશે?"

"જી, મહેરબાન! રફતે રફતે સહુ થશે. બી નાંખ્યું કે એકદમ ઝાડ થતું નથી; ઝાડ થયું તો તેને એકદમ ફળ આવતાં નથી. મને ઉમેદ છે કે, સુલ્તાન કુલિખાંને આપણી તરફ વાળી લઇશું. આ રૂકકાને તમે મારી પાસે રહેવા દો; એકાદ બે રોજમાં કામ પાર પાડું છું. હજરત! હમણાં તો એમને ભોગવવા દો આ વિશાળ પ્રાંતની સુબાગીરી; પણ તે ક્યાં સુધી તેમના અખત્યારમાં રહેવાની છે? તેલંગણ અને વરંગુલને માટે મલેક મુબારક પોતાના પ્રાણ શયતાનને વેચવા તૈયાર છે."

"હુજૂર! આપને અલીજાહ દસ્તુર દિનારખાંએ પહેલાં સંદેશો મોકલ્યો હતો કે નહિ?"

"હા," મલેક મુબારકે જવાબ આપ્યો, "પણ તેથી શું?"

"આપ તેલંગણની વાત કરો છો તે શું? તેલંગણ આપના હાથમાં આવશે નહી, એ શું આપ જાણતા નથી?"

"કબૂલ કે, તેલંગણ તુરત તો સુલ્તાન કુલિખાંના હાથમાં રહેશે. પણ બાદમાં?

"બાદમાં આપ શી રીતે તે મેળવશો?"

"તાકાતથી મેળવીશ. મને અડધો ભાગ તો આ મદદ કરવા માટે મળશે."

"પણ તે તેલંગણનો નહિ. એ તો કુલિખાંને મળવાનો. તેઓ તેના સ્વતંત્ર માલેક બનશે. તેની બાજુનો કેટલોક મુલ્ક વિજયનગરના રાયને પાછો મળશે. બાકી બહાર-ઉલ-મુલ્કનો થોડો ભાગ આપના હસ્તક આવશે. આ હકીકત મને માલમ છે. બાકીની આપને પ્રથમ મોકલેલા દૂત મારફત મળી ચૂકી હશે."

"પણ તે નિશ્ચિત થઈ નથી. જો આપણે ધારીએ છીએ તે બાબતમાં સુલ્તાન કુલિખાંનો મત સાનુકૂળ થશે, તો બધું નિશ્ચિત કરી લઇશું. સમજ્યા, ઉમરાવ? હમણાં તો શું થાય છે તે જોવા દો. વારૂ, પણ આપનું શું ધારવું છે? આપણી સાથે તમે જણાવ્યા, તે સિવાય બીજા કયા ઉમરાવ સામેલ થાય એમ છે?"

"આપ ખાસ કરીને કોને માટે પૂછો છો?" ઇકામુદ્દૌલાએ પૂછ્યું.

"સુલ્તાન યુસુફ આદિલ શું આપણી સાથે ઉભા રહેશે?"

"કદાચ, પણ ઘણું કરીને નહિ. તેઓ શું કરશે તે કહેવાય નહિ; પણ એ બાબત તો સુલ્તાન કુલિખાં શુ વલણ લે છે, તેના પર આધાર રાખે છે. આજકાલ વજીરે સલ્તનતને કોણ ધિક્કારતું નથી? કોણ શાહને તેના પંજામાંથી છોડવવા માગતું નથી? છતાં એટલું તો ખરૂં કે તેઓ કયા પક્ષને સહાય આપશે, એ કહેવું કઠિન છે."

"ઠીક, હજરત! આપ સિધાવો. આપને માટે ભોજનનો ઇંતેજામ કર્યો છે. દસ્તરખાન બીછાવવામાં આવશે. હું ત્યાં હાજર થઇશ; આપ મવાસથી થાકેલા હશો. આપને વધારે વાર રોકવા ઉચિત નથી."

ઇક્રામુદ્દૌલા તે ઓરડામાંથી ચાલી નીકળ્યો. મલેક મુબારકે નોકરને બોલાવ્યો. તેણે ભોજનની વ્યવસ્થાને માટે હુકમ આપ્યો, અને તે ક્ષણભર ત્યાં બેસી રહ્યો. થોડી વાર પછી સુરાહી કાઢી ફરીથી જામ ભરી ઉડાવ્યો, અને વિચારના મણકા ફેરવવા લાગ્યો:

"દિલશાદખાનમ! અહા! બહેસ્તની હૂર! તું હવે મારા સ્વાધીન આવીશ. સુલ્તાન કુલિખાં હવે મારા પંજામાંથી છટકે એમ નથી. જો એ છટકવા યત્ન કરશે, તો બન્ને તરફથી સંકડામણ છે. ઇક્રામુદ્દૌલા પોતાનું કામ કાઢી લેવા માગે છે, પણ એ નથી જાણતો કે, મલેક મુબારક તેના પોતાના લાભને માટે બાજી ખેલી રહ્યો છે." એટલામાં એક નોકરે આવી ખબર આપી કે 'દસ્તરખાન તૈયાર છે.' મલેક મુબારક તે ઓરડાની ભીંત બાજુના એક ટાંકાંમાં કાગળ રાખી, બંધ કરી ત્યાંથી ભોજન લેવા ચાલી ગયો.



## પ્રકરણ ૪ થું

## નિશ્ચય

સુલતાન કુલિખાં પોતાના મહેલમાં આવી પહોંચ્યો. આવતાંની વાર તેણે પોતાના ઓરડામાં જઈ કપડાં ઉતાર્યાં; માત્ર બદનપર મલમલની પહેરણ અને ઇજારને રહેવા દીધી. થોડી વાર પછી તેણે નોકરને હાંક મારી. નોકર તરત જ હાજર થયો. સુલ્તાન કુલિખાંએ તેને ફરમાવ્યું કે, "આજ જનાનખાનામાં જ હું વાળુ કરીશ એમ બાંદીને ખબર કર, અને ભોજનની તૈયારી થતાં મને આવીને ખબર આપવા કહે." એટલી આજ્ઞા કરી તે નોકરને ત્યાંથી વિદાય કર્યો, અને પોતે તે ઓરડામાં આમ તેમ આંટા મારવા લાગ્યો. તેને આંટા મારતાં જે ભૂલ થઇ. તેના પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો. 'સુધારવી? શી તદબીરથી, તેમાંથી છટકી જવું? અને તે હિંસક પશુ મલેક મુબારકના દાંત શી રીતે તોડવા,' તે સંબંધી તે મનમાં અનેક તરેહની યોજના ઘડવા લાગ્યો. વાંચનાર! આપણે તેને વિચાર કરતો છોડી તેના પૂર્વવૃત્તાંતપર દૃષ્ટિપાત કરીએ.

* * * * *

સુલ્તાન કુલિખાંના પિતાનું નામ ઉવીશ કુલિખાં હતું. તે કુરાકુવિન્લુ જાતિનો હતો, અને ઇરાનના રાજા અમીર જહાંબેગનો સંબંધી થતો હતો. તેનું જન્મ સ્થાન ઇરાન દેશના હમદાન પ્રાંતમાં શાહાબાદ નગર હતું. તે જાતે ઉચ્ચ વંશનો હતો, અને ઇરાનમાં તે વખતે બે પક્ષ હતા. કુરા કુવિન્લુ, અને આક કુવિન્લુ: આ બન્ને પક્ષમાં વિરોધ હતો, અને સામસામી લડાઇઓ થતી હતી; પણ પાછળથી તે વિરોધ મટી ગયો હતો. તે સમયે આક કુવિન્લુની સત્તા ભારે હતી. સુલ્તાન કુલિખાંનો જન્મ થયો, ત્યાર બાદ તેની ચાલાકી અને હોશિયારીથી સઘળાને એમ જણાવા લાગ્યું કે, એ આગળ જતાં પોતાની કોમનો ઉદ્ધાર કરશે. આ વાત તે વખતના શાહ યાકુબબેગના જાણવામાં આવી. તેણે જોશીઓને પૂછ્યું તો તેઓએ એમ જણાવ્યું જે, એ આગળ જતાં ઇરાનમાં નહિ, પણ પૂર્વમાં (હિન્દુસ્તાનમાં) રાજસત્તાને પ્રાપ્ત કરશે. આ વાત કુલિખાંના જાણવામાં આવી અને તેણે પોતાના ભાઈ અમીર અલ્લા કુલિ સાથે હિન્દુસ્તાન મોકલી આપ્યો. બાળક સુલ્તાન કુલિ પોતાના કાકા સાથે હિન્દુસ્તાન આવ્યો અને બ્રાહ્મણીવંશની રાજ્યધાની અહમદાબાદ બિદરમાં આવી રહ્યો. ત્યાં શાહી ઠાઠમાઠ જોઈ તેને હિન્દુસ્તાનમાં વાસો વસવાની

ઇચ્છા થઈ, પરન્તુ તેને પોતાના કાકા સાથે પાછા ઇરાન જવું પડ્યું. પણ ત્યાં ગયા બાદ પાછા સમાચાર મળ્યા કે, દુશ્મનોનું બળ વધારે છે અને સુલ્તાન કુલિખાંની જીન્દગીની સલામતી નથી, ત્યારે તેઓ ફરીથી હિન્દુસ્તાન આવ્યા, ત્યાં શાહની મુલાકાત લીધી. શાહ મહંમદને પરદેશીઓ તરફ ભાવ હતો અને પોતાના અંગરક્ષકોમાં તુર્કીઓની ભરતી કરતો હતો. તેણે તેમને સારો આવકાર આપ્યો. યુવાન સુલ્તાન કુલિખાં બુદ્ધિબળથી આગળ વધતો ગયો. શાહની પ્રીતિ તેણે સારી રીતે સંપાદન કરી જ્યારે તેલંગણમાં નાના હિન્દુ જમીનદારોએ મહેસુલ ભરવા સંબંધી વાંધો ઉઠાવ્યો અને ત્યાં બંડ થવાની સંભાવના જણાઈ, ત્યારે સુલ્તાન કુલિખાંએ લશ્કરની સહાય વગર ત્યાં જઈ વ્યવસ્થા કરીને તેલંગણમાં શાંતિ સ્થાપી. ઇરાનનો શાહ અમિર યાકુબ મરણ પામ્યો, ત્યારે સુલ્તાન કુલિખાંના કાકાએ ઇરાન જવા માટે બ્રાહ્મણી શાહ પાસે વિનતિ કરી. સુલ્તાને તેને બિદ્દર રહેવા ઘણો આગ્રહ કર્યો, પણ તેણે તે વાત માન્ય રાખી નહિ. આખરે જ્યારે મહંમદ શાહે સુલ્તાન કુલિખાંને પુત્રવત્ પાળવાનું વચન આપી, તેને ત્યાં રાખવા ઇચ્છા જણાવી, ત્યારે તેણે તે વાતને સંમતિ આપી, સુલ્તાન કુલિખાંને ત્યાં રાખ્યો. ઉત્તરોત્તર તેના ભાગ્યની ચઢતિ થતી ગઈ. એક સમયે સુલ્તાન મહંમદ શાહ બ્રાહ્મણી ગાનતાનમાં મસ્ત બની રમણીઓના હાથે મદિરા પીતો હતો, ગાનની લહરીઓ ઉછળતી હતી, દરબારીઓ સંગીત સુધામાં નિમજ્જિત હતા, તેવામાં શાહના ઉપર એકાએક હુમલો કરવામાં આવ્યો. શાહના પ્રાણ લેવાનું કાવતરું હબસી અને દખણી સરદારોએ રચ્યું હતું. આ વખતે સુલ્તાન કુલીખાંએ માત્ર દશ આદમીની મદદથી મહેલની અને શાહની રક્ષા કરી. તેને આગળ જતાં કુતુબ–ઉલ–મુલ્ક અને અમિર–ઉલ–ઉમરાવનો ખિતાબ આપવામાં આવ્યો હતો, અને અમે જે સમયની વાત લખીએ છીએ, તે વખતે તે તેલંગણનો સુબો હતો.*

* * * * *

સુલ્તાન કુલિખાં પોતાના શાહી ઓરડામાં આમતેમ આંટા મારતો વિચાર કરતો હતો; પણ તેને મુબારકની જાળમાંથી છુટવાને એક પણ ઇલાજ સૂઝયો નહિ. 'દિલશાદખાનમ, તે બહેસ્તની હૂર, તેની નૂરેનજરને કુરબાં કરવી ? એક બદચલન અને બદહવશ આદમીને તેને સ્વાધીન કરવી ? સ્વાધીન કરવી એટલું જ નહિ, પણ સદાને માટે તેને દુઃખના દરિયામાં ઠેલવી ?' એ વિચાર તેના અંતરમાં શૂળ ભોકતા હતા. તે આ પ્રમાણે વિચાર કરતો હતો, એટલામાં એક બાંદી ત્યાં આવી વિનયપૂર્વક નમન કરી બોલી:—

"હુજૂર ! દસ્તરખાન તૈયાર છે. બેગમ સાહિબા આપને પધારવા અર્જ કરે છે, અને આપના નેક કદમની રાહ જુએ છે."

બાંદીનાં ઉપલાં વચન સાંભળી સુલ્તાન કુલિખાં ત્યાંથી જનાનખાના તરફ ચાલ્યો.

---

* સુલ્તાન કુલિખાંને માટે એક યૂરોપિય લેખક નીચે મુજબ જણાવે છે:–

અમિર ઇસ્કન્દર, જેનો જ્યેષ્ઠ પુત્ર જહાનશાહ તેના પછી રાજ્યાધિકારપર આવ્યો હતો, અને જેનો પ્રપૌત્ર હસનઅલિ તે વંશનો છેલ્લો રાજ્યાધિકારી હતો તે–અમિર ઇસ્કન્દર–ના નાના પુત્રના વંશમાંથી સુલ્તાન કુરાકુવિન્લુ ઉતરી આવ્યો હોય એમ સંભવે છે.

જનાનખાનાની અગાશીમાં સફેદ ચન્દની ચાદર બિછાવી હતી. તેપર ગાદિ, તકિયા અને બાજઠ ગોઠવ્યા હતા. બાજઠપર રૂપાના રકાબીપ્યાલામાં સ્વાદિષ્ટ ભોજનસામગ્રી મૂકી હતી, અને પાસે જ અર્ગવાની=લાલ શિરાઝીની સુરાહી અને જામ પડેલા હતા. આકાશમાંથી ચન્દ્ર રજત્ ધારા વર્ષાવતો હતો, અને તેના વધતા પ્રકાશમાં વરંગુલ સ્નાન કરતું હતું. અગાસીપરથી દૂરનો દેખાવ દૃષ્ટિગોચર થતો હતો. દૂર ઝૂલતાં નારિયેળીનાં વૃક્ષ, ઝાડપાનથી પરિવેષ્ટિત મકાનો, મસ્જીદના મિનારા સર્વે નિઃસ્તબ્ધ જણાતા હતા. ફુલ અને વૃક્ષને સ્પર્શી મંદ પવનની લેહેર મગજને તર કરતી, શરીરને શીતળતા અર્પતી હતી. આવા સમયે સુલ્તાન કુલિખાં જનાનખાનામાં દાખલ થયો અને ચુપચાપ દસ્તરખાનપર બેઠો; પાસે જ તેની બેગમ અને તેની પુત્રી દિલશાદખાનમ બેઠાં; બાંદીઓ હાથમાં પંખા લઈ પાછળ ઉભી રહી.

પોતાના સ્વામીને ચુપચાપ બેઠેલો જોઈ બેગમ આશ્ચર્ય પામી. તેણે મનમાં વિચાર્યું કે, માનો ન માનો આજ કંઈ અવનવો બનાવ બન્યો છે. તેણે તાડી જોવાને માટે પૂછ્યું:—

"મારા શિરતાજ ! આપ આજ કંઈ ઉંડા વિચારમાં અને બહુ ફિકરમંદ જણાઓ છો ?"

"બીબી !" સુલ્તાન કુલિખાંએ પ્રત્યુત્તર આપ્યું,–"આ દુનિયામાં ફિકર કોને નથી ? ફિકરની ફાકી માત્ર સચ્ચા ફકીરો કરતા નથી."

"નેકચલન ઇન્સાનને ફિકરનું કારણ રહેતું નથી. કારણ કે તેને પરમેશ્વરથી ડરવાનું નથી."

"કબૂલ, બીબી ! કે, નેકચલન માણસને ઈશ્વરનો ડર નથી હોતો. પરન્તુ આ દુનિયામાં માણસને હજાર જાતની ફિકર હોય છે. કોઇને પૈસાની, તો કોઇને બચ્ચાંની; પૈસો હોય તો તે ગુમાવી દેવાના ભયની, બચ્ચાં હોય તો તે ખરાબ નીકળશે તો શું થશે તેની, એમ હજાર પ્રકારની ચિંતા હોય છે."

"વારુ, પણ હુજૂર! એમ ચિન્તા કરવાથી ફળ શું ? શું એમ વલવલાટ કરેથી માણસ પોતાની ઇચ્છેલી વસ્તુને મેળવી શકે છે ?"

"હા, ઘણી વખત ચિન્તા કરવાથી બનવાની બીનાનો તોડ કાઢી શકાય છે."

"ત્યારે શૌહર ! આપના જેટલી અક્કલ આ કમતરિન દાસીમાં ક્યાંથી હોય ? પણ અત્યારે ચિંતા કરવાનો વખત નથી.

"વાહ ! બીબી વાહ ! તો ચિંતા કરવાને માટે પણ વખત હોય છે કે ?"

"જી હાં,"

"વારુ, તો કહો કે આ ચિંતા કરવાનો વખત છે કે નહિ ?"

"નહિ, જરૂર નહિ," બેગમે જવાબ આપ્યો.

"શા માટે ?" સુલ્તાન કુલિખાંએ આશ્ચર્યભરી મુદ્રાએ પૂછ્યું.

"જૂઓ આ શાંત રજની, જુઓ આ ચન્દ્રનો પ્રકાશ, જૂઓ પેલી નિરવ હરિયાલી, તે કેવી હસી રહી છે! આ ચન્દ્રનાં કિરણો જુઓ, આ જળલહરી પર કેવી રમત કરી રહ્યાં છે! જુઓ વસંતોપમ પવન કેવો ફરફર વહે છે, પ્યારા! મૌલાના હાફિઝનો આ કલામ યાદ છે ને ?

"બિયા તા યક દમ શબ તમાશા કુનીમ,
ચુ ફરદા રસદ ફિક્રે ફરદા કુનીમ."*

સુલ્તાન કુલિખાં બેગમના જવાબથી ઘણો ખુશ થયો, અને તે ક્ષણભર પોતાની ચિંતાને વીસરી ગયો. તેણે શાંત ચિત્તે વાળુ કર્યું, અને તેમ કરતાં જાણે આજે કંઈ બન્યું જ ન હોય તેમ વાતચીત કરી. ભોજન સમાપ્ત થયા પછી બાંદીને ત્યાંથી ચાલી જવા ઇશારત કરી. નોકરો આવીને બાજઠ અને થાળી રકાબીઓ લઈ ગયા.

સુલ્તાન કુલિખાં પોતાની દિકરીના મુખ સામું જોઈ રહ્યો. તેના ચેહેરાપર વિકારની છાયા સ્ફુરવા લાગી. જાણે એકાએક નિરભ્ર આકાશમાં વાદળાં ઘેરાઈ આવે તેમ તેના મોંહપર મ્લાનતાની છાયા પ્રસરવા લાગી. ક્યાં આ બાળિકાનું અનિંદ્ય સૌન્દર્ય તથા બાલસુલભ નિર્દોષ સરળતા, અને ક્યાં તે કુટિલ, ક્રૂર, લંપટ મનુષ્ય? ક્યાં આ સ્વર્ગનું મંદાર કુસુમ, અને ક્યાં આ વજ્ર હૈયાનો દાનવ? તેને મનમાં એમ થઈ આવ્યું કે, આ કુમળા કુસુમને હું પગ તળે છુંદી નાંખું છું. એક નાજુક તરુલતાપર કુહાડીનો ઘા કરું છું; એક નિર્દોષ કપોતીના હૃદયમાં છૂરી ભોકું છું; તેને મુબારક સાથે પરણાવવામાં કાળની કરાલ છાયામાં હડસેલી મુકું છું; વા ધગધગતા અગ્નિમાં ફેંકી દઉં છું. એ ખરી વાત કે, મલેક મુબારકે પોતાનું વર્તન સુધારવાને વચન આપ્યું હતું, પણ તે પોતાનું વચન પાળશે કે નહિ, એની શંકા જ હતી. તે આગળ જતાં નામના કાઢશે, એમાં કંઈ શક નહતો, પરંતુ તેની સાથે પોતાની પુત્રીના લગ્ન કરવાના વિચારથી તેને મનમાં ત્રાસ છૂટતો હતો. સુલ્તાન કુલિખાંનો પોતાની પુત્રીપર અનન્ય વાત્સલ્ય પ્રેમ હતો. તેને તે પોતાના છોકરા કરતાં વધારે ચાહતો હતો. તેની બુદ્ધિ ઘણી જ તીવ્ર હતી અને ઘણા રાજ્યના કામોમાં પણ તે તેની સલાહ લેતો હતો. પોતાના પિતાને ઉદ્વિગ્ન ચ્હેરે પોતાની સામું જોતો જોઇ દિલશાદખાનમ બોલી:—

"વાલિદે મેહેરબાં! આપ શા વિચાર કરો છો? આપ ચૂપચાપ બેસી કેમ રહ્યા છો?"

"બેટી!" કુલિખાંએ કહ્યું, "હું તારી જ ફિકર કરું છું."

"મારી? અબ્બાજાન! મારી ફિકર કરવા જેવું આપને શું છે?"

"બિટિયાં! હવે તું મોટી થઇ; તારી શાદીનો વિચાર કરવો જોઇએને?"

"વાહ, અબ્બાજાન, વાહ! મારી શાદીની ફિકર એટલી બધી થાય છે? એ તો સાધારણ વાત છે. પણ અબ્બાજાન! આપના ચેહેરાપર દિલગીરી જણાય છે. આપ કંઇ બીજા જ વિચારમાં લાગો છો; આપ આપના અંતરની ખરી વાત જણાવતા નથી."

સુલ્તાન કુલિખાંના અંતરની સ્થિતિ વિચિત્ર હતી. તે અપ્રિય બીનાને બેગમ અને દિકરી આગળ કહેવા ઇચ્છતા હતા, પણ તે હોઠ પર આવતી નહિ. તે વિષયને રજુ કરવાને આડી અવળી પ્રસ્તાવના કરતા હતા, પણ વિષયને રજુ કરવાની હિંમત થતી નહિ. મલેક મુબારકની ખરી હકીકત દિલશાદખાનમથી છૂપી નહતી. ઘણી વાર તેઓએ પોતે તેના ખરાબ કામોની નિંદા કરી હતી. એવા

---

* આવો, આનંદ રાત્રીએ બેસી થોડો આનન્દ મેળવીએ, કાલ થતાં કાલની ફિકરને જોઈ લઇશું.

માણસ સાથે પુત્રીને પરણાવવી. એ જાણીજોઇને કસાઈવાડે ગાય બાંધવા જેવું હતું; પરંતુ એક પ્રકારની લાચારીને વશ થઇ તે કામ કર્યા વગર છૂટકો નહતો.

"બેટી! તારાથી છૂપી વાત કંઇ જ નથી. તું તો જાણે છે ને કે બિટિયાં, દરેક બાબતમાં હું તારી સલાહ લઉં છું? રાજકાજના કામમાં પણ બેટા તારી સલાહને હું માન આપું છું."

"અબ્બાજાન! આપ આ નાદાનની બુદ્ધિની બહુ તારીફ કરો છો."

"નહિ, બેટા! હું ખરું કહું છું. વારુ હું તને પૂછું છું કે, આ દુનિયામાં સ્ત્રીઓનું મુખ્ય કામ શું છે?"

"મુખ્ય કામ? પ્યારે અબ્બા! આપ શું કહો છો, તે હું સમજી શકતી નથી."

"શાદી અને શૌહરની ખિદમત, એ પાકદામન ઓરતની ફરજ છે કે નહિ?"

"શું કહ્યું, અબ્બાજાન? શું ઓરતોને ખુદાએ એટલા માટે બનાવી છે. કે તેઓ શું તેમની ગુલામગીરી કરે?"

"નહિ, બેટી! તું સમજતી નથી. સ્વામીની ચાકરી કરવી, એમાં ગુલામગીરી શાની?

"કયેમ નહિ? અબ્બાજાન! આપ તો એમ જ કહો છો કે, ઓરતોએ ખાવિંદની સેવા કરવી. ઓરતોને સ્વામીના પ્યાર મુહબત સાથે કંઈ કામ નથી."

"બેટા! શાદી કરીએ એટલે મુહબત થાય."

"નહિ, અબ્બાજાન! આપ એમ કેમ કહો છો?"

"બેટા! મારો વિચાર તારી શાદી કરવાનો છે. હું જાણું છું કે, આજ પહેલાં ઘણા સારા માણસોએ તારી સાથે લગ્ન કરવાની માગણી કરી છે અને કરે છે. હું કહું છું કે, આપણે મલેક મુબારક સાથે તારી શાદી નક્કી કરીએ તો શું?"

દિલશાદખાનમ ચુપ રહી. તે કંઈ બોલી નહિ. તે જાણતી હતી કે, સુલ્તાન કુલિખાં મલેક મુબારકને ધિક્કારતા હતા. તેના તરફથી એવી માગણી આવેલી, તેનો તેમણે તિરસ્કાર પણ કરેલો, છતાં, આજ તેઓને મોંહે આ વાત સાંભળી તેને ઘણી અજાયબી લાગી.

બેગમ બોલી ઉઠી:—"હુજૂરેવાલા! આપે શું કહ્યું. શું દિલશાદખાનમની નિકાહ? મલેક મુબારક સાથે?"

"હા, તેની સાથે નિકાહ કરવામાં વાંધો શો છે?"

"વાંધો! તેની સાથે મારી પુત્રીને પરણાવવા વાંધો કયો નથી? આપ શું તેના ચરિત્રથી વાકેફ નથી?"

"હા, હું વાકેફ છું. પણ શું એવા માણસો સુધરી શકતા નથી? ઘણા માણસો આગળ જતાં સુધરી જાય છે?"

"સુધરી ગયા હશે, પણ મુબારક સુધરે એની આશા નથી. તેની ચાલ ચલગતથી કોણ વાકેફ નથી? જ્યારે તે પાયતખ્તમાં હતો, ત્યારે બાંદીઓ રોજ એની વાતો લાવતી હતી. મને એનાં લક્ષણ ગમતાં નથી. મારી રંક છોકરી એને ત્યાં જઇ સુખી થાય નહિ."

"શા માટે સુખી નહિ થાય?" કુલિખાંએ કહ્યું; "એને ત્યાં શી વાતની મણા છે? પૈસો છે, માનઇકરામ છે, નોકર છે, ચાકર છે, અને આગળ જતાં એથી

પણ વધારે મોટી હાકેમી મળવાની આશા છે; શાહની મહેરબાની છે. ભવિષ્યમાં તે સલ્તનતમાં ભારે નામના મેળવે તો એમાં કંઇ નવાઈ નથી."

"નામવર! આપ જ કહેતા હતા કે, આ દુનિયામાં મલેક મુબારક જેવો બદચલન મનુષ્ય નથી. પહેલાં એક વખત દિલશાદના લગ્નની માગણી તેની તરફથી આવી હતી ત્યારે આપે શું કહ્યું હતું, તે યાદ છે? ને આપ દૌલત અને માનઇકરામની વાત કરતા હો, તો ઘણા વધારે દોલતમંદ અને ભારે ઇજતવાળા ઉમરાવો દિલશાદખાનમ સાથે શાદી કરવા રાજી છે."

સુલ્તાન કુલિખાંએ તરત જવાબ આપ્યો નહિ. શો જવાબ આપે? મલેક મુબારકનાં આચરણ છૂપાં ન હતાં. જે સમયે તે પાયતખ્તમાં હતો તે સમયે આખા ગામમાં તેની વાતો ચાલતી હતી. મહેલેમહેલે બાંદીઓ તેની વાતો લઈ જતી હતી. દિલશાદખાનમથી આ વાત છાની ન હતી.

થોડી વારે સુલ્તાન કુલિખાંએ કહ્યું:—"બીબી તું જાણે છે કે આ દુનિયામાં મારા છોકરામાં સૌથી વધારે પ્રિય હોય તો મારી આ બેટી છે. એની બુદ્ધિ વિલક્ષણ છે. તે કોઇ સલ્તનતની મલેકા થવા જેટલી કાબેલ છે."

"છતાં, અબ્બાજાન! આપ એક સાધારણ આદમી સાથે, અને તે પણ નેકચલન નહિ તેવા સાથે, આપ મને શાદી કરવા કહો છો!"

"બેટા! હું કહું છું એમાં કંઇ મતલબ છે. દીકરી! આ દુનિયામાં બધાં કંઈ સારાં માણસો હોતાં નથી. જો દુનિયામાં સારાં માણસો ઉભરાઇ જતાં હોત તો આ દુનિયા તે દુનિયા નહિ પણ બહેરત બની જાત. બેટા! કેટલાક જુવાનીના ઉછાળામાં આડા વહે છે. જેમ એક નદીનું પાણી ચોમાસામાં ઉભરાઈ આડું વહે છે તેમ કેટલાકનું જીવન ઉચ્છૃંખલ બને છે. પણ તે સમય જવાની સાથે મંદ પડી જાય છે, અને સીધે રસ્તે પ્રવાહ ફંટાય છે. માણસને પણ તેમ ઘણી વાર બને છે."

"પણ, અબ્બાજાન! આપનો આટલો આગ્રહ શા માટે? આપ પહેલાં કહેતા હતા કે, મારું લગ્ન મારી રજામંદી વગર કરશો નહિ; પણ આજ આપ આમ શા માટે કહો છો?"

"બેટા! તું જાણે છે કે, આજકાલ રાજમાં ભારે ગડમથલ થઈ રહી છે. ઉમરાવોમાં બેદીલી ઉત્પન્ન થઈ રહી છે. વજીરેઆલમ કાસિમ બરિદ કેટલાક ઉમરાવોની કાસળ કાઢવા ખટપટ કરી રહ્યો છે."

"હા, અબ્બાજાન! પણ તેથી શું? આપનો કોઈ વાંકો વાળ કરે એમ નથી. આપની વફાદારી જહાંઆશકારા છે."

"ખરી વાત, પણ આ દુનિયામાં સદ્ગુણનો હંમેશા વિજય થતો નથી. આપણા સારા ગુણ આપણી તરક્કીને બદલે આપણને ઘણી વાર હાનિ અને આફતમાં નાંખે છે. સીધે રસ્તે ચાલનાર ભીખ માગતાં પણ પેટનું પૂરું કરતાં નથી, જ્યારે આડે માર્ગે જનાર, લોકોને ઠગનાર મોજમાં દિવસ કાઢે છે. મારી વફાદારી જ એ દગાબાજોને ભારે પડે છે. તેઓ શાહનાપર ફાવી શકતા નથી. તેઓ મને પોતાના માર્ગમાં કાંટારૂપ લેખે છે, અને તેથી તેઓએ એક પ્રપંચ રચ્યો છે.

"પ્યારા શૌહર!" બેગમે ચોંકીને કહ્યું, "એવો શો પ્રપંચ રચ્યો છે? કોણ જાણે આપ આવ્યા ત્યારથી આજ કંઈ ઉંડા વિચારમાં હો એમ જણાવ છો. મેં આવતાંની વાર નહોતું કહ્યું?"

"બીબી! તું ચતુર છે; તું બરાબર તાડી ગઈ. આજ કંઈ અવનવો બનાવ બન્યો છે. હું આજ સુધી નહોતો જાણતો કે, મુબારક આટલા ઉંડા પાણીમાં રમતો હશે. હું આજ સુધી નહોતો જાણતો કે, તે આવો નીચ હશે. હા, દુશ્મન! દુશ્મન દુશ્મનમાં પણ કેવો ફેર હોય છે? કોઈ ચેતાવી સામેથી વાહાર કરે છે, જ્યારે કોઇ ઉંઘમાં છાનામાનો ગળાપર છૂરી ફેરવે છે. મુબારક એવો નીચ માણસ છે."

"ભલેને તે નીચ હો વા ખુદ શયતાન હો. પ્યારે અબ્બા! એ નીચ આપને શું કરવાનો છે?"

"એને કાસિમ બરિદે મારાપર જાસુસી કરવા માટે મોકલ્યો છો. તેણે મારે માટે ખોટી વાતો ફેલાવી છે. મારા નાશને માટે જાળ બિછાવી છે."

"એવી તે શી જાળ બિછાવી છે! એ જાળને કેમ તોડવી, એ શું આપનાથી થાય એમ નથી?"

"શી જાળ? લો, સાંભળો;" એટલું કહી સુલ્તાને બનેલી હકીકત કહી સંભળાવી.

બધી વાત સાંભળ્યા પછી બેગમ બોલી:—"તો શું આપ આ દુશ્મનેજાનને મારી બેટી આપવા કહો છો, પ્યારા! આપ કહેતા હતા કે હું બેટીને પ્રાણથી વધારે ચાહું છું, તો શું આપનો ચાહ આવો છે?"

"બીબી! આ દુનિયામાં કેટલીક ચીજ પ્રાણથી પણ વધારે પ્યારી હોય છે."

"પ્રાણથી પ્યારી ચીજ! એવી ચીજ કયી છે?"

"દિન, ઇમાન, આબ્રુ, યકીન, કોલ."

"દિન ને ઇમાનને આ વાત સાથે નિસ્બત નથી."

"કબુલ, પણ એમ ન કરવાથી મારી બેઆબરુ થાય છે."

"આપની બેઆબરુ માટે એક શયતાનને ત્યાં મારી ભોળી બેટી આપવા તૈયાર થાવ છો? આબરુ! આબરુ તો બેટીને આપવામાં નથી સમાઈ, પણ એવાને ત્યાં શાદી થઈ હોય તો તે તોડી નાંખવામાં છે."

"અમ્મા! એમ ન બોલ," દિલશાદખાનમ બોલી ઉઠી. "જો મારા જવાથી અબ્બાજાનની આબરુ બચતી હોય, તો ભલે તેમ થવા દો. મારી કુરબાંનીથી એ શયતાનની આગ બુઝાતી હોય તો તેમ થવા દો. અબ્બાજાન! આપનું કહેવું મંજૂર કરૂં છું. આપ દિલ ચાહાય ત્યાં આપ આપની આ બેટીને મોકલી આપો. કબુલ, મંજૂર, હું રાજી છું. ઇન્સાનનું ધાર્યું શું થાય છે? થવાનું તો મુકદરમાં હોય તેજ થાય છે."

"બેટી! મારી નૂરેનજર! શાબાશ છે. બેટા! યાદ રાખજે કે, હું મારા વચનથી નહિ ફરૂં. દિકરી! અહા! મને આ શું સૂઝ્યું? જો તે આજે ના કહી હોત, મારી વાતનો ઈન્કાર કર્યો હોત, તો જૂદી વાત હતી; પણ જો તારામાં રેહેમ એટલી તારા જઇફ પિતાપર છે તો તારા પિતાને પણ તારે માટે માન છે. ઓ સંગદિલ શયતાન! તું ફાવે તે કર, શાહને ગમેતેમ ભંભેર, મારી

વફાદારી પર ભલેને ખોટું આળ મેલ, પણ આ સુલ્તાન કુલીખાંને તેની પરવા નથી. મારા ઘરનાં રત્નો ! તમારા સુખ આગળ રાજસુખ શું છે? તમારાં કલ્યાણ આગળ ખોટી આબરુ શા કામની છે? જોઇશ. તે દુશ્મનના ગુલશનને વેરાન કરીશ, તેની જાળને તોડીશ, તેની દગાબાજીના ફંદની હાંડીને ફોડીશ, મરીશ યા મારીશ, યા રહિમ, ગફુર, મદદે દાવર !"

"જ્યારે અબ્બા ! આપ એમ ચિંતા શાં માટે કરો છો? મારી શાદી કરતાં શા માટે અટકો છો? થવાનું તો નસીબમાં હશે તેજ થશે. એમાં ફિકર કરવાનું કે ગભરાવાનું શું છે?"

"કંઈ નહિ. મારી આંખની કીકી ! જાવ સુખે આરામ કરો. કાલ જોઇશું, બેટા ! તારા કરતાં કંઈ વધારે નથી," એટલું કહી, દિલશાદખાનમને ત્યાંથી પોતાના શયનગૃહમાં જઈ સૂવા આજ્ઞા કરી; પોતે થોડી વાર સૂધી બેગમ સાથે વાતચીત કરી, કંઈ જરૂરી કામનું નિમિત્ત કાઢી, કુલિખાં પોતાના ઓરડામાં જઈ. વિચાર કરવા લાગ્યો.

દિલશાદખાનમ પોતાના શયનગૃહમાં જઈ પલંગપર પડી, પણ તેને તે રાતે નિદ્રા આવી નહિ. તે પોતાના મનમાં વિચાર કરવા લાગી: "પોતાનું શું થશે? એવા માણસ સાથે દિવસો કેમ જશે? શું આ સંબન્ધમાં જોડાવું પડશે, કે એમાંથી છુટવાનો કંઈ માર્ગ મળી આવશે? શા માટે નહિ? અબ્બા જરૂર કંઈ રસ્તો શોધી કાહાડશે."

અહા ! શું માણસનું મન છે? હજાર આફતમાં પડ્યા છતાં, આશા, ઠગારી આશા કાનમાં કેવા મીઠા શબ્દો કહે છે !

---

## પ્રકરણ ૫ મું

### ભમતો કાજી

"હુજૂર ! એક સૈયદ આ તરફ આવેલ છે, અને આપની મુલાકાત ચાહાય છે." સુલ્તાન કુલિખાંના મુહરીરે અર્જ કરી. સુલ્તાન કુલિખાં પોતે ગાદીપર બેઠા હતા અને કંઇક કાગળો અવલોકતા હતા. કાજીનું નામ સાંભળી તેઓ ઉંઘમાંથી એકાએક જાગ્રત્ થયા હોય એમ ચોંકી ઉઠયા; પણ તરતજ આત્મસંવરણ કરી કહ્યું:—"આવવા દે."

સુલ્તાન કુલિખાંને ધર્મપર આસ્થા હતી. પરન્તુ તે વખતના કેટલાક સૈયદો અને ફકીરો ધર્મને કોરાણે મૂકી શરાબમાં મસ્ત રહેતા હતા અને ઘણીક વખત રાજકાજમાં માથું મારતા હતા.* આથી આવા ઘર વગરના ભમતા, પારકે પૈસે તાગડધિન્ના કરતા, મફતની મોજ ઉડાવતા ફકીરો તરફ તેનો અણગમો હતો. આટલું

* The people following the example of the prince attended to nothing but dissipation; reverend sages pawned their very garments at the vine-sellers; and holy, teachers, quitting their colleges, retired to taverns and presided over the wine-flask.

BRIGG'S FERISHTA, VOL. II P. 535.

છતાં, ધર્મપર શ્રદ્ધા હોવાથી પ્રકટપણે તે તેમનું અપમાન કરતો નહિ, તેથી તેણે આ કવેળાએ પણ મુલાકાત આપવા ના પાડી નહિ.

આવનાર માણસ શરીરે સ્થૂલ હતો, પણ તેના શરીરના હલનચલનમાં એક પ્રકારની સ્ફુર્તિ હતી. મોંહ ગોળમટોળ, આંખો ઝીણી, નાક અણીદાર હતું. તેની મુદ્રાપરથી તે મશ્કરો અને ખટપટી હોય એમ જણાતું હતું. તેના દેખાવપરથી તે ઇશ્કમીજાજી અને નશાખોર હોય એમ ભાસ થતો હતો. તેણે શરીર પર ફિરકો નાંખ્યો હતો; દાઢી લાંબી હતી. આવતાંની વાર તેણે જમીનપર ઝુકીને તસ્લીમ કરી.

"મૌલાના! આપ અત્યારે ક્યાંથી પધારો છો? મેં આપને આગળ કદિ જોયા હોય એમ સાંભરતું નથી. આપ ક્યાંથી પધારો છો?"

"જી, ઉત્તરમાંથી. શાહી સરહદપરના કાફિરના મુલ્કમાંથી આવું છું. ત્યાં રહી પાક ઇસ્લામનો ફેલાવો કરૂં છું, હુજૂર! આજકાલ ત્યાં કંઈ અફવા ચાલી રહી છે. એવું કહેવાય છે કે, ત્યાંના હિંદુ રાજા અને જમીનદારો થોડા વખતમાં બંડ ઉઠાવનાર છે. જો કે દીનનો ફેલાવો કરવામાં મને ઝાઝો યશ મળ્યો નથી, છતાં ત્યાં રહી એકેએક શત્રુની હકીકત મેળવવામાં અને તેઓ શું કરવા ધારે છે તે જાણવાને ભાગ્યશાળી નીવડ્યો છું. એવું કહેવાય છે કે, વિજયનગરના રાયના કહેવાથી આ તરફના કેટલાક જમીનદારો બંડ ઉઠાવવાને તૈયાર થયા છે. શાહી ફોજને નીચે યુદ્ધમાં રોકી આ તરફ બખેડો કરવો, એ એમની મુરાદ છે, અને આ કામમાં કેટલાક અમીરઉમરાવોની પણ મદદ છે. હજરત! આ બીના કેવી અફસોસજનક છે, તે આપજ જોઈ શકશો."

"મૌલાના!" વિનયપૂર્વક કુલિખાંએ જવાબ આપ્યો, "આપ બરાબર યોગ્ય વખતે આવી પહોંચ્યા છો. આપની હકીકતથી ખરેખર ઘણો લાભ થશે, એમ હું ધારૂં છું. આજ અત્યારે મને વધારે વાતચીત કરવાની ફુરસદ નથી. કાલે ફુરસદ મળતાં આપની સાથે ખુલ્લાસાવાર વાતચીત કરીશ. આજ રાત પણ ઘણી થઇ છે. મુબારક!" પોતાના મુહરીર તરફ વળી કહ્યું, "જો આ રૂક્કાપર મહોર કરી છે. તેને બરાબર સંભાળીને સંદુકમાં રાખજે, જો કંઈ આડોઅવળો મુકાય નહિ. સમજ્યો? સંભાળીને રાખજે, અને ચાવી પેલા ગોખમાં મૂકજે. આજ આખો દહાડો કામ કર્યા કર્યું છે, તને પણ થાક લાગ્યો હશે, જા, સુઇ રહે; લાવ, નહિ તો રહેવા દે; હુંજ તે કરી લઇશ."

"મૌલાના! આપને માટે ઇંતેજામ કરૂં છું. આ બાજુના ખંડમાં આપને રહેવાની ગોઠવણ છે; ત્યાં આરામ કરજો, હું ભોજનપાનનો બંદોબસ્ત કરૂં છું. હમણાંજ નોકરો આવી સર્વ જોઇતી તૈયારી કરી આપશે. આપને જે જોઇએ, તેની વરદી આપજો. કોઇ પણ રીતે તકલીફ ભોગવતા ના, સમજ્યા?"

એટલું કહી સુલ્તાન કુલિખાં પોતાના મુહર્રિરનો હાથ પકડી બહાર ગયા અને તેઓ ત્યાંથી ચાલી ગયા.

સૈયદ એકલા તે ઓરડામાં ચારે તરફ નજર કરવા લાગ્યા, અને મગજના કાગળપર તેનો નકશો ઉતારી લેવા લાગ્યા, અને તેમ કરતાં કોઇ જુએ નહિ એની સંભાળ લેવા લાગ્યા. પોતાનું કામ પુરું થયા બાદ તે ધીમેથી ગજલ ગણુગણવા લાગ્યો. એટલામાં બે બાંદીઓ ત્યાંથી પસાર થઇ, બાજુની ઓરડીમાં

જઈ ભોજન સામગ્રી રાખવા લાગી. સૈયદ સાહેબ બાંડી આંખે આ સર્વ જોવા લાગ્યા; એટલામાં તેને કાને ધીમે અવાજ આવ્યો:

"ઝુલ્ફન! સૈયદ સાહબ કેવા બડાબંગાળા જેવા છે!"

"ચુપ રહે અલી ગાંડી! એ તો પીર છે. જો, પીરની દુવાથી તો આપણું ભલું થાય. કહે છે કે, એ તો અહીં બાજુના મુલ્કમાં દીનનો ફેલાવો કરતા હતા."

"હું, સોઝન! શાનો ફેલાવો?"

"શાનો શો? વળી દીનનો, બીજા શાનો હોય? કહે છે કે ઘણા માણસો તેમની મિન્નત માનતા હતા. તેઓ પાણી મંત્રી આપે છે, તાવીજ બનાવે છે, અને છુમંતર કરે છે!"

"એ તાવીજથી શું થાય? તેઓ કેવું તાવીજ બનાવી આપે છે? કે રમલ જાણે છે?"

"રમલબમલ જાણે છે કે નહિ, તે ખબર નથી. પણ બા! એમ સાંભળ્યું છે કે, તેઓ વાંઝણીને છોકરાં આપે છે. તે તાવીજ કની તો ઘણા કામમાં આવે છે. એથી કરીને કહે છે કે માણસ વશ થાય."

"ત્યારે બળ્યું, તારે એક એવું તાવીજ માગી લેવું હતું કની? જમાલમિયાં પછી તારા હાથમાં રમકડુંજ બની જશે જો."

"જા, જા, રાંડ ઘેલી! એ લવારો શાનો કરે છે? છબરડીને બહુ સળવળાટ થયો છે કે શું?"

ના, બાપુ સોઝન! તું તો વાતવાતમાં ગુસ્સે થાય છે જો. વારુ, પણ એ પીર સાહેબે તને કંઈ કહ્યું કે?"

"કહે શું? હું આવતી હતી કની તે વારે ધીમે રહી પાછળથી માથાપર ટપલી મારી. હું તો જાણે છળી પડી હોઉંની તેમ ચીસ પાડવા જતી હતી. એટલામાં હોઠે આંગળી મૂકી, મને ચૂપ રહેવા ઇશારત કરી, અને કહ્યું કે, 'તું તો બેહેસ્તની હૂર છે."

"પછી?" ઝુલ્ફને આતુરતાથી પૂછ્યું, અને મનમાં હસવા લાગી.

"પછી મારી પાસે ખયરાત માગી. શી ખયરાત માગી હશે, કહે જોઇએ?"

"મને શી ખબર? આપણે બા, ગરીબ બાંદીઓ. આપણે ક્યાંથી ખયરાત કરીએ?"

'અલી! પૈસાની ખયરાત નહિ; કંઇ બીજી જ માગી," સોઝને કહ્યું.

"હેં! અલી! એવી શી ચીજ તારી પાસે છે કે તું ખયરાત કરે? હાં, હાં, તું તો સ્વર્ગની હૂર છેને?"

"મને કહે કે, એકબે બોસાની ખયરાત કર, ઓ હુસ્નની દેવી! એમ કહી મને ચુમી લેવા જતો હતો—"

"હેં! શું કહે છે? તેં તેને ચુમી લેવા દીધી કે? અલી બુઢ્ઢા આદમી ચુમી લે, એ તને ગમે ખરું કે?"

"જા, વળી ઠિસ્કારી કરે છે કે! હું વાતજ નહિ કરું."

"ના, ના, નહિ કરું, પણ હે સોઝન! પછી એણે શું કર્યું? જો જો, આજ તો ચુમી માગે છે, પણ કાલે તને ફોસલાવી ન જાય! પણ અલી, એ તે કોઇ પીર છે કે, કોઇ ઇશ્કનો દલાલ?"

"ગમે તે હોય ? આપણે શું, મને તો એણે તાવીજ આપવા કહ્યું છે. પણ અલી ! કાલે તું રૌનક મહેલમાં આવવાની છે કે નહિ ?"

"હા, અલી ! ત્યાં તો સાંભળ્યું છે કે, ખૂબ મઝા ઉડવાની છે."

"હા, કાલે ત્યાં ભારી જલસો થવાનો છે; ગાવાવાળીઓ આવવાની છે. ગમેતેમ પણ મુબારકખાં છે તો મોજીલા."

"કેમ ન હોય ! ખુદાએ શું નથી આપ્યું ? માન, ઇકરામ, દૌલત, હાકેમી સર્વ છે."

"બધું હોય, પણ જીવ હોંસીલો ન હોય તો શું કામનું ? આપણા આકાને શું નથી ? પણ તેઓ ક્યાં મોજીલા છે ? પણ તને આ બધી ક્યાંથી ખબર પડી ?"

"મને ચાંદે કહ્યું. ચાંદ તો આજકાલ ખયરુન્નિસા બીબીનો જમણો હાથ થઇ પડી છે."

"અલી ! એ ખયરુન્નિસા અહીં ક્યાંથી આવી ચઢી ? લોકો કહે છે કે, એ તો બાઝારુ ગાવાવાળી હતી, અને અહીં તો એમ જણાવે છે કે, એને કંઇ રિશ્તેદારી છે. બડી શયતાનની ખાલા છે જો ? ચાંદ કંઈ બીજું પણ કહેતી હતી ?"

સૈયદ સાહેબ જે બાડી આંખે આ સર્વ તમાશો જોતા સાંભળતા હતા, તે ધીમેથી અંદર દાખલ થયા. તેને જોતાં જ ઝુલ્ફન અને સોઝન ચોંકી સાથે જ બોલી ઊઠી, "ઓ ! બા ! !"

"ગભરાઓ ના, ગભરાઓ ના," સૈયદે આવતાંની વાર કહ્યું; 'ઓ ખુદાની બંદીઓ ! તમે અહીં શું કરો છો ? શું ખુદાની બંદગી કરો છો, યા શહેરની ઉડતી વાતોને જીભથી સાફ કરો છો ? બોલો, આજકાલ ગામમાં શી વાત ઉડી રહી છે ?'

"મૌલાના ! અમે તો કાલે જલસો છે તેની વાત કરતા હતા," સોઝને કહ્યું.

"જલસો ? શાનો જલસો ? કોને ત્યાં ? શાને સારુ ?"

"મલેક મુબારકને ત્યાં." ઝુલ્ફન બોલી:–"શાને સારુ તે અમે શું જાણીએ ? જલસો શાનો ? વળી નાચરંગનોસ્તો ? બીજા શાનો હોય ?"

"યા પરવરદિગાર ! શો જમાનો આવ્યો છે ? અહાહા ! માણસો આજ કાલ ખુદાતઆલાને વિસરી જાય છે, અને અયશઆરામમાં મશગુલ બને છે. રાતદિવસ ઇશ્કના તાન અને નાજનીના ગાન સાંભળવા તલ્લીન રહે છે. યા રહીમ ! પણ હાં ? તમે મારે માટે ખાણું આણ્યું જણાય છે. હા, આ શું છે ? બિરિયાની, લસરારીની કે પુલાવ ? વાહ, જે હોય તે ઠીક. હું વાળુ કરી લઉં એટલી વખત મને સખ્ત તન્હાઇની જરુર છે. જાઓ, તમે તમારે કામે વળગો. હું ખાણું ખાઈ રહ્યા પછી કંઈ જોઇશે કે કરશે તો તમને હાક મારીશ, સમજ્યાં ? પધારો."

તે બાંદીઓ ત્યાંથી પસાર થઈ. તે ઓરડામાં સૈયદના જમવાનો અવાજ સંભળાવા લાગ્યો. સૈયદે ભોજનપર સારો હાથ માર્યો; ખાઇ પીને તૃપ્ત થઇ, એકાદ બે ઓડકાર ખાધા. પછી તરતજ તેમની સ્વારી ગુપચુપ સુલ્તાન કુલીખાંને જે ઓરડામાં મળ્યા હતા ત્યાં ગઇ. ત્યાં જઇ ઝટ કુંચીઓનું ઝુમખું હાથમાં લીધું, અને કોઇ આસપાસ જોતું નથી, એની ખાતરી કરી ઝટ સંદુક ઉઘાડી, તેમાંથી કાગળો કાઢ્યા. જે કાગળની વાતચીત તેણે સાંભળી હતી તે કાગળો તેમાંથી જુદા કાઢ્યા. મોહોર

બરાબર તપાસી જોઇ, અને કાગળને પોતાના વસ્ત્રની અંદર મૂકી દીધા. પછી પેટી હતી તેમ બંધ કરી દીધી, અને આસ્તે બિલાડીના જેવા કદમે સૈયદની સ્વારી પાછી પોતાની ઓરડીમાં દાખલ થઇ.

સૈયદ પોતાની ઓરડીમાં જઇ જાણે કંઈ બન્યું નથી એમ ચુપચાપ બેસી ગયા. બાદમાં તેણે બાંદીઓને હાક મારી.

પ્રથમ ગુલ્ફન અને બાદમાં સોઝન દાખલ થઈ. તેમને અંદર આવતી જોઇ સૈયદે કહ્યું:—

"અય! હસિન ઓરતો! આપે આ ગરીબ સૈયદપર ભારે રેહેમ દેખાડી છે. ખુદા તમારું ભલું કરે! તમે ખાણું તો રાખી ગઈ, પણ પ્યાશ લાગી છે, તેનું કેમ? પીવાને માટે તમે કંઈ રાખ્યું નહિ? એ શું?"

"પીવાનું? શું લાવું, મૌલાના? શરબત આણું."

"શરબત! શરબત કરતાં તો તમારી ઝબાં શીરીન મીઠી છે. પણ ઓ સ્વર્ગની પરીઓ! શરબતથી બંદાની પ્યાસ બુઝાય તેમ નથી. જરા, શરાબનો છાંટો લાવો. રાતદિન જંગલમાં ભટકયાથી મને બુખારનો આજાર થઇ આવે છે, મને શરીરમાં ટાઢ ભરાય છે, અને જામે અર્ગવાની વગર કશાથી તે જતો નથી." આટલું બોલતાં બોલતાં તેનું શરીર કમ્પવા લાગ્યું, તેના હાથપગ ધ્રુજવા લાગ્યા; તેના મોંહમાંથી સુસ્કારા નીકળવા લાગ્યા; તેની આંખો ફાટી જશે એમ જણાવા લાગી. આ જોઇ સોઝન ગભરાઈ અને બોલી:—

"મૌલાના, મૌલાના! આ શું આપને કંઈ બિમારીનો હુમલો થતો જણાય છે?"

સૈયદ ભારે શ્વાસોશ્વાસ લેવા લાગ્યો; તેનું શરીર વધારે કમ્પ અનુભવતું હોય તેમ જણાયું; તે જોરથી સુસ્કારા નાખતો તેની તરફ દયામણે ચેહેરે જોઇ રહ્યો, અને ગળકાં ખાતા સ્વરે બોલ્યો:—

"જલદી, જલદી, જરા શરાબ લાવ. મારો જીવ ગભરાય છે."

સોઝન ઝટ ત્યાંથી ચાલી ગઈ.

"મૌલાના! આપને બહુ દર્દ થાય છે?" દયાભરી આંખે તેના તરફ જોઇ ગુલ્ફન બોલી.

"બેસુમાર! ઓ રહેમની પુતળી! મને પૂછ ના, કે કેવું ખોફનાક દર્દ થાય છે?"

"ક્યાં આગળ? મૌલાના!"

"ક્યાં આગળ? અય દિલારામ! સિનામાં, નહિ, નહિ, આ જીગરમાં," એમ કહી સૈયદ છાતીપર હાથ ફેરવવા લાગ્યો.

"મૌલાના! હું હાથ ફેરવું! જુઓ હમણાં જ આરામ થશે?" એટલું કહી, ગુલ્ફન તેની છાતીપર હાથ ફેરવવા લાગી. સૈયદના સુસ્કારા બંધ થયા નહિ. તેનો કમ્પ પણ નરમ પડ્યો નહિ. આથી ગુલ્ફન ગભરાવા લાગી, એટલામાં સુરાહી અને જામ લઈ સોઝન ત્યાં દાખલ થઈ. તેણે સુરાહીમાંથી શરાબ કાઢી જામમાં રેડ્યો અને જામ સૈયદને હોઠે અડાડ્યો. તીવ્ર મદિરાનો ઘુંટડો પેટમાં પડતાંનીવાર સૈયદની ધ્રુજારી ઉડી ગઇ ને તેમને શુદ્ધિ આવી. તેમણે ઝટ બેઠા થઈ બીજું જામ ભરી મોંહે માંડ્યું. તેના શરીરમાં વિદ્યુત્વરાથી ચેતના આવી, તેની આંખની કીકીઓ નાચવા લાગી, તેના મોંહપર હર્ષ અને તોફાનની છટા ખેલવા લાગી; તેની

ઉદાસીનતા ઉડી ગઈ. તેણે ત્રાંસી આંખે સોઝન ભણી જોયું, અને બીજીજ પળે ઝુલ્ફન ભણી નેણ ઢાળ્યાં. તે બન્ને જણીઓ સૈયદના મનનો આઠો ભાવ કંઈ કળી ગઈ, અને આ ગમતમાં જમાલ અને શેરખાંને ક્ષણભર વિસરી ગઈ.

"મૌલાના ! હવે કેમ છે ? આપને હવે જરા આરામ લાગે છે ને ?" ઝુલ્ફને પૂછ્યું.

"ઠીક છે, દિલારા ! આ તારા નાજૂક હાથે એ દર્દને દફે કરી દીધું છે અને આ શરાબે અર્ગવાનીએ તેને ઠંડું પાડી દીધું છે. અય સ્વર્ગની પરીઓ ! અહાહા ! આ દુનિયામાં ખરી મજાહ બસ્સ એ ચીજમાં છે. જીંદગીની લુત્ફ સનમ અને સાકીમાં છે. મૌલાના હાફિઝનો કલામ છે.

બિયાતા ગુલ બર અફશાનીમ,
વ મય દર સાગર અંદાજીમ;
ફલકરા સકફ બિશ ગાફીમ,
વ તરહે નવ દર અન્દાજીમ."*

એટલું કહી તેણે ઝુલ્ફન તરફ તીવ્ર દૃષ્ટિપાત કર્યો. એક નિ:શ્વાસ નાંખ્યો, અને છાતીપર હાથ મૂકી વિશેષ કહ્યું:-

"જો બહેસ્તમાં પણ હૂર ન હોય તો બહેસ્તમાં જવાની પણ કોઇને ખ્વાહેશ થાય નહિ. અને આ દુનિયાંમાં પણ જો તમારી જેવી ગુલબદન ન હોય તો આ દુનિયાં ખરેખર દોજખ જ બની જાય."

એટલું કહી તેણે ઝુલ્ફનનો હાથ પોતાના હાથમાં લીધો અને તેને રમાડવા લાગ્યો.

"મૌલાના ! આપનું એહતે વતન કયું ?" સોઝને પૂછ્યું.

"ઇરાન, કુહરમાન."

"તો મૌલાના ! આપ અહીં શું કરો છો ?" ઝુલ્ફને પૂછ્યું.

"શું કરૂં છું ? ખુદાનું ધ્યાન ધરૂં છું; દિવસે ફરૂં છું. ને રાતે ઉંઘું છું, જંગલી પ્રદેશમાં ફરી સચ્ચા દીનનો ઉપદેશ કરૂં છું. હું રિન્દ છું. હું સુફી છું. સનમની શોધમાં ફરૂં છું."

"મૌલાના ! આપને ઇલ્મે નજૂમ માલમ છે ?" સોઝને પૂછ્યું.

"હા, જરૂર."

"મૌલાના અમારૂં નસીબ જોઈ આપશો."

"મૌલાના ! મને પણ મારૂં ભવિષ્ય કહી સંભળાવોને ?" ઝુલ્ફન બોલી.

"અય ગુલે ગુલ્જાર ! ભવિષ્ય જાણવું સારૂં નથી. પણ ખયર તમારી મરજી છે તો હું તે કહી સંભળાવીશ. પણ હાં, ત્યાર પહેલાં એક જામ ભરી આપો તો."

બન્ને જણીઓએ જામ ભરી આપ્યું. સૈયદ જામની પ્યાલીથી મસ્તીમાં આવી બોલ્યા:-

"અય રશ્કેકમર ગુલબદન હૂરે ! તમને બન્નેને ભવિષ્ય જાણવાની દરકાર છે ?"

"હા, મૌલાના !" બન્ને સાહેલી બાંદીઓએ સાથે જવાબ આપ્યો.

"અચ્છુ, તો બન્ને જણ મારી પાસે આવો. એક આ પહેલુમાં અને બીજી બીજા પહેલુમાં બેસો."

---

* આવ આપણે ફુલો વરસાવિએ, શરાબ પ્યાલામાં ભરીએ, આસ્માનનું છત તોડી નાંખીએ, અને નવું જ બનાવીએ.

બન્ને જણીઓ સૈયદના ખોળામાં એક જમણે અને એક ડાબે પડખે બેઠી. સૈયદે એકનો જમણો હાથ પોતાના હાથમાં લીધો અને બીજીનો ડાબો હાથ લીધો, અને બન્નેના હાથ પોતાના ગળાપર સેરવી દીધા; પછી પોતાના હાથ બન્નેની કમરની આસપાસ રાખી બન્નેને પોતાના ધણીનું ધ્યાન ધરવા કહ્યું. પછી જાણે ઉંઘમાં બોલતો હોય તેની માફક ધીમા સ્વરે તેણે કહ્યું:–

"તમારા બન્નેના સ્વામી સિપાઇગીરી કરે છે, બન્ને ચંચળ અને જુવાન છે: એકનું નામ જમાલ છે, બીજાનું નામ સમશેરખાં છે. જમાલ સિપહસાલાર થશે જંગે મેદાનમાં ફતેહ પામશે. અને તેને ભારે માન ઇકરામ અને દૌલત મળશે. આખરે તે સુબાગીરી મેળવશે, અને સોઝન તેની બેગમ બનશે."

સોઝન આ સાંભળી હર્ષઘેલી બની ગઈ.

"સમશેર દિલેર છે, પણ તે ઘણો અભિમાની છે. તેની તરક્કી થશે, પણ તે ધીમે ધીમે. તે પણ આગળ જતાં સ્વતંત્ર તુર્કદારી મેળવશે, મોટો અમીર કહેવાશે. પણ તેનાપર એક બીજી ઓરતનો પ્યાર છે. તે પ્યાર ઝુલ્ફનની આડે આવશે."

આટલું સાંભળતાં ઝુલ્ફન નરમ બની ગઈ. તેનું મોંહ ઉદાસીન બની ગયું. તેની જાણે કોઈ ઘણા વખતની સાચવેલી, મહામહેનતે એકઠી કરેલી દૌલત લૂંટાઈ ગઈ હોય, બરબાદ થઈ ગઈ હોય તેમ રડવા લાગી.

"મૌલાના! મારું શું થશે?" કહી ડુસ્કો ભર્યો.

"રડ ના, મારા જીગર! એમ તારા દિલને દુઃખી કર ના. ખુદાએ સહુ વાતનો ઇલાજ કરી રાખ્યો છે."

"હેં મૌલાના! શું આપ ખરું કહો છો?"

"ખરું નહિ, તો ખોટું? તને પવિત્ર માણસના બોલવાપર યકિન નથીને?"

"ના, ના, મૌલાના! આપના કહેવાપર યકિન છે."

"સાચું કહે છે? જો જૂઠું બોલીશ, તો તારી મુરાદ બર નહિ આવે."

"ખુદા કસમ! હું સાચું કહું છું કે, મને આપના કહેવાપર પૂરો ઇતબાર છે."

"વારુ, દિલારા! હું તને એક ઉપાય બતાવું છું. આજ તેં મારી ચાકરી કરી છે, તો તેનો બદલો હું બરાબર આપીશ. તે નાફરમાન ઓરત તારી આડે આવશે નહિ. સમશેરમિયાં રાતદહાડો તારું જ ધ્યાન ધરશે; તારાપર તે ફિદા કરશે. જો હું તને એક તાવીજ મંત્રી આપીશ, તે તું દરરોજ તારી પાસે રાખજે. શુક્રવારે તેને લોબાનનો ધુપ આપજે, અને પીરની દરગાહપર જઈ ફૂલ ચઢાવજે. સમજી?"

"જી, મૌલાના! હું બરાબર એમ કરીશ."

"વારુ તો જાવ, હવે બન્ને જણીઓ પોતપોતાના કમરામાં જઈ આરામ કરો. પણ પહેલાં એક બોસાની ખયરાત કરાવી જાઓ."

બન્ને જણીઓ કહ્યા પ્રમાણે કરી ચાલી ગઈ. જતાં જતાં સોઝન બોલી:–

"અલિ! બા, મૌલાના! તો ખરેખર ઘણા હોંશિયાર જણાય છે જો."

"લે, નિગોડી! હોંશિયાર ન હોય તો આકા આપણને તેની એટલી બરદાશ કરવાનું કહે ખરા કે?"

"હા, પણ અલી સોઝન? એણે તારા જમાલનું નામ શી રીતે જાણ્યું?"

"કેમ ન જાણે? નજૂમીનો ઇલ્મ જેને હાંસિલ હોય, તેનાથી શું છુપું હોય છે? તેઓ કની તો ભવિષ્ય એક કિતાબના પાનાની માફક વાંચી શકે છે."

"ખરે, તેમ ન હોય તો, આપણા આશકના નામની એમને કયાંથી ખબર પડે?"

"પણ જોજે, કાલે તાવીજ લેતાં ચૂકતી ના. જો ભૂલી ગઈ તો તારું નસીબ ફૂટયું જ સમજજે."

"કાલે સવારે મૌલાનાની સેવા કરી, ખુશ કરી તાવીજ માગી લઇશ."

એમ વાતો કરતી પોતાના ઓરડામાં જઇ તે બન્ને જણીઓ સુઈ ગઈ. તેઓ રાતના નિદ્રામાં મધુર સ્વપ્ન જોવા લાગી. એ સ્વપ્નમાં પોતે એક રાજ-વૈભવની માલિક છે, દાસદાસીઓ સેવામાં હાજર છે, ઘેર હાથીઓ ઝુલે છે, બાંદીઓ સેવા ઉઠાવે છે, એવાં અનેક સ્વપ્નાં જોવા લાગી.

આણી તરફ સૈયદ નિદ્રાના ઝોકમાં લપ્પાઇ, આ દુનિયા કે પરદુનિયાની ચિંતા ત્યાગી આરામથી વિસ્મૃતિમાં પડ્યા. આમ તે ભવ્ય વિશાળ મહેલના દરેક ભાગમાં સર્વ જણ શય્યામાં પડી નિદ્રાને સ્વાધીન થયા હતા, તે વખતે મહેલમાં માત્ર એક જ જણ જાગતું હતું, અને તે દિલશાદખાનમ. આજ તેના મનમાં અનેક પ્રકારની ચિંતા થતી હતી. બહાર પાહરેગીર પાહરો ફરતા હતા; ચોકીનો ઘંટો વાગતો હતો. તે સિવાય સઘળે નિઃસ્તબ્ધતા વ્યાપી હતી.

## પ્રકરણ ૬ ઠું

### જન્મદિન

આ રૌનક મહેલમાં ભારે ધામધુમ છે. આજ મલેક મુબારકનો જન્મદિવસ છે, અને તેની ખુશાલીમાં તેણે ઘણા માણસોને આમંત્રણ મોકલી આપ્યાં છે. આજ રાત્રે નાચની બેઠકમાં ગાનની લહરીઓ ઉડવાની છે. શરાબની રેલમછેલ થવાની છે. આ સર્વની તૈયારી અત્યારથી જ થવા માંડી છે. મહેલના જે ભાગમાં મિજલસ થવાની છે, તેને સાફસુફ કરવામાં આવ્યો છે. જમીનપર પગ અંદર સરી જાય તેવા મુલાયમ ગાલીચા પાથરવામાં આવ્યા છે. તેપર મૂલ્યવાન ગાદી તકિયા યથાસ્થાને ગોઠવવામાં આવ્યા છે. ભીંતોપર નયનરંજક વસ્તુઓ અને હથિયારો ગોઠવીને ટાંગ્યાં છે. હાંડીઓ, ઝુમર અને દિવાલગીરીમાં રોશનીને માટે ગોઠવણ થઈ ગઈ છે.

આજના આ અપૂર્વ જલસામાં કોણ કોણ આવવાના હતા? સુલ્તાન કુલિખાં, રહેમતખાં, ચંગેજખાં, સરદારો, અફસરે જંગ વગેરે નામાંકિત ઉમરાવો, મહેકમાના માણસો વિગેરે આવનાર હતા. જેઓ ગાનપ્રિય હતા પણ આમંત્રણ મળ્યાં નહતાં, તેઓ પણ કોઈ ઓળખીતા પાળખીતાની સિફારસથી આવનાર હતા. કારણ કે આજ લાંજોરની નાચનારીઓ અને ઇરાનની ગાનારીઓનાં ગાન અને નાચની અપૂર્વ સેવા હતી. આ ઉપરાંત આજ બેગમમહેલમાંથી પણ કેટલીક સ્ત્રીઓ આવનારી હતી. તેમને સાંભળવાને માટે બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. આ આવનારમાં આપણી પૂર્વ પરિચિતા દિલશાદખાનમ હતી. કોણ જાણે શાથી

ખયરુન્નિસા તરફ તેને સદ્‌ભાવ નહતો. તે ભાગ્યે જ રૌનક મહેલમાં જતી હતી. એકાદ બેવાર કામ પ્રસંગે આવી હતી, પણ તે વખતે પણ ખયરુન્નિસા સાથે ઝાઝી વાતચીત કરતી નહિ. આજ તેણે મલેક મુબારકને મળવાનો નિશ્ચય કર્યો હતો, અને તેણે પોતાના પિતાની ખાહેશને મંજૂર કરી તેની સાથે લગ્નમાં જોડાવા નક્કી કર્યું હતું. પણ આથી ખયરુન્નિસાનું શું થશે? જ્યારે આ વાત તેના જાણવામાં આવશે ત્યારે તે શું નહિ કરે?

દિલશાદખાનમે, મુબારકની ખાનગી મુલાકાત લઈ, તેની સાથે વાતચીત કરી લેવાનો, તે કાગળ પાછો લઈ ચોક્કસ ગોઠવણ કરવાનો ઠરાવ કર્યો હતો.. સુલ્તાન કુલિખાંને તેના આ નિશ્ચયની ખબર નહતી, અને જ્યારે તેઓએ આજની મિજલશમાં જવાની વાત કરી ત્યારે દિલશાદખાનમે પણ પોતાના પિતાને જણાવ્યું કે, તે પણ પોતાની બાંદી સાથે જલસામાં જવાની છે.

મિજલસ જમવાને થોડી વાર હતી; ત્યાર પહેલાં આજ ખયરૂન્નિસા ટાપટીપથી શણગરાઈ હતી. તેણે હમામખાનામાં સુગંધી દ્રવ્યો મેળવી અંગમંજન કીધું હતું; સ્નાનબાદ બદનને સ્વચ્છ કરી, તેના મોંહપરની ચામડી સાફ કરી, ભવાં અને રેશમી પાંપણો સમારી હતી. તેના લચ્છાદાર રેશમી બાલને વિન્યસ્ત કરી સમાર્યા હતા, અને તેપર હીનાનો અર્ક લગાવ્યો હતો; મધ્ય ભાગમાં સેંથી પાડી તેપર હીરાની દામણી બાંધી હતી; નાકમાં નથ અને કાનમાં હીરાનાં ઝુમણાં ધારણ કર્યાં હતાં; ગળામાં મોતી અને નીલમની માળા હતી; તેણે જરીનો ઇજાર, બદિયન અને નીલ સાડી ધારણ કરી હતી; તેના ઘુંઘટમાંથી તેનું મોંહ અપૂર્વ શોભા આપતું હતું. જાણે આકાશની મેઘમાળામાંથી ચંદ્ર એકાએક ઝળકી ઉઠે, તેમ તેનું મોં જણાતું હતું. તે રમણીનું બદન આજે અપૂર્વ શોભા ધારણ કરી રહ્યું હતું. નવ પ્રસ્ફુટિત ગુલાબની કળી સમાન તે લાગતી, અને જોનારનાં મનને સૌંદર્યની ભભકમાં આંજી નાંખતી હતી. તે ઉભી ઉભી આયનામાં પોતાની દેહ-લતાને નીરખતી હતી. એવામાં ચાંદ ત્યાં દાખલ થઈ, અને બોલી:–

"બી સાહિબા! હુજૂર પધારે છે."

તે રમણીએ પોતાની નજર ફેરવી, અને જોયું તો ઇક્રામુદૌલા. જોતાંની વાર તેના મુખપર સ્મિત હાસ્ય ખેલવા લાગ્યું.

આજ ઇક્રામુદૌલાએ પણ કાળજીપૂર્વક પોશાક ધારણ કર્યો હતો: માથે ખુંધબેસ્તો પાઘ, શરીરપર ઝીણું અંગરખું અને ઇજાર હતી; કમરમાંથી વાંકી તરવાર લટકી રહી હતી. તેના ચાલવાની છટા ઓર હતી. તેનામાં એક એવી મનમોહક છટા હતી કે, સામાના મનપર વિલક્ષણ છાપ પાડતી હતી. રણસંગ્રામમાં જે ચપળતા અને સ્ફૂર્તિ તેનામાં આવતી, તેવી જ ચપળતા અને સ્ફૂર્તિ એશગાહમાં પણ જણાતી હતી.

ખયરુન્નિસા જોઈ રહી, પળભર તેના સામું જોઈ રહી. તેનું યૌવન, તેનો ઉત્સાહ, તેની વીરોચિત છટા, તેની ચાલવાની મોહક છટાએ તેનાં મનપર છાપ પાડી. પુનઃ તેને ભૂત કાળનું સ્મરણ થયું. વળી તેને યાદ આવ્યું કે, રાજ્યમાં આજકાલ જે બાજી ખેલાય છે, તેમાં આના પાસા સવળા પડવાના છે. કદાચ ભવિષ્યમાં તૈલંગણની હાકેમી એના નસીબમાં આવે, અને પ્રારબ્ધ પ્રબળ હોય તો સ્વતંત્ર રાજ્ય પણ જમાવે. તેણે જોયું કે, 'સુલ્તાન કુલિખાંની પડતી આવવાને

વાર નથી. તેનાં ભાગ્યનો તારો અસ્તમિત થવા માંડ્યો છે. પણ, પણ, આ બાબતમાં મલેક મુબારકનો જ વાંધો છે.' તે જાણતી હતી કે, મલેક મુબારક જો તે કાગળ ઇક્રામુદ્દૌલાના હાથમાં નહિ મૂકે તો સુલ્તાન કુલિખાંનો વાંકો વાળ થવાનો નથી, અને તે કાગળ મુબારક તેના હાથમાં મૂકે, એ બનવા જોગ નથી. મુબારક, કપટી મુબારકે દિલશાદખાનમની સાથે વરવાની માગણી કરી હતી. સુલ્તાન કુલિખાંએ જો તે માગણી કબુલ રાખી તો આપણા શા હાલ થવાના? અને શું તે રખાયત બનાવવા ધારે છે? મલેક મુબારકની આ વાત સ્મરણમાં આવતાં જ તેને તેનાપર તિરસ્કાર આવ્યો. તે મુબારકને ચાહાતી હતી, પોતાના જીગરથી નિવાજતી, અને તેનો આ બદલો! તેણે સ્વપ્ને પણ ધાર્યું ન હતું કે, મલેક મુબારક દગાબાજી કરી રમત રમી જશે. પણ તેણે છૂપાઇને જે સાંભળ્યું હતું, તેપરથી તેની ખાત્રી થઈ હતી, કે મુબારક પોતાનો હેતુ સાધવા શું નહિ કરે? તેને તેના વિશ્વાસઘાતનો પુરાવો મળ્યો હતો. તેણે પંડે તે સાંભળ્યું હતું અને ત્યારથી તેનો પ્રેમ પલ્ટાઈ ગયો હતો. તેને તેનાપર ધિક્કાર છૂટતો હતો, તેને તેનાપર વેર લેવાની પ્રબળ આકાંક્ષા થઈ હતી. તેના આખા શરીરમાં વૈરની જ્વાળા બળતી હતી. તેણે નિશ્ચય કર્યો હતો કે, હું મલિક મુબારકને આબરૂથી ભ્રષ્ટ કરૂં, તેની અપકીર્તિ કરૂં તો જ ખયરુન્નિસા ખરી.

આમ વિચારમાં તેને કાગળની બીના સૂઝી આવી. તેને મનમાં લાગ્યું કે, આ વાત ઠીક છે. મલેક મુબારક તે કાગળ પાછો આપવા વિચાર રાખતો નથી, બને તો તેમાંથી તે પોતાનો લાભ કાઢી લેવા માગે છે, અને દિલશાદખાનમની દિલફરોશીના બદલામાં તે કાગળને વાપરવા માગે છે, એ હકીકત ઇક્રામને જણાવવી. એમ કરવાથી ઇક્રામુદ્દૌલાનું કામ થશે, અને પુનઃ તેનો પ્રેમ સંપાદન કરી શકાશે. જો એક વાર તેનો પ્રેમ સંપાદન થયો તો વરંગુલમાં સ્વતંત્રપણે અયશમાં દિવસ જશે. કુલિખાંનો કાંટો સદાને માટે ટળી જશે એટલું જ નહિ, પણ તે નિમકહરામ મલેક મુબારકપર પણ વેર લેવાશે.

"આઇયે, મહેરબાં!" હસીને ખયરુન્નિસાએ જવાબ આપ્યો; "કહો, કાલે આપને માટે સર્વ બંદોબસ્ત ઠીક હતો ને?"

"જી, આપની મહેરબાની છે. કોઇ પણ જાતની તકલીફ નહતી."

"જ્યારે ઇક્રામુદ્દૌલા! કેટલીક ગુપ્ત બીના મારા જાણવામાં આવી છે, અને હું ધારું છે કે, તેથી તમને લાભ થવાની વકી છે."

"ગુપ્ત બીના!" આશ્ચર્યચકિત સ્વરે ઇક્રામુદ્દૌલા બોલ્યો, "અને તે મારા લાભની!"

"હા જી, આપના લાભની, કહો તો કહું."

"આપની જેવી મરજી, કોઇની ગુપ્ત વાત પરાણે જાણવા હું ઇચ્છા કરતો નથી."

"તમે કરો યા ન કરો, પણ મને આપનું હિત પ્રિય છે."

"બાનુ સાહિબા! એ આપની મોટી મેહેરબાની છે."

ખયરુન્નિસા તેની પાસે સરી ધીમેથી બોલી, "જુઓ, ધ્યાન રાખજો, મલેક મુબારક આપની સાથે દગાબાજી રમવા માગે છે."

"એમ?" સ્થિર દૃષ્ટિથી તેના સામું જોઇ ઇક્રામુદ્દૌલાએ કહ્યું.

"હજરત! આપને મારા કથનથી સેહેજ પણ આશ્ચર્ય લાગતું નથી એ શું?"

ઇક્રામુદ્દૌલા હસ્યો. "મલેક મુબારક મારી સાથે દગાબાજી રમવા માગે છે, એની સબૂત શી છે?"

"સબૂત! મારી પાસે પૂરતી સબૂત છે. કાલે રાતે થયેલી વાતચીત મેં સાંભળી છે, એટલું જ નહિ, પણ સુલ્તાન કુલિખાંએ આપ જે રુકકો લાવ્યા હતા તેનાપર દસ્કત કરી આપી લખી આપ્યું છે કે, તેઓ પોતાના શાહ પ્રત્યે બેવફા થવા તૈયાર છે."

ઇક્રામુદ્દૌલા ! ચોંકયો, પણ તરત જ આત્મસંવરણ કરી હસીને જવાબ આપ્યો:–

"બાનુ સાહિબા! આખરે આપે છુપાઇને વાત સાંભળી? આપે લીધેલા કસમ પાળ્યા નહિ ને?"

"ઇક્રામુદ્દૌલા! એ સર્વ કોને માટે કર્યું, શા માટે કર્યું, તે શું આપ જાણતા નથી? હું નહોતી ધારતી કે, મારી વફાદારીને માટે આપ આ પ્રમાણે તાનો મારશો. હું જાણતી હતી કે, આપ અહીં જરૂરી કામે આવ્યા હતા, અને આપને મલેક મુબારકખાં સાથે ખાનગી કામ હતું. પણ આપ મલેક મુબારકખાંને ઓળખતા નથી; હું સારી રીતે ઓળખું છું. તે આપની સાથે દગાબાજી કરી, પોતાનું કામ કાઢી લેવા માગે છે. તે આપને એ કાગળ પાછો આપવા ઇરાદો રાખતો નથી. તે ભલું હશે તો સુલ્તાન કુલિખાંએ દસ્કત કર્યાં છે, તે વાત આપને જણાવશે જ નહિ; આપને તરકટી જાહેર કરી તે પોતાનું કામ કાઢી લેશે; રાજ્યની સામે બંડ ઉઠાવવાનો આરોપ મૂકી આપને કેદ કરાવશે; કદાચ આપની જાનને પણ ધોકો પહોંચાડશે. ઇક્રામુદ્દૌલા, પ્યારા ઇક્રામ! તે કાગળ કયાં છે તે હું જાણું છું, અને ખાત્રી રાખજો કે, મારા વગર અન્ય કોઇ આપને તે સ્વાધીન કરે એમ નથી."

એટલું કહી ખયરુન્નિસા નીચું જોઇ રહી. ઇક્રામુદ્દૌલા તીક્ષ્ણ દૃષ્ટિથી તેના સામું જોઇ રહ્યો. તેના મોંહપર લેશ પણ વિકારની છાયા પ્રસરી નહિ. કોઇ નબળા મનના માણસે દગાબાજીની વાત સાંભળી ગુસ્સો જણાવ્યો હોત વા પોતાને માટે ચિંતા દર્શાવી હોત, પણ ઇક્રામુદ્દૌલાનો ચેહેરો પૂર્વવત્ શાંત હતો. તેણે વિકારહીન અને લાગણીરહિત સ્વરે કહ્યું:–

"આપ કહો છો કે, તે પત્ર તમે મને સ્વાધીન કરવા શક્તિમાન્ છો. વારુ, તો આપ તેના બદલામાં શું ઇચ્છો છો?"

"કંઇ જ નહિ. મને બદલાની અપેક્ષા નથી."

ઇક્રામુદ્દૌલા સહેજ હસ્યો. "બાનુ સાહિબા! હું નથી ધારતો કે, આપે નિ:સ્વાર્થપણે એ સર્વ કર્યું હોય. કેવળ મારા હિતની ખાતર આપે એ ઓરડીમાં સંતાઈ જાગરણ કરી આટલી તકલીફ ઉઠાવી હોય, એ બનવાજોગ નથી."

ખયરુન્નિસાએ રોષવ્યંજક સ્વરે કહ્યું, "હજરત! હું ચોર નથી. આપને મારી એટલી પણ કદર નથી? યાહ ખુદા!" એટલું કહેતાં તેની આંખમાં ઝળઝળિયાં આવ્યાં.

"મારી મહેનતનો આ બદલો! મારા કહેવાપર આપને એટલો વિશ્વાસ નથી. આહ! ઇક્રામુદ્દૌલા, આપને ક્યાંથી વિશ્વાસ હોય? આપ ક્રૂર છો, બેરહમ છો, બેકદર છો."

"માફ કરો બીસાહિબા! મારા એમ બોલવાની મતલબ આપના દિલને

દુઃખવવાની નહતી. આપને માઠું લાગ્યું હોય તો ક્ષમા કરો. જો તે પત્ર ખરેખર આપની પાસે હોય તો તે મારે સ્વાધીન કરો. કારણકે આપ તો જાણો છો કે, તે પત્ર મારો છે. તે મલેક મુબારકનો પણ નથી, તેમ જ આપનો પણ નથી."

ખયરૂન્નિસા જરા આઘી સરકી.

"કેમ બાનુસાહિબા! મારૂં કહેવું શું ખોટું હતું? આપ બદલાની આશા રાખો છો?"

ખયરૂન્નિસાએ કંઈ પણ જવાબ આપ્યો નહિ. તે તેને ગળે વળગી, તેને પોતાની બાહુલતામાં ભીડી દીધો, અને રૂદ્ધકંઠે, અશ્રુસિક્ત નયને તેની તરફ જોઈ ધીમેથી બોલી,

"પ્યારા ઇક્રામ! મને કંઇ જ આશા નથી, હું કંઈ માગતી નથી; માત્ર હું આપનો પ્રેમ માગું છું. આપ પૂર્વવત્ મારાપર સ્નેહ કરો, એ જ મારી યાચના છે."

તે રમણીના સ્પર્શથી ઇક્રામુદ્દૌલા રોમાંચ અનુભવવા લાગ્યો, તેના શરીરે કમ્પ થવા લાગ્યો. તે રમણીનું અપૂર્વ સૌંદર્ય, વિલાયલા કમળ જેવું મુખ, દયાર્દ્ર પ્રેમપિપાસુ આંખો. તેના હૃદયના મર્મ ભાગપર આઘાત કરવા લાગી. તે મહા કષ્ટે આત્મસંવરણ કરી, તેના ભુજપાશમાંથી મુક્ત થયો. તેની ધડકતી છાતીને અલગ કરી કહ્યું,

"બાનુ સાહિબા! શાંત થાવ. આપ જાણો છો કે, આપના દિલપર અન્યનો અખ્તીયાર છે. આ ઉપરાંત હજી આપે મલેક મુબારક દગાબાજ છે, એમ સિદ્ધ કર્યું નથી. જ્યાં સુધી આપે તે પત્ર મારા હાથમાં મૂક્યો નથી, જ્યાં સુધી તે પત્રપર સુલ્તાન કુલિખાંએ દસ્કત કર્યા છે કે નહિ તે મેં જોયા નથી, ત્યાં સુધી હું મલેક મુબારકને દગાબાજ તરીકે માનવા ના પાડું છું. બાનુ સાહિબા! કેવળ શબ્દો, એ સાબીતી નથી. કાલે આપે મને સાચી વાત કરી ન હતી. આપે કસમ લીધા, તે પણ આપે પાળ્યા નહિ અને તે ગુપ્ત ઓરડામાં જઈ બધી વાત સાંભળી. કહો, આપ જ કહો, કે આપના કહેવાપર હું કેવી રીતે વિશ્વાસ કરૂં?"

"પ્યારા! તમને હજી મારા કહેવાપર એતબાર નથી ને? ઇક્રામુદ્દૌલા! આપ મને તરછોડો ના. પ્યારા! જો મારૂં જીગર ચીરી બતાવાતું હોત તો આપને દેખાડત કે મારૂં જીગર લબોલબ આપના પ્યારથી ભરેલું છે. આ સિનામાં માત્ર આપની જ મૂર્ત્તિ વિરાજમાન છે. આપ ચાહે તે ધારો, પણ આપને માટે હું પ્રાણ કાઢી આપવા તૈયાર છું. ઇક્રામ, પ્યારા ઇક્રામ! આપ તે ઘેરાની વાત ભૂલી ગયા છો, પણ હું તે વિસરી નથી, ને વીસરવાની નથી. અહા! આપે તે વખતે શું કહ્યું હતું તે યાદ છે? આપે શાં વચન આપ્યાં હતાં તે યાદ આવે છે? વ્હાલા! હું તમને ભૂલી નથી ને ભૂલવાની નથી."

"પણ, બાનુસાહિબા! મારા જવા બાદ આપે બીજાની સાથે શાદી કરી, નહિ કે મેં."

"કબુલ, કબુલ; પણ તે મેં મારી રાજીખુશીથી નહિ. મને તેમ કરવાની ફરજ પડી, તેમાં હું શું કરૂં? શાદી વખતે પણ મને આપનું જ ધ્યાન હતું, આપનો જ ચેહેરો મારી આંખો આગળ રમી રહ્યો હતો, મારો આત્મા આપને જ ઝંખતો હતો. લગ્ન તો માત્ર નામનું જ હતું."

"વારૂ, આપ કહો છો તેમ હોય, તોપણ સાદી કર્યા પછી? આપ અહીં આવી રહીને મલેક મુબારકને આશા આપી. ખયરૂન્નિસા! જો તારા અંતરમાં મારે માટે લાગણી હતી, તો તેં આમ શા માટે કર્યું? તેં જો જરા સબુરી રાખી હોત, થોડી વાટ જોઈ હોત, સુખદુ:ખે થોડાં વર્ષો કાઢયાં હોત તો આજ તારો અને મારો પ્રેમ સંલગ્ન થયો હોત. પણ હવે—"

"પણ હવે આપ મને ચાહાતા નથી એમજ ને?" "કચડાયલી સાપણની માફક છંછેડાઈ બોલી." આપ મને ધિક્કારો છો-આપ મારી અવગણના કરો છો, નહિ વારૂ?"

"હું આપને ધિક્કારતો નથી, તેમ આપની અવગણના પણ કરતો નથી. હું એટલું જ કહું છે કે, તું તારા ખાવિદને છોડી અહીં આવી. તે ગુજરી ગયાની વાત આવી છે, તો હવે તું તારાપર પ્રેમ કરનાર તરફ બેવફા ન થા."

"મને ચાહનાર! મને ચાહનાર કોણ છે? આપ શું મલેક મુબારક તરફ ઈસારો કરો છો? જો આપ એની તરફ ઈસારો કરતા હો તો તેમ કરવામાં આપની ભૂલ છે. કદાચ ક્ષણભર એમ માની લઉં કે, તેઓ મને ચાહાય છે તેથી શું? પ્યારા ઇક્રામ! આ દુનિયામાં હું એક જ આદમીને ચાહું છું, ને હું તેનો જ પ્રેમ મેળવવા ઇચ્છું છું. દુનિયામાં હજારો આદમી છે તેથી મને શું? હું કદાપિ કાળે મલેક મુબારકને મારું દિલ આપવાની નથી. હું મારો પ્યાર મરજીમાં આવે તેનાપર ઢોળવા સ્વતંત્ર છું." બોલતાં બોલતાં તે તર્જની વીંઝવા લાગી. જાણે તેના અંતરના ભાગને કોઇએ ડંખ માર્યો હોય, તેમ વેદનાવ્યંજક સ્વરે બોલી, "હું, હા નસિબ! હું જેનાપર પ્રેમ કરું છું, જેનાપર મારો પ્રાણ ઓવારી નાંખું છુ તેને મારી લેશ પણ પરવા નથી." એટલું કહી લલાટપર હાથવતી આઘાત કર્યો.

"જ્યાં સુધી મલેક મુબારકને વિશ્વાસઘાતી ઠેરવવાને મારી પાસે પ્રમાણ નથી, ત્યાં સુધી હું તેના પ્રેમની આડે આવીશ નહિ. અવશ્ય લાગશે તો બાનુ સાહિબા! હું તે પત્રની યોગ્ય કિંમત આપી ખરીદી લઇશ. કહો, બોલો, આપને તે પત્રના બદલામાં શું જોઇએ છે?"

"ઇક્રામ, ઇક્રામ! આપ મારા હૃદયને આમ પગતળે કચડો ના. હું તે પત્ર લાવીને આપના હાથમાં મૂકું તો તો આપની ખાત્રી થશે ને? જો હું મલેક મુબારકની નીચતા, દગાબાજી આપને પૂરવાર કરી આપું તો પછી આપને કંઈ કહેવાનું રહેશે નહિ ને? પ્યારા ઇક્રામ, મારી આંખોના તારા, મારા જીગરના જીગર! મને કંઈ જોઇતું નથી. આપ ચાહો યા તિરસ્કાર કરો, પણ હું તો આપને જ ચાહાવાની, હું આવી આપનાં ચરણમાં પડીશ, આપની પાસે પ્રેમની ભીખ માગીશ. દયાની યાચના કરીશ. હું નથી ધારતી કે, મને તરછોડી કાઢો એવા આપ નિષ્ઠુર છો. ના, ના તેમ આપનાથી કદાપિ બનવાનું નથી. હું ચાલી, આ પળે જ તે પત્ર લઈ આપને સ્વાધીન કરું છું. બાદમાં જો મલેક મુબારક મારો તિરસ્કાર કરે તો તમે મારું રક્ષણ કરવા સમર્થ છો. હું જોઇશ કે, તેની દગાબાજી ક્યાં સુધી ચાલે છે? તેણે હજારોને રમાડ્યા છે, પણ તે આપને કેવી રીતે રમાડે છે. તેના દહાડા હવે ભરાવા માંડ્યા છે, તેનો પાપનો ઘડો ફૂટવા આવ્યો છે. ઇક્રામ, ઇક્રામ! હું માત્ર આપની દયા, મમતાની આશા રાખું છું."

ઇક્રામુદ્દૌલા હિંમૂઢ ત્યાંજ ઉભો રહ્યો. તે વિચાર કરવા લાગ્યો કે, "ખયરુન્નિસા કંઈ કપટજાળ તો રચતી નહિ હોય? ના, ના, તેમ શા માટે કરે? અને કરે તો તો તેમાં નવાઈ જેવું પણ શું હતું? તેણે જે દગાબાજીની વાત કરી તે ખરી હતી? શું મલેક મુબારક ઉંડા પાણીમાં ઉતારી વિશ્વાસઘાત તો નહિ કરે?" તેના અંતરમાં ખયરૂન્નિસાના કહેવા બદલ કંઇક ખાત્રી થવા લાગી. તેનું લાગણી ભર્યું બોલવું, તેના દેહની અવસ્થા, તેનો પ્રત્યેક બોલ તેના અંતઃકરણની ગુફામાંથી નીકળતો હતો એમ તેને લાગ્યું. 'જો મલેક મુબારક છેલ્લી ઘડીએ પ્રપંચ રમી જાય તો મારું શું થાય, તે સંબંધી તેને ચિંતા થવા લાગી. જો હાથ આવેલી બાજી મલેક મુબારક મારી જાય તો ભવિષ્યની સઘળી આશાપર પાણી ફેરવાય ને અપકીર્તિ થાય તે જૂદી. સુલ્તાન કુલિખાંની પડતી થાય તો થાય, પણ સાથે જેમ ખયરૂન્નિસાએ કહ્યું હતું તેમ થાય તો મલેક મુબારક વરંગુલનો ભાવી હાકેમ બને? પણ,—પણ જો તે કાગળપર સુલ્તાન કુલિખાંએ દસ્કત કર્યા હોય, ને તે પત્ર તેના હાથમાં આવે તો તેને પોતાની મુરાદ બર આણવામાં વાર લાગે નહિ, ને ખયરૂન્નિસાનો તેનાપર ભારે ઉપકાર થાય, એમાં સંદેહ શો? વળી તે આના બદલામાં શું માગતી હતી? એક જ ચીજ: તેનો પ્રેમ. એક વખતે તે તેને ચાહાતો હતો, અને તે પણ તેના પ્રેમને આદર આપતી હતી. હજી પણ નિઃસ્વાર્થપણે તે તેમ કરતી હોય, એમ કેમ ન બને? વળી ખયરૂન્નિસામાં શું નથી? રૂપમાં તે સામાન્ય નથી, તેનું યૌવન પણ વીતી ગયું નથી, ને બુદ્ધિમતી છે. તેનામાં મોહકતા છે, સૌંદર્ય પણ સામાં માણસને આંજી નાંખે એવું છે. તેના શરીરના હલનચલનમાં એક પ્રકારની આકર્ષણ કરે તેવી મોહિની છે, પણ તે કદાચ મલેક મુબારકને માટે તેના કામમાં સહાયભૂત થવા માટે કંઈ રમત રમતી હોય તો?'

આવા વિચાર તેના મનમાં દોડતા હતા એટલામાં જાણે તે તેના વિચાર જાણી ગઈ હોય તેમ હાથ પકડી બોલી:—"હું તે પત્ર અતર ઘડી લાવી આપને આપું છું. આપ મારૂં કહેવું કબૂલ રાખશો, એનો મને ભરૂસો છે."

"સબ્ર," ઇક્રામુદ્દૌલાએ કહ્યું.

"ચૂપ," ખયરૂન્નિસાએ જવાબ આપ્યો, અને તે બારણું ઉઘાડી જવા લાગી એટલામાં ચાંદ દાખલ થઈ. તેણે ખયરૂન્નિસાના કાનમાં કંઈ કહ્યું, અને ઈક્રામુદ્દૌલા તરત ત્યાંથી ચાલી ગયો.

ઈક્રામુદ્દૌલા નીચે આવતા મલેક મુબારકને મળ્યો. તે આજ સુંદર પોશાકમાં સજ્જ થયો હતો; સુંદર પાગ માથાપર ધારણ કર્યો હતો, ડોકમાં મોતીની લાંબી માળા હતી; તેની કેડ બંધમાં સુનાના મ્યાનમાં જમૈયો હતો, તેપર ચપકન પહેર્યું હતું, અને કમરે તરવાર લટકતી હતી; ઇજાર કસ્કસ્તો હતો. તેનું ઉન્નત લલાટ, અણિદાર નાસિકા, સ્ફિત વક્ષ અને વીરોચિત દેખાવ રમણી હૃદયને લુબ્ધ કરે તેવો હતો. તેના દીર્ઘ અણિયાળાં નયનમાં જાદૂઈ શક્તિ હતી, અને દમાસ્કસની કટારીથી પણ કાતિલ ધાર શિથિલ રમણી હૃદયને વ્હાર કરવા ચુકે તેવી ન હતી. તેના ચેહેરામાં કુટિલતા અને વિલાસીતા સ્પષ્ટપણે વ્યક્ત થતાં હતાં.

"અહો, આપ તૈયાર થઈ ગયા છોને?" મલેક મુબારકે હસતાં હસતાં કહ્યું.

"જી, આપને મુબારકબાદી આપું છું. ખુદાતાલા આપને હમેશાં તરક્કી આપે એમ ચ્હાઉં છું."

"ઇનાયત છે આપની અને શુક્ર છે તે પરવરદેગારના! હજરત, ખયરૂન્નિસા બેવા થઈ એ ખરી વાત છે?"

"મેં એમ સાંભળ્યું છે, અને તે ખરી વાત હોવાનો સંભવ છે."

"તમને લાગે છે કે, હું ખયરૂન્નિસા સાથે નેકાહ કરીશ?"

"હજરત! મને શું લાગે? પણ કદાચ એમ બને તો એમાં ખોટું શું છે? ખયરૂન્નિસા એક હસિન અને ખુશઅદા ઓરત છે. તે બુદ્ધિમાન્ છે."

"તે બુદ્ધિમાન્ છે ખરી. મને કંઈ તેના તરફ ભાવ પણ છે, છતાં કંઇક મારૂં મન પાછું હઠે છે. મેં ખયરૂન્નિસાને આશ્રય આપ્યો છે, તેનું કારણ એ કે તેની દૂરની સગી અહીં છે, અને તેને તે વખતે આશરાની જરૂર હતી. મારૂં મન તેની તરફ વળવા માંડ્યું હતું, અને મને એક વખત એમ પણ લાગતું હતું કે હું તેની સાથે શાદી કરીશ, પણ હવે મારો વિચાર ફેરવાઈ ગયો છે."

"કારણ?" ઇકામુદ્દૌલાએ પૂછ્યું.

"કારણ કે કંઈ બીજેજ સ્થળે મારે લગ્ન કરવા વિચાર છે. સુલ્તાન કુલિખાંની દીકરીનું નામ સાંભળ્યું છે?"

"કોણ? દિલશાદખાનમ?"

"જી હા, તેજ, તે બહેસ્તની હૂર છે. અહાહા! શું તેનું સૌંદર્ય છે! શું તેની નાજોઅદા છે!!"

"પણ હજરત! આપ ઘણા વખતથી ખયરૂન્નિસાના હૃદયમાં આશા સિંચતા આવ્યા છો તેનું કેમ?"

"તેનું શું? એક નહિ પણ હજાર ઉમેદવાર તેની સાથે પરણવા તૈયાર છે. એક વખત હું તેને ચાહાતો હતો, પણ તે જમાનો વહી ગયો. જોશ આવ્યો ઉતરી ગયો. જ્યારથી દીલશાદખાનમ મારી દૃષ્ટિએ પડી ત્યારથી મેં તેની સાથે લગ્ન કરવા પ્રતિજ્ઞા કરી છે. શાદી કરૂં તો તેની સાથે, નહિ તો બસ્સ આ જીંદગી એમને એમજ વ્યતીત કરવી. અત્યાર સુધી મારી માગણીની તે અવગણના કરતી આવી છે. આજ સુધી તેણે પણ મારી તરફ અનાદર બતાવ્યો છે. પણ આજ તે મારી માગણી કબુલ કરશે, તેમ કર્યાં વગર તેનો છૂટકો નથી"

"હુજૂર! જો આજ સુધી તે ના પાડતી આવી છે તો આજે આપની માગણી સ્વીકારશે એની ખાત્રી શું? સ્ત્રીઓનાં મન ચંચળ અને સ્વભાવ હઠીલો હોય છે. એક વાર જો ના થઈ, તો પછી હા, ભણાવવી મૂશ્કેલ થઈ પડે છે."

"આપનું કહેવું યથાર્થ છે. સ્ત્રીઓનો સ્વભાવ તેવો હોય છે ખરો, પણ સુલ્તાન કુલિખાંને મારી મરજી વિરૂદ્ધ જવું પાલવે એમ નથી. તેઓ મારી ઇચ્છાને આ બાબતમાં તો આધીન થશે. તેઓ મારા સપાટામાં એવા આવ્યા છે કે, તેઓથી ચુંકે ચાં થઈ શકે એમ નથી. દીલશાદખાનમ બેપરવા છે, પણ તેને તેના પિતાનું કહ્યું માન્યા વગર છૂટકો નથી. બળે નહિ તો કળે, તેને રૌનક મહેલમાં વસવું પડશે. સ્ત્રીઓના મનને કાબુમાં લેવાં, એ રમત વાત છે. એ કળામાં મને શિખવાડવું પડે એમ નથી. વારૂ, પણ હું જરા બેગમ મહેલમાં જઈ આવું. આપ સિધાવો, કારણ કે થોડી વારમાં મહેફીલ જામશે."

એટલું કહી મલેક મુબારક ત્યાંથી ચાલી ગયો.

જો મલેક મુબારકે ઇક્રામુદ્દૌલાની તરફ જોયું હોત તો તે ચોંકી જાત. તેના મોંપર રોષમિશ્ર ચિંતાનાં ચિન્હ અતિ સ્પષ્ટ જણાતાં હતાં. તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે, 'આ મનુષ્ય મને મદદ કરે એ આશા નથી. આ સ્વાર્થી માણસ કદિ પોતાનો સ્વાર્થ ત્યાગી શકે એ બનવાનું નથી. ખયરુન્નિસાનું કહેલું ખરૂં હતું. તેને કંઈક ખબર પડી હોવી જોઇએ, વા તે જાણતી હોવી જોઇએ કે, મલેક મુબારક દિલશાદખાનમને ચાહાય છે. મલેક મુબારક ખયરુન્નિસાની સાથે સંબંધ રાખવા માગતો નથી, એની એને પક્કી ખાત્રી થયેલી હોવી જોઇએ. તેથીજ તે મારી પાસે ફરીથી આવી, પોતાનો જૂનો પ્રેમ દર્શાવી, તક સાધી લેવા ઇચ્છે છે.' એમ વિચાર કરતો ઈક્રામુદ્દૌલા ત્યાંથી પસાર થયો.



# પ્રકરણ ૭ મું

## મિજલશ

રૌનક મહેલના સુસજ્જીત પ્રમોદભવનમાં દુધના ફીણ જેવા ગાદિતકિયા-પર માણસો જ્યાં ત્યાં ચોપાસ ગોઠવાઈ ગયા હતા. ભીંતને અડોઅડ મધ્ય ભાગમાં મલેક મુબારક, સુલ્તાન કુલિખાં, ઈક્રામુદ્દૌલા, સમશેરજંગ, નૌશિરખાં વગેરે ગોઠવાયા હતા. તેમની પાછળ પંખા નાખનાર વગેરે ખિદ્મતગાર ઉભા હતા. બીજા માણસો પોતાની સ્થિતિ અને મોભા પ્રમાણે બેસી ગયા હતા. તે વિશાળ ઓરડામાં ઉભા રહેવાને જરા પણ માગ ન હતો એટલી માણસોની ઠઠ જામી હતી. રોશનીના ઝગઝગતા કિરણોમાં બે તાંજેરી નાચનારી દાખલ થઈ. જાણે એકાએક વિજળીના ચમકારાથી ચોંકી ઉઠે તેમ સભાજનો ચોંકી ઉઠયા. આવનારીઓનું નવપ્રસ્ફુટિત ગુલાબની કળી સમાન અનન્ય સૌંદર્ય, તેની નાજૂક દેહલતા, તેપર ધારણ કરેલા આછા અલંકાર તરફ સભાજનો આશ્ચર્યચક્તિ નયને જોઈ રહ્યા; તે વારાંગનાઓએ લાંબા ઘાઘરા, ને ઝીણું અમ્બર ધારણ કર્યું હતું. તેના સોનેરી વેલબુટાપર દીવાના રશ્મિનો પ્રકાશ વક્રીભવન થઈ ખેલતો હતો. કેશદામની ગુંથેલી લટ નિતંબને સ્પર્શતી સાપણની માફક ડોલતી હતી. સુંદર મુખ, ઉન્નત લલાટ, રેશમી પાંપણો, નાજૂક અણિયાળું નાક, સુકોમળ બાહુ, ચંપક સમાન અંગુલિયો, સુરુચીદર્શક વસ્ત્રાલંકાર આદિથી દર્શકવૃંદ અંજાઈ ગયું.

સારંગીનો સૂર નીકળ્યો, તેની સાથે તબલા મંજીરાનો સ્વર મિશ્ર થવા લાગ્યો. સમસંજ્ઞાપક અપાંગ ભંગી આરંભી, ગાયિકાએ નૃત્યની શરૂઆત કરી. તેની સુંદર દેહલતાનું ડોલન, કુટિલ કટાક્ષની ભાવવ્યંજના, અંગવિક્ષેપમાં લયબોધ દર્શકનું મન આકર્ષવા લાગ્યા; તેના પગમાંથી મધૂર ઘુઘરીનો કર્ણ-પ્રિય રણકો તેની સાથે દ્રુત, મધ્ય અને વિલંબિત પગવિક્ષેપ મનપર જાદુઈ અસર કરવા લાગ્યો. શ્રોતાજનો પોતાનું ભાન વિસારી 'વાહવાહ'નો પોકાર કરવા લાગ્યા. હવે તેણીએ નાજૂક અદાથી ભાવવ્યંજના શરૂ કરી. માથાપર પાણીની ભરેલી મટુકી રાખી, નાચવા લાગી; તેના શરીરપરનું

ઓઢણું ફરફર કરવા લાગ્યું. તેના અંગમરોડથી જાણે કુસુમલતા તૂટી પડશે એવો ભાસ થવા લાગ્યો. નાચતાં નાચતાં પગમાં કાંટો વાગ્યો, અને તેની તીવ્ર વેદનાથી માણસને પીડા થતી હોય એમ, એકાએક કુમળી કદલીલતા પવનના તોફાનને લીધે તૂટી પડે તેમ જમીન પર પડી ગઈ; પણ આશ્ચર્ય તો એ હતું કે ન તેની મટૂકી પડી, કે ન તેમાંથી પાણીનું ટીપું પડ્યું. આ નૃત્યથી સભાજનો જેમ વીણાપર સર્પ મોહિત થાય તેમ મંત્રમુગ્ધ સ્તબ્ધ બની ગયા. ત્યાર પછી બીજી જાતના નાચ બતાવ્યા તેમાં કેટલાક ધાર્મિક નાચ પ્રાણસ્પર્શી હતા. તેનું નાજુક બદન ફુલની પેઠે મૃદુ ગતિથી ઝુજતું હતું. કોઈ નાચમાં માત્ર તેના શરીરના અમુક અવયવનું જ કમ્પન થતું હતું, પણ તે એવું તો મનોહારી હતું કે આલોકની નાચનારી નહિ પણ ઇંદ્રની કોઈ અપ્સરા ઉતરી આવી છે, એવો ભાસ થતો હતો.

નાચ પૂરો થતાં થોડી વારમાં તેણે ગાયનની શરૂઆત કરી. વસંત સમયે કોકિલ પંચમ સૂરથી વન ગજાવી મૂકે તેમ તેના કિન્નરકંઠમાંથી નીકળતી સ્વરલહરીએ સભાજનોને આનંદસાગરમાં નિમજ્જિત કર્યા. ગાનારીએ જયદેવપ્રણીત ગીત ગોવિંદમાંની ચીજ છેડી:—

વસંતરાગે રૂપકતાલે અષ્ટપદી ૩.

ललितलवंगलतापरिशीलनकोमलमलयसमीरे,
मधुकरनिकरकरम्बितकोकिलकूजितकुंजकुटीरे; १
विहरति हरिरिह सरसवसंते,
नृत्यति युवतिजनेन समं सखि विरहिजनस्य दुरंते. ध्रु०
उन्मदमदनमनोरथपथिकवधूजनजनितविलापे;
अलिकुलसंकुलकुसुमसमूहनिराकुलबकुलकलापे. २
मृगमदसौरभरभसवशंवदनवदलमालतमाले;
युवजनहृदयविदारणमनसिजनखरुचिकिंशुकजाले. ३
मदनमहीपतिकनकदंडरुचिकेशरकुसुमविकासे;
मिलितशिलीमुखपाटलिपटलकृतस्मरतूणविलासे. ४
विगलितलज्जितजगदवलोकनतरुणकरुणकृतहासे;
विरहिनिकृन्तनकुन्तमुखाकृतिकेतकिदन्तुरिताशे. ५
माधविकापरिमलललिते नवमालतिजातिसुगन्धौ;
मुनिमनसामपिमोहनकारिणितरुणाकारणबन्धौ. ६
स्फुरदतिमुक्तलतापरिरम्भणमुकुलितपुलकितचूते;
वृन्दावनविपिने परिसरपरिगतयमुनाजलपूते. ७
श्रीजयदेवभणितमिदमुदयतु हरिचरणस्मृतिसारम्;
सरसवसन्तसमयवनवर्णनमनुगतमदनविकारम्. ८

ગાયનસરોદ બંધ થયા. મિજલશમાંના માણસો થોડી વાર ગાનારીઓને આરામ આપવા અને પોતે જરા વિશ્રાંતિ લેવા ઉઠ્યા. મલેક મુબારક પોતાના સરખા માણસો જોડે પાસેના કમરામાં જામે અર્ગવાની ઉડાવવા લાગ્યો. ખુશમીજાજમાં આવી મુબારકે કહ્યું.

"મારો મસ્ત હાફિઝ કહે છે તે ખરું છે કે,

*શરાબે તલ્ખ દે સાકી કે મર્દ અફગન બૂઅદ્ જૂરશ,
કે તા લખ્તી બિ આસાયમ જે દુનિયા વજ શરો શરશ "

"બિરાદરો!" બીજાએ ઉમેર્યું કે, "અહા આ જામેશરાબમાં કંઈ જાદૂઈ અસર છે. તે રંજને દૂર કરે છે, નવું યૌવન બક્ષે છે, આંખમાં અજબ નૂર આપે છે."

આણી તરફ શરાબની રંગરેલ ઉડતી હતી તે વખતે ઇકામુદ્દોલા બેગમ મહેલમાં જવાના માર્ગે આગળ બીજી બાજુના ઓરડામાં બેઠો બેઠો વિચાર કરતો હતો. "વરંગુલ શા માટે આવ્યો છું? શું જીવનસખીને શોધવા માટે? ના, રાજકીય કામને માટે આવ્યો છું. છતાં રમણીઓના કાવાદાવાનો પાશ રાજકીય બાબતોમાં પણ લાગેલો હોય છે. અહા! રમણી તારી સત્તા કેવળ પુરૂષના હૃદયોપર માત્ર ચાલતી નથી. ગમે તેમ પણ જે કાર્યને માટે આવ્યો છું તે પ્રથમ કરી લઇ બને ત્યાં સુધી ઈતર બાબતોમાંથી મુક્ત રહેવું જ જોઇએ," એમ વિચારી મુક્ત રહેવાનો ઠરાવ કર્યો.

તે આમ વિચાર કરતો હતો એટલામાં ભયભીત હરિણીની માફક એક યુવતી ત્યાં દાખલ થઈ. તેને જોતાંજ ઇકામુદ્દોલા આશ્ચર્યચકિત ઉભો થયો. તે પોતાનું દેહભાન ભૂલી ગયો. તે બોલી ઉઠયો કે:

"હર કશ કે દીદ ચશ્મે ઉ ગુફ્ત
કુ મોહતસિબ કે મસ્ત ગીરદ."†

અહા, શું તે રમણીનું અપૂર્વ સૌંદર્ય હતું? તેણે પોતાની દેહલતાને અનુરૂપ સાદા અલંકાર ધારણ કર્યા હતા. અલંકારથી તેના દેહને શોભા મળતી હતી કે તેના દેહથી અલંકારને શોભા મળતી હતી, તે કહેવું કઠિન હતું. વાંચનારે આ રમણીને એક વાર જોઈ છે. એટલે અત્યારે તેનું વર્ણન કરવાની જરૂર નથી.

જાણે એકાએક ઉંઘમાંથી જાગૃત થયો હોય તેમ થોડી વારે ઇકામુદ્દોલા બોલ્યો:—"કોણ? દિલશાદખાનમ."

"જી, હું આપને ઓળખી શકી, અને આપ ઓળખી શકયા નહિ?"

"બાનુ! આપને જોયે કંઈક વખત થઈ ગયો, અને આપ કેટલાં બધાં ફેરવાઈ ગયાં છો!"

"તે ખરૂં, પણ હું તો આપને પીછાની શકી. વારૂ, પણ આપ અહીં ક્યારના?"

"ત્રણેક દિવસ થયા. આપ પરમ દિવસે અહીં આવ્યા હતા, નહિ વારૂ?"

"જી, આપ તે વખતે અહીં હતાં?"

"હા. આપ અહીં આજ મુબારક પ્રસંગે પધાર્યાં છો?"

"કંઈક, તેમ ખરું," દિલશાદખાનમે મ્લાનતાથી જવાબ વાળ્યો.

"શાહજાદી! આપ ઉદાસ જણાવ છો. કેમ વારૂ?"

* અય સાકી! એવો શરાબ આપ કે જેમાં એવું જોર હોય કે પહેલવાનને પણ પાડી દે, જેથી અલ્પ સમય માટે આ દુનિયા અને તેની ઉપાધિથી આરામ પામું.

† જેણે પણ તેની આંખ જોઇ તે દરેક પુકારી ઉઠયો કે દરોગો ક્યાં છે કે, આ મસ્તને પકડી લે.

દિલશાદખાનમ મ્લાન વદને ઇક્રામુદ્દૌલાની સામે જોઈ રહી. દિલશાદખાનમ કંઇક વિલક્ષણ પ્રસંગે ઇક્રામુદ્દૌલાના સેજ પરિચયમાં આવી હતી, અને ત્યાર પછી એ બન્નેને ભાગ્યે જ મળવું થયું હતું છતાં તે ઇક્રામુદ્દૌલાના ગુણથી અજ્ઞાત ન હતી. રાજકુંવરી એક વખતે મ્યાનામાં બેસી આવતી હતી, ને સામેથી ગાંડો હાથી આવતો હતો; તેણે મ્યાનો જમીનપર પછાડ્યો, અને એક ભોઇને ઉચકી ઉંચે ઉછાળ્યો; બીજા ભોઈ નાસી ગયા, અને જો વિદ્યુત્ત્વરાથી ઇક્રામુદ્દૌલાએ આવીને તેને બચાવી ન હોત તો તેના પણ પ્રાણને યમદ્વારમાં મોકલી આપત.

દિલશાદખાનમને એ પુરાણુ બનાવની સ્મૃતિ થઈ આવી. તેના સામું જોતાં તેને એમ લાગ્યું કે, આ મનુષ્યનું હૃદય કંઈ જૂદા પ્રકારનું છે. તેની સામે જોતાં તેનો અંતરાત્મા બહાર નીકળી જાણે તેને ભેટવા જતો હોય એમ તેને થયું. ઇક્રામુદ્દૌલાની આંખ જાણે તેને અંતરની વાત કહેતી હોય એમ જણાઈ. અહા! માણસના નયનમાં કંઇક અગમ્ય ભાવસૂચકતા એવી હોય છે કે વાણીથી પણ તે વ્યક્ત થઇ શકતી નથી. એવા માણસને જોતાં જ, જાણે હજાર વર્ષનું ઓળખાણ હોય એમ આપણને લાગે છે. આપણો આત્મા તેના આત્મા સાથે છૂટથી વિચારની આપલે કરે છે. દિલશાદખાનમને પણ અત્યારે આવી સ્થિતિ હતી. તેને એમ થઈ આવતું હતું કે, મારા હૃદયના ઉભરા આની આગળ ખાલી કરું; એની સહાનુભૂતિ મેળવું. શાથી એમ થઇ આવ્યું? તે ઈશ્વર જાણે પણ તેના મનમાં એવી પ્રબળ લાગણી થઈ આવી.

કંઈક વિચારમાં હોય તેમ તે બોલી નહિ; કે ચાલી નહિ. તે ચુપ ઉભી રહી. તે મંત્રમુગ્ધ મનુષ્યની માફક તેના સામું જોઇ રહી.

"બાનુ! આપ મલેક મુબારકને ચાહો છો?" ધીમેથી ઇક્રામુદ્દૌલાએ પૂછ્યું.

"હું? છીઃ મારા ખરા જીગરથી તેને ધિક્કારું છું," મંદ સ્વરે દિલશાદખાનમે જવાબ આપ્યો.

"છતાં આપ અહીં તેને પ્રેમની આશા આપવા આવ્યાં છો! આપ તેની સાથે નિકાહ કરવા તૈયાર છો એમ જણાવવાને માટે જ અહીં આવ્યાં છો, એ ખરી વાત?"

દિલશાદખાનમ એકાએક ચોંકી ઉઠી; તેને શરીરે જાણે કમ્પ થતો હોય એમ લાગ્યું. તે ક્ષણભર ઇક્રામુદ્દૌલાના સામું ટીકીને જોઈ રહી અને બોલી:—
"હા, તેમ કર્યા વગર છૂટકો નથી; મારી મરજીથી કે રાજીખૂશીથી નહિ."

"બાનુ! જો આ ગુલામથી આપની કંઈ પણ સેવા બજાવી શકાય તેમ હોય તો, તેની તરવાર, તેનું બળ અને તેની જીંદગી આપની સેવા માટે તૈયાર છે."

તેની ખાત્રી થઇ કે, આ શબ્દો તેના જીગરની ઉંડાણમાંથી બહાર પડ્યા છે. તે ગળગળા સ્વરે બોલી કે:-

"હું આપનો એહસાન માનું છું. આપને માટે—"

"આહ! બીબી આપ અહીં છો?" એમ બોલતી ગુલ્કૂન દાખલ થઇ. એહસાન અને વિશ્વાસસૂચક દૃષ્ટિપાત ફેંકી દિલશાદખાનમ ત્યાંથી ચાલી ગઈ.

સંગીતના સૂર પુનઃ શરૂ થયા. સભાજનો પુનઃ યથાસ્થાને ગોઠવાઈ ગયા. મિજલસમાં બાહાર જામી; કારણ કે સભાજનોના શરીરમાં શરાબે જોશ હતો. ગાનારીઓ પણ બાહારમાં આવી હતી, અને તેઓ ઇરાનની હતી અને સભાજનો-

માંના લગભગ બધા જ ફારસીથી અવગત હતા. પેશવાજમાં સજ્જ થયેલી અણિયાળી આંખવાળી ખોરાસાનની ગાયિકાએ દિલચસ્પ, ઇશ્કથી લબાલબ ગજલ છેડી:—

**ગઝલ**

દિલમ દર આશકી આવારેહ્ શુદ—આવારેહ્ તરબાદા;
તનમ અજ બિદિલી બિચારેહ્ શુદ—બિચારે તરબાદા. ૧
બતાં રાજે અસિરાં ઝુલ્ફ તો અય્યાર મિ દારદ;
બખૂન રિજે ગરિબાં ચશ્મે તો અય્યારે તરબાદા. ૨
રાત્ત તાજેહ્ અગલત બહરે મુર્દને ખુદ તાજે તરખાહમ;
દિલત ખારસ્ત બહરે કુશ્તને મન ખારે તરબાદા. ૩
અગર અય ઝાહિદ દુઆએ ખયર મી ગુઈ મરા ઇન્ગુ;
કે આન આવારેહ્ એકુએ બુતાં આવારેહ્ તરબાદા. ૪
દિલે મન પરિહ ગશ્ત અજગં ને જાગુંનેહ કે બે હા ગરદદ;
અગર જાનં બદીન શાદસ્ત યા રબ્બૈ પાર તરબાદા. ૫
હમેહ ગુઇદ કે અઝ ખૂન ખારીબશ ખલ્કી બજાં આમદ;
મનીન ગુય્યમ કે બહરે જાનેમન ખૂનખારે તરબાદા. ૬
શુબા તર દામની ખૂ કર્દ ખુશરો બાદુ ચશ્મે તર;
બિઆબે ચશ્મે મિઝગાં દામનશ હમ્વારેહ્ તરબાદા.* ૭

**અમીર ખુશરો.**

તેની નાજુક અદા હવામાં કિરણની માફક સરવા લાગી. તેનો ભ્રૂક્ષેપ કાતીલ કટારીનું કામ કરવા લાગ્યો. તેના અંગના મરડાટે જીગરમાં શૂળીની માફક ઇશ્કનો ઘા કર્યો. અહા! શું ભાવપૂર્ણ ગઝલ હતી! સભાજનો છક થઈ ગયા. "વાહ વાહ"ના પોકારથી સભાગૃહ ગાજી રહ્યું. સુરીલા સુરથી ગાયિકાએ બીજું ગાન છેડ્યું.

જે સમયે આમ ગાનરંગ ઉડતા હતા તે વખતે ઇકરામુદ્દૌલા એકલો તે ઓરડીમાં જ વિચારમગ્ન હતો.

ત્યાંથી ખયરુન્નિસા જતી હતી તેણે તેને જોયો અને બોલી:—"વાહ, હજરત! આપ અહીં શું કરો છો? અને આ શું? આપના ચહેરાપર આ ક્રોધનાં ચિહ્ન શાં? આપની આંખો જાણે કોઇને કરડી ખાવા જતી હોય એવી લાગે છે જો."

"કોણ? ખયરુન્નિસા!" જાણે એકાએક જાગૃત થયો હોય તેવે સ્વરે ઇકરામુદ્દૌલા બોલ્યો; "આપ હું શું કરૂં છું તેની તપાસ રાખો છો કે? આપ આમ જાસૂસી કરવાનું ક્યારથી શિખ્યાં?"

"ઘણા વખતથી. આપ જો મુબારકની છાતી ચીરી નાખવા જતા હો, ને તે વખતે જેવી તમારી આંખ જણાય તેવી અત્યારે જણાય છે."

"બાનુ! આપ ખાલી વેહેમાવ છો. મારી આંખમાં કશું નથી. આપને તો ખાલી ભ્રમ છે. ઘણી વખત મારો ચેહેરો એમ ભાસે છે. હું પોતે જેની સાથે મમતા બાંધું છું, તેનાપર પણ મને એવી દ્રષ્ટિ ફેંકવાની ટેવ છે."

"વારુ, તો આપ મારાપર એવી કરડી દ્રષ્ટિ ફેંકો."

---

* પરિશિષ્ટ જૂઓ.

"આપના હાસ્ય આગળ તે દુષ્ટિ દીન બની જશે, તેનું કંઈ વળશે નહિ, એની મને પક્કી ખાત્રી છે."

"હવે આ ક્યારે બધું બંધ થશે?"

"શું?" જાયરુન્નિસાએ પૂછ્યું.

"આસ્તો," મિજલશ તરફ હાથ કરી કહ્યું; "એ ક્યારે બંધ થશે વારૂ?"

"કેમ વારૂ? આપને ગાન પસંદ નથી આવતું કે શું?"

"ના, ના, તેમ નથી. સેહેજ પૂછું છું."

"હેયો, એ ગાન પૂરું થયે કંઈ મિજલશ પૂરી થવાની નથી. હજી તો કંઇક રાગરંગ થશે."

"એમ?"

"એમ નહિ તો હજી તો શરાબપાણી તો લેવાશે, કંઈ રમતો રમાશે, કંઇક મોજ લુંટાશે. ગાનારીઓ એમને એમ જવાની છે થોડી?"

"એટલામાં બાહાર સુલ્તાન કુલિખાં ઉઠયો. કારણ કે ગાન એટલામાં જરા બંધ પડ્યું. મલેક મુબારક વળાવવા ઉભો થયો, અને પૂછ્યું, "કેમ, આપે આટલી બધી ઉતાવળ કીધી?"

"જરા કામ છે, ને તબિયત પણ ઠીક નથી."

"વારુ, જેવી મરજી."

"હા, પણ બાંદીને મોકલી દિલશાદને તૈયાર થવાનું કહો તો."

"જી, પણ દિલશાદખાનમ તો હમણાં આમ ચાલી ગયાં. આપને ખબર નથી?"

સુલ્તાન કુલિખાંએ મુબારકનો હાથ પોતાના હાથમાં લીધો અને ચાલતાં ચાલતાં કહ્યું:-

"મુબારકખાં! દિલશાદખાનમ આપની સાથે લગ્ન કરવા રાજી નથી. હું પરાણે તેને તેમ કરવા ફરજ પાડીશ નહિ, સમજ્યા? આપને જે કરવું હોય તે બેલાશક કરી લેજો." એટલું કહી સુલ્તાન કુલિખાં ત્યાંથી ચાલી ગયો.

તેને ચાલી ગયાને બહુ વાર નહિ થઈ હોય એટલામાં ઝુલ્ફને આવી પૂછ્યું:

"હજરત! આકા અહીંથી ચાલી ગયાં વારુ?"

"હા?" મલેક મુબારકે જવાબ આપ્યો.

"અને શાહજાદી સાહિબા?"

"તેઓ પણ સાથે જ ગયાં."

ઝુલ્ફન ત્યાંથી ચાલી ગઈ. તેને લાગ્યું કે, 'સમશેરખાંની સાથે મળવામાં વખત જશે. જે થયું તે ઠીક છે. ઘણુંય મોડું ઘર જવાશે એમાં શું?'

આણી તરફ મલેક મુબારકને એક બાંદી તરફથી ઇશારો થયો હતો કે દિલશાદખાનમ મળવા માગે છે. દિલશાદખાનમને શોધી કાઢી તે શું કહેવા માગે છે તે જાણવાનો તેનો વિચાર થયો. તેણે પોતાની વિશ્વાસુ બાંદીને બોલાવી અને કહ્યું,—

"જા, દિલશાદખાનમને સૂચના કર કે આ દિવાનખાનાના પાસેના ઓરડામાં હું તેમની રાહ જોઉં છું. તેમને જણાવજે કે, બેગમ મહલ કરતાં અહીં એકાંત છે અને અહીં વાતચીત કરવા વાંધો નથી."

તે બાંદી સલામ કરી ત્યાંથી ચાલી ગઈ; દિલશાદખાનમને શોધી કાઢી અને તેને મલેક મુબારકનો સંદેશો જણાવ્યો. દિલશાદખાનમ ત્યાં જવા તૈયાર થઈ. બાંદી તે ઓરડો બતાવી ત્યાંથી દૂર સરી ગઈ.

## પ્રકરણ ૮ મું

### યાચના

મંદ પગલે દિલશાદખાનમ તે ઓરડામાં દાખલ થઈ.

મલેક મુબારક તરત જ ઉભો થયો અને સ્મિત મુખે જરા આગળ વધી બોલ્યો:—"પધારો, ખાનમ! બેસો આ ગાદીપર."

"એવા વિનયની શી જરૂર છે?"

"કેમ વિનયની જરૂર નથી? તો શાની જરૂર છે. શાહજાદી સાહિબા! આપની પ્રતિ અવિનય થાય ખરો કે?"

"થાય કે નહિ તે જૂદી વાત છે; પણ હું ધારું છું કે આપ જેવા સદ્ગૃહસ્થને હાથે તો નહિ જ થાય."

દિલશાદ ગાદીપર બેઠી. મલેક મુબારક સામે બેઠો.

દિલશાદખાનમે પૂછ્યું:–"મારી બાંદી ગઇ તો નથી ને? મારી સાથેના માણસો અહીં છે ને? વારુ, અહીં કોઈ આપણી વાતચીત સાંભળે એમ તો નથી ને?"

"આપ બેફિકર રહો, મેં સઘળી વાતનો બંદોબસ્ત કર્યો છે. આપ કશાની ચિંતા કરતા ના. મેં સાંભળ્યું છે કે, આપને કંઈ મારી પાસે માગવાનું છે, શાહજાદી સાહિબા!"

"હા, મારે આપની પાસે કંઈ અરજ ગુજારવાની છે."

"આ ગુલામ આપની ખિદમતમાં હાજર છે."

"હજરત! આપ ગુલામ હોત તો ઘણું જ સારું, કારણ કે તેમ હોત તો હું આપનાપર હુકમ બજાવત, પણ અત્યારે તો મારે આપની પાસે અરજ ગુજારવાની છે." હસતાં હસતાં દિલશાદખાનમ બોલી.

"આપના દિદારના દર્શન કર્યાં ત્યારથી હું આપનો સદાને માટે ગુલામ થઈ રહ્યો છું ને આપની આજ્ઞા ઉઠાવવા તૈયાર છું, અને આપને રાજી કરવાં એ મારા અંતઃકરણની ઇચ્છા છે."

"એમ, આપ ખરું કહો છો? જો જો ફરતા ના?" હસતાં હસતાં મજાકની ઢબે દિલશાદ બોલી.

મલેક મુબારક સમજ્યો કે વખતે તે શબ્દજાળથી બાંધી લેશે; માટે વાત ઉડાવવા કહ્યું:—"પણ હું નથી ધારતો કે આપ કંઈ અઘટિત આજ્ઞા કરો, વા જે ન થાય એવી માંગણી કરો."

"પણ થાય, એવી હોય તો?"

"થાય એવી છે કે નહિ, તે કહ્યા પહેલાં શી રીતે ખબર પડે? આપ તેને થાય એવી લેખતાં હો, પણ કદાચ તે બને તેવી ન હોય તો?"

"તો એમ કહો કે, મારી આજ્ઞા પ્રમાણે વર્તવા કે કહોને મારી માગણી મંજૂર કરવા આપ તૈયાર નથી."

"એમ અને ખરે ? આપને એમ લાગે છે કે, જો મારાથી બનતું હોય તો આગના શબ્દને હું પાછો ઠેલું ?"

"હજરત! મને એમ જણાયું છે કે આપે અબ્બાજાનપર એક પ્રકારનો કાબૂ મેળવ્યો છે, ખરી વાત ?"

જવાબમાં અર્થસૂચક ચેહેરે સ્હેજ માથું નમાવ્યું.

"મેં સાંભળ્યું છે કે, આપની પાસે એક પત્ર છે, અને તેનાપર અબ્બાજાનના દસ્કત છે. જો તે પત્ર શાહના હાથમાં જાય તો તેથી અબ્બાજાનને ઘણા જ નુકશાનમાં આવવું પડે, તેમની આબરુ ઇજ્જતને કલંક લાગે, અને કદાચ શાહની ગેરમરજી થાય તથા તેમની પાસેથી સુબાગીરીનો અખ્તીયાર લઈ પણ લે."

"એથી પણ વધારે નુકશાન થાય, કદાચ તેમની જીંદગી પણ જોખમમાં આવી પડે. પણ હા, આ બધી હકીકતની આપને કયાંથી ખબર પડી ?"

"ગમે ત્યાંથી: પણ, હુજુરેવાલા! હું એમ પૂછું છું કે તે પત્ર શાહની પાસે જાય એમ તમે ઇચ્છો છો ખરા ?"

"જો આપ મને ફરમાવો તો ન મોકલું; આપ કહેતાં હો તો તે પત્રનો હું નાશ કરું; પછી ?"

"આપ તે પત્રને ફાડી નાંખો યા બાળી નાંખો. અબ્બાજાને મને કહ્યું છે કે, આપ મારી સાથે લગ્નમાં જોડાવા ઇચ્છો છો. હું એ બાબત આપનો એહશાન માનું છું, પણ હુજૂર! હું તેમ કરવા અસમર્થ છું."

"શા માટે? આપ એમ માનો છો કે, હું એક અદના માણસ છું ? શું આપ એમ લેખો છો કે, મારી પાસે પૈસાનાં જોઇએ તેવાં સાધન નથી? શું હું માન ઇજ્જતમાં છેક ઉતરતો છું, યા મારા પૂર્વજો ખાનદાન ન હતા ? કહો આપને શો વાંધો છે?"

"વાંધો કંઈ નહિ, માત્ર એ કે હું આપને ચાહાતી નથી."

"ખરી વાત, એમાં ના નહિ. કોઈ પણ સ્ત્રી પરણ્યા પહેલાં તેના સ્વામીને ચાહાતી નથી. શાહજાદી સાહિબા! લગ્ન એ તો પ્રેમના મંદિરનું દ્વાર છે. એ દ્વારમાં પ્રવેશ કર્યા પછી પ્રેમની ઝાંખી, દર્શનનો અનુભવ થાય છે."

"તો શું એ આપ આપના અનુભવથી કહો છો?"

"ના જી. એ અનુભવ હજી લેવાનો છે," તેનાપર તીવ્ર દૃષ્ટિપાત ફેંકી કહ્યું; "આપની મહેરબાની હશે તો એ અનુભવ આપણે સાથે જ લઇશું. પ્રેમના પાઠ પછી હું આપને પઢાવીશ."

"તો શું આપે ઇશ્કની પાઠશાળા ઉઘાડી છે યા કોઈ આપ પ્રેમના પંડિત કે મોલવી છો ?"

"આપ જેમ માનો તેમ, પછી-"

"પણ આપની પાસે એ પ્રેમપાઠ પઢવા મારું મન ના પાડે છે."

"ના પાડે વા હા પાડે, આપને એમ કર્યા વગર છૂટકો નથી," કંઇક રોષવ્યંજક સ્વરે ગર્વભરી દૃષ્ટિએ મલેક મુબારક બોલ્યો.

"છૂટકો નથી?" આશ્ચર્યચકિત ચેહેરે દિલશાદખાનમ બોલી.

"ના, છૂટકો નથી. હું પૂછું છું કે, આપ આપના પિતાશ્રીને ચાહો છો યા નહિ ?"

"જો તેમનું શ્રેય એમ થતું હોય તો આ જીંદગી પણ અર્પણ કરવા તૈયાર છું."

"વારૂ તો શાહજાદી સાહિબા! હું પૂછું છું કે, તેમને જો તેમના સ્થાનપરથી હાંકી મેલવામાં આવે, એક સામાન્ય કેદીની પેઠે તેમને બેડીમાં જકડવામાં આવે, તેમનાપર રાજ્યદ્રોહનો આરોપ સાબીત કરવામાં આવે, તેઓ નિમકહરામ છે એમ પૂરવાર કરવામાં આવે, રાજ્યના કટ્ટા દુશ્મન સાથે સામેલ થઈ શાહની સામે બંડ ઉઠાવવા તૈયાર છે, એ વાત લોકોમાં અને ઉમરાવોમાં જાહેર થાય, આ વૃદ્ધાવસ્થામાં તેઓ એવી બદનામી મેળવી પ્રાણદંડની સજા મેળવે, એ શું આપને પસંદ છે? આમાંથી બચવાનો એક જ ઉપાય છે, અને તે એ કે આપે મારી સાથે લગ્ન કરવા તૈયાર થવું."

તેનો પ્રત્યેક બોલ શાહજાદીને વિંછુના ડંખની સમાન વેદના કરવા લાગ્યો. તેના હૃદયમાં એવો તો આઘાત થયો કે જાણે તે વધારે સાંભળવાને રાજી ન હોય. તેણે પોતાના બે હાથવતી આંખો બંધ કરી માથું નીચું પગપર ટેકવ્યું. મલેક મુબારક મંત્રમુગ્ધ ચેહેરે ક્ષણભર જોઈ રહ્યો. આ શોકમ્લાન અવસ્થામાં તેનું અપ્રતિમ સૌંદર્ય તેને લોકોત્તર ભાસ્યું. તેના હૃદયમાં કંઇક અવનવા ભાવ જાગૃત થયા. તે આગળ સર્યો, અને તેણે પોતાનો હાથ તેના સ્કંધપર રોપી મુખ તેને સંલગ્ન કરવા તત્પર થયો.

એકાએક સ્વપ્નમાંથી કોઇ જાગી ઉઠે તે પ્રમાણે તે શુદ્ધિમાં આવી. જેમ કોઇ હરિણી ભયને જોતાં નાસવા તત્પર થાય તેમ તે પાછી સરી, અને કોઇ સાંપણ ફુંફાડો કરે તેમ બોલી:—

"આ શું હઝરત! આ શું આપને ઘટિત છે?"

દિલશાદખાનમના આ તાનાથી મલેક પોતાની પૂર્વ સ્થિતિપર આવ્યો; તેના ચેહેરાપરથી વિકારની છાયા પલટાઈ, તે નીચું જોઇ રહ્યો.

દિલશાદખાનમને તેની આવી સ્થિતિ જોઇ દિલમાં આશા ઉત્પન્ન થઈ કે હજી બાજી હાથમાંથી ગઈ નથી; હજી દાવ અજમાવ્યે બાજી હાથમાં આવવાનો સંભવ છે.

ક્ષણવાર રહી મુબારકે તેના સામું જોઇ કહ્યું:-"માફ કરો, શાહજાદી સાહિબા! હું શું કરું? હું લાચાર છું એમાં કંઇ મારો વાંક નથી. વાંક આ આપના કાફિર હુસ્નનો છે."

"હજરત! આપ ચતુર છો. જો કોઇની દૌલત દેખી તે લેવાને આપનું મન થાય તો તેમાં આપનો વાંક નથી, તે દૌલતોનો છે નહિ વારુ? આપને આંબાના ઝાડપર કેરી જોઇ મોંમાં પાણી આવે તો તે કેરીનો ગુન્હા છે, આપનો તો નહિ, એમજ ને?"

મલેક મુબારક સમજ્યો કે આ વાક્‌વિદગ્ધા જોડે તે ફાવે તેમ નથી. તે પોતાનો ભાવ મનમાં દબાવી બોલ્યો:-

"શાહજાદી સાહિબા! હું એમ નથી કહેતો. આપનું સૌંદર્ય એવું છે કે હરેક આદમી મુગ્ધ થાય, તો પછી મારો શો વાંક છે? હું આપના હૃદયમાં થોડું સ્થાન મેળવવા ઇચ્છું છું; શું આપ તેની ના પાડશો? શું આપના દિલમાં મારે માટે જરા પણ મમતા નથી? આપને મારા કહેવાથી લેશ પણ અસર થતી નથી?"

દિલશાદખાનમ ચૂપચાપ બેસી રહી. મલેક મુબારક તેનો ભાવ કળી ગયો. તેની આંખ હિંસક પ્રાણી જેવી ઘૂરકતી જણાવા લાગી, અને તે આગ્રહપૂર્વક વધુ બોલ્યો:—

"ગર આપના દિલમાં મમતાનો છાંટો ન હોય તો તેની કંઈ ચિંતા નથી. આપ ચાહો તો મને ધિક્કારો, અને જુઓ કે તેનું પરિણામ શું આવે છે? આપના અબ્બાજાનની શી સ્થિતિ થાય છે, તે જોજો. તેઓ ભલેને કયદખાનામાં જાય યા પગમાં બેડીઓ પહેરી જીંદગી કાઢે, યા તો હાથીના પગ તળે ખુંદાઈ જાય, તેમાં મને થોડું નુકશાન છે? તેમના જવાથી મને લાભ છે. તેમની પડતીથી જ મારી ચઢતી થવાની છે. તેઓ જશે તો મારા માર્ગમાંથી સદાને માટે શૂળ જશે. પણ યાદ રાખજો, શાહજાદી સાહિબા! કે તેમની જીંદગીનો આધાર આપના અક્ષરપર છે. તેમને બચાવવા એ તમારા હાથમાં છે."

"રહમ, રહમ, મુબારકખાં! રહમ! આપ શું એવા બેરહમ છો કે, મારું કહેવું છેકજ માનશો નહિ? આપનામાં શું આબરૂનો છાંટો પણ નથી? ના, ના; આપ વિચાર કરો: આજ તમારો વારો છે, તો કાલે કોઈ બીજાનો આવશે; સત્તા કોઇની રહી નથી ને રહેવાની નથી. મુબારક, વિચાર કરો કે, અબ્બાએ આપનું કદિ નુકશાન કર્યું છે? અહા! જેની આખી જીંદગી સારા કામોમાં ગઈ છે; જેણે રાજસત્તાને પણ પોતાના હૃદયમાં સ્થાન આપ્યું નથી; એટલું જ નહિ પણ જેણે તમારા ઉપર અનેક ઉપકાર કર્યા છે, તેની સામા દગો રચવામાં આપને લાભ થવાનો નથી. ઈશ્વર જરૂર તેનો બદલો આપશે. આપના હાથમાં ભલાઈ કરવાનું છે; આપ શા માટે તેમ કરતા નથી? આપ મને ચાહો છો. હું કબૂલ કરું છું કે, તેમ હશે. મને વખત આપો; હું મારા હૃદયમાં તમને સ્થાન આપવા પ્રયત્ન કરીશ. માત્ર આપ તે દુષ્ટ ઇરાદાને મનમાંથી કાઢી નાંખો; વેર ન લેવાની પ્રતિજ્ઞા કરો—"

આટલું બોલતાં તેને શ્વાસ ભરાઈ આવ્યો; તે એકદમ અટકી પડી, અને મલેક મુબારકના સામું જોઈ રહી. તે જોતી હતી કે, કંઈ કરતાં મુબારકના દિલને અસર થાય છે કે નહિ. તેણે મુબારકના ચેહેરાપર દયાનો વિકાર જોયો નહિ. તે સ્વભાવે અભિમાની હતી છતાં તે તેને પગે પડી અને કહ્યું:-

"મુબારક! મુબારક! હું રહમની ભીખ માંગું છું."

"ભીખ, ભીખનો જવાબ ભીખથી મળે છે. યાને એજ કે આ મુબારક કદિ તેના બોલવાથી પાછો ફર્યો નથી અને ફરશે નહિ. સમજ્યાં સાહિબા? માનવું હોય તો માની જાઓ. નાહક સમય ગુમાવો નહિ. હા, કે ના જે કહેવું હોય તે કહી દો."

તે એકદમ ઉભી થઈ; જાણે તેનું હૃદયસ્પંદન બંધ થઈ જતું હોય એમ તેને લાગ્યું; જાણે મોતની કરાલ છાયા ગ્રસવા લાગી હોય તેમ તે આખે શરીરે કંપ અનુભવવા લાગી, ધ્રુજતા સ્વરે બોલી:-

"લાવો, તે કાગળ ક્યાં છે? હું કબુલ-મંજુર-" એટલું બોલતાં તેનો સ્વર મંદ પડતો ગયો અને જાણે ચકરી આવી હોય તેમ તમર ખાઇ નીચે પડી.

મલેક મુબારક ક્ષણભર તે વિલાયલા કમળસમાન મુખ સામું જોઇ રહ્યો.

તેનું મૃણાલવત્ શરીર ઓર સુંદર દેખાતું હતું. મુબારકે તેને આ સ્થિતિમાં રહેવા દીધી નહિ. તેણે તેને ઉંચકી, અને તે ઓરડાની અંદરની બીજી ઓરડીમાં શયનગૃહ હતું ત્યાં લઇ જઇ પલંગપર મૂકી.

એટલામાં બાહાર પગલાંનો અવાજ તેને કાને પડ્યો. તે દરવાજો બંધ કરી આગલા ઓરડામાં આવ્યો તો ખયરુન્નિસાને જોઈ. તેને જોતાં જ ખયરુન્નિસા બોલી:-

"પ્યારે! આપ એકલા અહીં શું કરો છો?"

"શું કરે? કંઈ જ નહિ. આ જરા બેસી બેસીને કંટાળો આવ્યો, ને એમ લાગ્યું કે, જરા એકાંતમાં બે ઘડી બેસું તો ઠીક."

"એકલા તો ઘણી વાર રહેવાનો પ્રસંગ આવે છે, પણ અત્યારે મહેફિલ છોડી આવવું એ શું ઘટિત છે?"

"પણ હું ક્યાં અહીં આખો વખત બેસી રહેવા માગું છું? જરા ઘડી આડા થયા પછી પાછો જવાને તૈયાર જ હતો."

"પણ પ્યારે! આપની તન્હાઇમાં કંઈ ખલલ પડવાની હતી કે આપને બારણાં અંદરથી દઇ દેવાની જરૂર પડી?"

"હા, મારે કોઇની સાથે ખાનગી વાતચીત કરવાની હતી."

"કોની સાથે? આટલી રાતે એવો મેમાન કોણ હતો?"

"એ બધું જાણવાની જરૂર? રાજકાજમાં માથું મારવાનું કામ શું?"

ખયરુન્નિસા ચૂપ રહી. તે નીચું જોઈ રહી. તેની દૃષ્ટિ કંઈ ચળકતા પદાર્થ-પર પડી અને પડતાંની વાર તે પદાર્થને તેણે ઉંચકી લીધો અને પૂછ્યું:—

"હજરત! આ શું છે?"

એ જોતાંની વાર મલેક મુબારક ચોંક્યો, સેજ છોભિલો પડી ગયો; પરંતુ તે પૂર્વવત્ ડોળ ધારણ કરી બોલ્યો:-

"શું છે તે જણાતું નથી? મને શું પૂછો છો?"

"પ્યારા! એમ વાત ઉડાવવાનાં ફાંફાં મારો ના. આ હાર કોઈ આવનાર પુરુષનો નથી, પણ તે કોઇ સ્ત્રીનો છે."

"હશે, તેથી શું? અહીં ઘણા આદમી છે. કોઈ મહેફિલમાંથી અહીં આવ્યું હોય એ બનવા જોગ છે."

"કોઈ આવ્યું હોય? સાહેબે આલમ! આપ મને મૂર્ખ સમજી વાત વાતમાં ઉડાવવાની કોશીશ કરતા ના. આપ અહીં શું કરવા આવ્યા હતા, તે મારી ધ્યાનમાં આવે છે. શું કરવા, તે આ હાર બતાવી આપે છે, સમજ્યા?"

"હાર શું બતાવી આપે છે?"

"અહીં કોઈ સ્ત્રીની હાજરી હતી, યા છે."

"માનો કે અહીં કોઈ સ્ત્રી આવી હતી, તેથી મને શું? કોઈ બીજું અહીં કેમ નહિ આવ્યું હોય?"

"અહીં બીજું કોઈ આવે, એમ બનવા જોગ નથી."

"આ હાર જ સાબીતી આપે છે કે અહીં કોઈ આવ્યું હતું. આપને મળવા માટે કોઈ આવ્યું હતું, અને તે આવનાર કોણ હતું તેની સાક્ષી આ હાર આપે છે."

"હાર સાક્ષી આપે છે!! તું ઘેલી થઈ છે, યાતો ઈર્ષ્યાથી આંધળી થઈ છે. તને શું બોલવું અને શું ન બોલવું તેનું ભાન નથી."

"જનાબ! પ્યારે! આ દાસીને એમ ઉડાવવાની કોશીશ કરતા ના, હું સારી રીતે સમજું છું કે, આપનો મારાપર કેટલો પ્યાર છે? પ્યાર હો, વા ન હો, પણ આપ મારી સાથે દગાબાજી ચલાવતા ના, ને ચલાવવામાં ફાવશો નહિ. આપ ભૂલી જાવ છો કે, હું કોણ છું? હું કંઈ સામાન્ય સ્ત્રી નથી. આ હાર કોનો છે, તે શું હું જાણતી નથી.? તે દહાડે આ હાર કોણ પહેરીને આવ્યું હતું, તે બરાબર મારી ધ્યાનમાં છે. મેં તે હાર જોવા માંગ્યો હતો એટલું જ નહિ, પણ હું દાવાથી કહું છું કે આની જોડીનો બીજો હાર અત્રે કોઇને ત્યાં નથી. આ હાર દિલશાદખાનમનો છે. કહો, ના કહો કે નથી.?" એટલું બોલી તે પળવાર ચુપ રહી; તીક્ષ્ણ દૃષ્ટિથી મલેક મુબારકની સામું જોઈ રહી અને બોલી, "આપ લાખ કહો, પણ હું માનું એમ નથી. આ સાબીતી બસ્સ છે."

"બસ્સ છે? શું બસ્સ છે? આજ શિરાજીની ખૂમારી માથાપર ચઢી ગઈ હોય એમ લાગે છે. જા, જા, આરામ કર. આજ શું કહેવું, શું ન કહેવું તેનું તને ભાન પણ નથી. કોની સાથે આમ બોલે છે, એ જાણે છે?"

"જાણું છું, હુજૂર! હું કોની સાથે બોલું છું તેનું મને ભાન છે. એક સયદે હવસ અમિર, ભવિષ્યના—"

"બસ્સ કર, ખયરુન્નિસા! આજ તારી બુદ્ધિ બહેર મારી ગઈ છે; આજ તારા ચિત્તનું ઠેકાણું નથી, ને અત્યારે તારી સાથે વાત કરવામાં સાર નથી. આજનો મુબારક દિવસ તારી સાથે માથાઝીકમાં ગાળવાનો નથી."

આમ વાત થતી હતી, એટલામાં માણસોનો પગરવ અને બોલચાલ કાને પડી. આ જોઈ મલેક બોલ્યો:—

"જો, આ અમીરો મારી રાહ જુએ છે, અને મને શોધવા અહીં આવ્યા છે. આપને જે કહેવું હોય તે પછી કહેજો, અત્યારે મને ફુરસદ નથી."

એટલું કહી મલેક મુબારક બહાર આવ્યો. વાત ખરી હતી કે, તેને તેના સમવયી ઉમરાવો શોધતા હતા. મુબારકને જોતાં જ એક જણ બોલ્યો:—

"વાહ હજરત! આપ કોની સાથે ગુફતગો કરતા હતા?"

"કોઇની પણ સાથે હોય, આપણે શું?" બીજાએ કહ્યું.

"આપણે શું, એમ કેમ? મને લાગે છે કે, કોઈ બહેસ્તની હૂર સાથે વખત ગુજારવા અહીં ભાગી આવ્યા હશે."

"અરે દોસ્ત! જો બહેસ્તની હૂર અહીં આવશે તો પછી બહેસ્તમાં રહેવાવાળા શું કરશે?"

"સ્વર્ગમાં દુકાળ પડશે તો ફિરીસ્તાને મોકલી બીજી હૂરોને પકડી મંગાવશે," ત્રીજાએ કહ્યું.

"અરે, આમ વખત ક્યાં સુધી ગાળવો છે? ચાલો યારો? દાવ માંડીએ."

ગાદીપર સતરંજ બીછાવવામાં આવ્યો. તેઓ સર્વ ખેલવા લાગ્યા. નોકરને હુકમ થતાં શિરાજી અને જામ પણ પાસે બાજઠપર ગોઠવાયા. જામ ખાલી થતાં નોકરો ભરી આપતા હતા; બાજીનો રંગ જામતો હતો; વચ્ચે ટોળટપ્પા થતા હતા. એકે કહ્યું:—

"જો આ રાજાને મહાત કરું છું."

"હા, યાર! કર. પ્યાદા વગર રાજા એકલો શું કરે?"

"વાત તો ખરી, રાજાનું બળ એના લશ્કરપર જ છે. લશ્કર વગર એકલો રાજા શું કરે?"

આ પ્રમાણે તેઓ સતરંજ રમવામાં ગુંથાયા હતા. તેવામાં એકાએક માણસોની બૂમરાણ સંભળાઈ. 'આગ, આગ'ની બૂમ કાનપર આવવા લાગી. મહેલના કોઈ ભાગમાં આગ લાગી હતી. તેની જ્વાળાઓની રોશની ઝગઝગાટ જણાતી હતી. મહેલ પત્થરનો હતો. એટલે આગ પ્રસરવાનો કે તેથી ઝાઝું નુકસાન થવાનો ભય ન હતો. તે માત્ર એક નાનું છમકલું હતું, છતાં આગની બૂમથી તેઓ સફાળા ઉભા થયા. એક જણ બહાર શું થયું તે જોવા દોડ્યો. તેઓનો પ્રથમ વિચાર અંદર જઈ સ્ત્રીવર્ગની ખબર લેવાનો હતો, અને તેઓ એમ કરવા જતા હતા એટલામાં એક યુવતી છળંગ લેતી અંદરથી બહાર આવી. તેનો પોશાક અસ્તવ્યસ્ત, કેશ છુટા અને ચેહેરાપર ભયની છાપ સ્પષ્ટ જણાતી હતી. તેને જોતાં જ તે પુરુષો ચોંક્યા, અને બેએક જણ બોલી ઉઠ્યા:–

"કોણ? **દિલશાદ–ખાનમ**!"

આ રમણીના એકાએક આવવાથી તેઓ આગની વાત ભૂલી ગયા, અને આશ્ચર્યચકિત થયા. ઇક્રામુદ્દૌલાએ પોતાના મનનું સમતોલપણું ખોયું ન હતું. તે એ રમણીને જોતાં બોલ્યો:–

"શાહજાદી સાહિબા! આપ અહીં ક્યાંથી? આપને કંઈ ઇજા તો થઈ નથી ને?"

તે રમણીએ ડોકું હલાવી સૂચવ્યું કે, કંઈ ઇજા થઈ નથી. એટલામાં જે માણસ સતરંજ રમતાં આગની બૂમ સાંભળી બહાર ગયો હતો તેણે ખબર આપી કે, આગબાગ કંઈ નથી; માત્ર સેહેજ છમકલું હતું, અને તે બુઝાવી નાંખવામાં આવ્યું છે. આ સાંભળી તેમના મનમાં શાંતિ આવી. ઇક્રામુદ્દૌલાએ ફરીથી પૂછ્યું:–

"શાહજાદી સાહિબા! આપ અહીં ક્યાંથી?"

દિલશાદખાનમ જવાબ આપે ત્યાર પહેલાં એક જણ બોલ્યો.

"શાયદ! તેઓ રસ્તો ભૂલી અહીં આવ્યાં હશે?"

"રસ્તો ભૂલી! અહીં રસ્તો ભૂલવા જેવું શું છે? પણ આ ઓરડીમાં શી રીતે આવે?" બીજાએ કહ્યું.

શરાબમાં તેઓ ચકચૂર હતાં; શરીરમાં લોહી વેગથી વહેતું હતું, અને તેમના મગજનું ઠેકાણું ન હતું. તેઓ કોની સાથે વાત કરતાં હતાં, તેનું ભાન તેમને તે વખતે ન હતું. જો કે તેઓએ છેક શુદ્ધિ ખોઈ દીધી ન હતી, છતાં ચિત્તની વ્યવસ્થિતતા બરાબર ન હતી.

"હશે, શાયદ, કોઇને એકાંત મળવા આવ્યાં હશે."

ત્રીજાએ કહ્યું:–"અગર જો આપના પિતાને આ વાતની ખબર પડે તો શું કરે?"

"શું કરે? આમ કરે," એટલું કહેતાંની વાર ઇક્રામુદ્દૌલાએ જોરથી એવી તો મુક્કી મારી કે તે શબ્દો બોલનાર જમીનપર પડી ગયો. ઇક્રામુદ્દૌલા એક યુવતી પ્રતિ અપમાનજનક શબ્દો સહન કરી શક્યો નહિ. પરિણામનો વિચાર કર્યા વગર જ તેણે આઘાત કર્યો. અહા! વીર પુરુષો પરિણામનો વિચાર કરે છે

ખરા ? ગરીબની એક હાય સાંભળતાં જ તેમનું હૈયું કાંપી ઉઠે છે. ઇક્રામુદૌલાના આઘાતથી બે ત્રણુ જણાએ પોતાના હાથ તરવારપર મૂક્યા. તરત જ ઇક્રામુદૌલાની તરવાર મ્યાન બહાર નીકળી. મલેક મુબારકે જોયું કે મામલો ગંભીર રૂપ પકડતો જાય છે, અને રંગમાં ભંગ થશે તથા નાહક ખૂન રેડાશે. આવી વસ્તુસ્થિતિ જોઈ તે બોલ્યો:–

'મિત્રો ! આમ નાહક લોહી રેલાવવામાં કંઈ સાર નથી," ઇક્રામુદૌલા તરફ વળી કહ્યું;–"અજીજ દોસ્ત ! આ આપ યુવતીની આબરુને જેટલી નિષ્કલંક જોવા ઉત્સુક છો, એટલો જ ઉત્સુક હું છું, અને તેની આબરૂ નિર્મળ રહે એ મને પ્રિય છે. દિલશાદખાનમની આબરુને કલંક લાગ્યું નથી અને તેથી તેને રક્તથી ધોઈ નાંખવાની કંઈ જરૂર નથી. મિત્રો ! ખરી વાત એ છે કે દિલશાદખાનમ કંઈ ખાસ અગત્યની વાતચીત માટે મને મળવા આવ્યાં હતાં, અને તે વાત માત્ર મને ખાનગીમાં જણાવવાની હતી એ આપને જણાવવામાં કંઈ હરકત નથી. દોસ્તો ! ખરી વાત એ છે કે, શાહજાદી દિલશાદખાનમ મારી સાથે લગ્ન સંબંધમાં જોડાવાનાં છે, તેને માટે કંઈ અગત્યની ગોઠવણુ કરવાને માટે અહીં આવ્યાં હતાં."

ઇક્રામુદૌલા દિલશાદખાનમના સામું જોઈ રહ્યો. તે ચૂપચાપ ઉભી રહી. ઇક્રામુદૌલા બોલ્યો:–"હું નથી ધારતો કે એ વાત ખરી હોય."

"આપને યકિન ન હોય, તો આ રહ્યાં શાહજાદી સાહિબા, એમને પૂછો."

ઇક્રામુદૌલા પુનઃ શાહજાદી તરફ વળ્યો અને બોલ્યો:–

"શાહજાદી સાહિબા ! આ શું ખરી વાત છે ?"

પુનઃ શાહજાદી ચૂપ રહી.

"આપના બોલવામાં લેશ પણુ સચ્ચાઇ હોય એમ જણાતું નથી," તિરસ્કાર વ્યંજક સ્વરે અને ઘૃણાદર્શક ચેહેરે ઇક્રામુદૌલા બોલ્યો.

"શાહજાદી સાહિબા ! હું બોલ્યો છું તે ખરું છે કે નહિ ?" હિંસક પશુના જેવી વિકાળ દૃષ્ટિ ઇક્રામુદૌલા તરફ ફેંકી મલેક મુબારકે શાહજાદીને પૂછ્યું.

દિલશાદખાનમ ચૂપચાપ ઉભી રહી હતી. તેની દૃષ્ટિ એકદમ નીચી હતી. મલેક મુબારકના સાક્ષીઓ મુગે મોંએ આ સર્વ તમાસો જોઇ રહ્યા હતા.

"શું હું ખોટું કહું છું શાહજાદી સાહિબા ?" મલેક મુબારકે ફરીથી પૂછ્યું.

"ના, આપનું કહેવું ખોટું નથી."

જાણે કોઇ પ્રતિસ્પર્ધિનો પરાભવ કરી વિજય મેળવ્યો હોય એવી ગર્વ ભરી દૃષ્ટિ ઇક્રામુદૌલાપર નાંખી મલેક મુબારક શાહજાદી તરફ વળ્યો. અને જાણે તે તેને કંઈ કહેવા જતો હોય તેમ તેની સન્નિધ આવ્યો, પણુ એટલામાં દિલશાદખાનમ જાણે કોઈ મલિન પદાર્થનો છાંયો તેના શરીરને સ્પર્શ કરતો હોય તેમ તે પાછી સરકી. જાણે કોઇને મદદ કરવા આહ્વાન કરતી હોય, તેમ તેણે ત્યાં ઉભેલા માણુસો પ્રતિ દૃષ્ટિપાત કર્યો. પળવાર નિશ્ચય ન કરી શકી હોય તેમ ચૂપ ઉભી રહી, અને આખરે ઇક્રામુદૌલા ભણી વળી કહ્યું:–

"હજરત ! આપ મહેરબાની કરી મને અહીંથી મારા મકાન સુધી લઇ જવા કૃપા કરો."

ઇક્રામુદૌલાએ પોતાની તરવારને હજી મ્યાનમાં બંધ કરી ન હતી. તે બોલ્યો,

"શાહજાદી સાહિબા ! ઘણી ખુશીથી."

એટલું કહી તે દિલશાદખાનમની સાથે જવાને તૈયાર થયો, અને તે ઓરડામાંથી બન્ને ચાલી ગયાં.

---

# પ્રકરણ ૯ મું
## આળ આવ્યું

ઇક્રામુદ્દૌલા બહાર આવ્યો. એક રાવત સારથ પાસે ઉભો હતો તેને તૈયાર થવા કહ્યું, અને તરત જ દિલશાદખાનમને તેમાં બેસાડી પોતે બેઠો ને રાવતને રથ હાંકવા આજ્ઞા કરી.

ગાડી પૂર વેગમાં દોડતી હતી. રાત્રિની નિસ્તબ્ધતા વ્યાપી હતી. આકાશમાં અગણિત તારા ફૂટી નીકળ્યા હતા. ચન્દ્રના ધવલ પ્રકાશમાં સૃષ્ટિ ડૂબી હતી. પવનની મંદ લહેરો વાતી હતી. ઝાડ ક્વચિત્ જાણે નિદ્રા ભંગ થતાં હોય તેમ સેજ ડોલતાં હતાં.

ઘણીવાર સુધી દિલશાદખાનમ ને ઇક્રામુદ્દૌલા બન્ને જણ ચૂપચાપ બેસી રહ્યાં. આખરે ઇક્રામુદ્દૌલા બોલ્યોઃ–

"આખરે તમે વચન આપ્યું, ખરું કની ?"

"હા, તેમ કર્યા વગર છૂટકો ન હતો," ધીમેથી દિલશાદખાનમ બોલી;– "જો મારાથી છૂટી શકાય તેમ હોત તો હું શું તેમ કર્યા વગર રહેત ખરી ? જ્યારે આપે મને બારીકીથી તે વાત પૂછી ત્યારે જો મારાથી બનતું હોત તો હું તે વાતને ઉડાવી દેત ને એટલા બધા માણસો વચ્ચે આપને જૂઠા પાડત નહિ. પણ હું લાચાર હતી. મુબારકે કહ્યું તે ખરું હતું. હું તેને એકાંતમાં મળવા ગઈ હતી. મેં તેને ઘણું કહ્યું, મેં ઘણી નમ્રપણે અરજ ગુજારી, પગે પડીને ભીખ માગી, પણ તે પાષાણહૃદયી એકનો બે થયો નથી;" જાણે તે વાતની સ્મૃતિ તેના અંતરને કોરતી હોય તેમ તે દુઃખદ અને ગળગળા સ્વરે બોલી;–"હજરત! મારે એ આત્મભોગ આપ્યા વગર છૂટકો નથી. શા માટે, તે હું આપને કહી શકતી નથી. પણ મારે તેની ઇચ્છાને વશ થયા વગર ઇલાજ નથી. જો તેનામાં ઉદારતા હોત, જો તેનામાં બહાદુરી હોત તો તેણે મને મુક્તિ આપી હોત, પણ મુબારક, સંગદિલ મુબારક તેમ કરે શા માટે ? મારે તેની સાથે લગ્નની ગાંઠમાં જોડાયા વગર છૂટકો નથી. એમાંથી ઉગરવાનો આરો નથી. પણ ઓ ખુદા ! હું એટલું જ ઇચ્છું છું કે તેની બીબી થતાંની વાર મને મોત આપજે."

ઇક્રામુદ્દૌલા ચૂપ રહ્યો. રથ ટેકરીપરથી ખડખડ કરતો પસાર થતો હતો. ચઢાણને લીધે ધીમેથી રાવત તે રથને હાંકતો હતો. પળવાર પછી જાણે સ્વપ્નમાંથી જાગૃત થયો હોય તેમ એકાએક ઇક્રામુદ્દૌલા બોલ્યોઃ–

"શાહજાદી સાહિબા ! હું કોણ છું તે આપ જાણો છો ? હું શા માટે અહીં આવ્યો છું તેની આપને ખબર છે ? શૈનક મહેલમાં શા કાજે ઉતર્યો છું તેની માહિતી છે ?"

જે વખતે દિલશાદખાનમને મુબારકે કહ્યું હતું કે સુલ્તાન કુલિખાં તેના

સપાટામાં આવેલ છે, તે વખતે તેણે ઇક્રામુદ્દૌલાનું નામ હોઠપર આણ્યું ન હતું; તેથી જ્યારે ઇક્રામુદ્દૌલાએ તેને આ પ્રમાણે પ્રશ્ન કર્યો ત્યારે તે તેની સામું જોઈ રહી. પણ તરત જ તે બોલી:—

"આપ એક સિપહસાલાર છો એ હું જાણું છું. આપ એક ઉમદા સૈનિક છો, અને લડાઇમાં નામના મેળવી છે, એ વાત મારે કાને આવી છે; પણ આપનું અહીં આવાગમન શા માટે થયું છે, તે હું જાણુતી નથી. આપ રૌનક મહેલમાં આવી ઉતર્યા છો, તેથી હું ધારું છું કે આપને અને અબ્બા વચ્ચે જોઇએ તેવો સદ્‌ભાવ નથી, છતાં આપ મારી વાહારે ધાયા તેપરથી જો હું એમ અનુમાન કરું કે આપ મુબારકની બૂરી ખટપટમાં સામેલ નથી તો ખોટું નથી."

"શાહજાદી સાહિબા! આપ શા માટે મુબારકની સાથે લગ્નની બેડીમાં જોડાઈ આત્મોત્સર્ગ કરવા તૈયાર થયાં છો, તે જણાવશો?"

"હજરત! એ વાત મને પૂછતા ના. માફ કરો, હુજૂર! હું તે કહી શકતી નથી. મહેરબાન! મને તે વાત કહેવાને આગ્રહ કરતા ના, એમ હું આપને આજીજીથી કહું છું."

"આપની કહેવાની મરજી નથી તો પછી તે વાત જાણવાને હું આગ્રહ કરતો નથી," ઇક્રામુદ્દૌલાએ કહ્યું; "પણ જો હું એમ કહું કે, હું અહીં કોઈ રાજખટપટને માટે આવ્યો છું, અને તે ખટપટને લીધે કદાચ આપના વાલિદને નુકસાન થવાનો સંભવ છે તો?"

ઈક્રામુદ્દૌલાનું આવું કથન સાંભળતાંની વાર દિલશાદખાનમના મગજમાં એક વિચાર વિજળીની ત્વરાથી સ્ફુરી આવ્યો. તેને લાગ્યું કે કદાચ ઈક્રામુદ્દૌલા મલેક મુબારકની બૂરી મુરાદ બર આણવામાં મદદ કરવા શા માટે ન આવ્યો હોય? વળી તેના મગજમાં આ વિરૂદ્ધ વિચાર આવ્યો: ના, ના, એમ બને નહિ; કારણ કે જો તે તેને મદદ કરવા આવ્યો હોય તો આમ બધાં માણસો વચ્ચે તેની સામે માથું ઉચકે, તેનું અપમાન સુદ્ધાં કરે, અને બેપરવાહથી સામો થાય, એમ બને કેમ? જો એ મલેક મુબારકની સામો થાય તો તે તેના કામમાં ઉભો રહે ખરો? નહિ જ. વળી ઈક્રામુદ્દૌલા મલેક મુબારકને પોતાના સ્વાર્થની હાનિ કરી દુશ્મન બનાવે ખરો? નહિ જ. પણ કદાચ તે મલેક મુબારકની વર્તણુકથી વાકેફગાર હોય, કદાચ તે જાણતો હોય કે મલેક મુબારકપર વિશ્વાસ રાખવો એ નકામું છે; તેના બોલેલા બોલ જળની રેલ સમાન છે, એટલું જ નહિ, પણ કદાચ મલેક મુબારક તેની સાથે દગાબાજી રમે છે, એ વાતની એને ખબર પડી હોય તો? ક્ષણવાર દિલશાદખાનમને ખરી હકીકત કહી દેવાનું મન થયું; પણ વળી તેમ કરતાં તેનું મન પાછું હઠયું. અજાણ્યા માણસપર એટલો બધો વિશ્વાસ રાખવો, એ તેને યોગ્ય લાગ્યું નહિ. પોતાના પિતાને માટે, પોતાના પિતાની આબરૂને માટે મલેક મુબારક સાથે લગ્ન કરવા પ્રસ્તુત થઈ હતી, એ કુટુમ્બની ખાનગી વાત તેને જણાવવી, એ દિલશાદખાનમને દુરસ્ત લાગ્યું નહિ. જે જાળમાં સુલ્તાન કુલિખાં સપડાયા હતા તે અજાણ્યાને જણાવવાથી ફાયદો શો, એમ તેણે વિચાર્યું, અને આપણું લાગેલું આપણે જ ભોગવી લેવું, એવો તેણે નિશ્ચય કર્યો.

"શાહજાદી સાહિબા? આપ મારા સવાલનો જવાબ આપતાં નથી. જો હું એમ કહું કે સલ્તનતનો હું દુશ્મન છું તો?"

"તો શું? સલ્તનતના ઘણા દુશ્મનો છે," દિલશાદખાનમે જવાબ આપ્યો.

"કબૂલ, શાહજાદી સાહિબા! પણ એ તો ખરું ને કે આપના પિતા સલ્તનતના એક મોટા હાકેમ છે. વળી–"

"તેઓ સલ્તનતના એક હાકેમ છે તેથી શું.? હું નથી ધારતી કે, તેઓ હાકેમ છે માટે તેમનું કોઈ નુકસાન કરે."

"નહિ, તેમના પ્રત્યે અંગત દ્વેષ હોય એવા માણસો થોડા છે. પણ સલ્તનતના નુકસાનમાં તેમનું નુકસાન છે, ને વળી સલ્તનતના દુશ્મન એ તેમના દુશ્મન છે, એ વાત તો ખરી ને?"

"ખરી. પણ જો ખુદાની મહેર છે તો કોઈ તેમનો વાંકો વાળ કરી શકે એમ નથી," દિલશાદખાનમ બોલી.

" બરાબર છે. પણ શાહજાદી સાહિબા! હું આપને એક વાત કરું કે ન કરું એમ મારા મનમાં થયા કરે છે. પણ નહિ હું તે વાત આપને આજે જણાવીશ. આપને મલેક મુબારકે ગમે તેવી જાલમાં સપડાવ્યાં હોય તેથી શું? હજી કંઈ આપે તેની સાથે નેકાહ કર્યો નથી, અને ખુદા કરશે તો તેમ થશે પણ નહિ. હું આપના દિલપર કાબુ મેળવીશ અને આપને મારાં કરીશ. એક નહાનો કીડો સખ્ત પત્થરના અંદર રહે છે, તો ઇન્સાન શું દિલબરના દિલમાં વાસ નહિ કરી શકે? શાહજાદી સાહિબા! હું આપને અરજ કરું છું કે, જો આપને જો હરકત ન હોય તો જણાવવા કૃપા કરશો કે? જો આપનાપર દબાણ ન હોય તો આપ રૈનક મહેલનાં રાણી થવા પસંદ કરશો કે? આપ એક અદના સિપહસાલાર સાથે લગ્ન કરવા રાજી થશો?"

એટલું કહી તે દિલશાદખાનમની સામું જોઈ રહ્યો. ચંદ્રનો ધવલ પ્રકાશ સૃષ્ટિને આલિંગી રહ્યો હતો. પાઘડીના પટની માફક રસ્તો લાંબો જણાતો હતો. સઘળે નીરવતા વ્યાપી હતી. માત્ર તેઓ જે ગાડીમાં બેસી જતાં હતાં, તેના ઘોડાની કોટમાં ઘંટડીનો અવાજ થતો હતો. દિલશાદખાનમને ચૂપ જોઈ તે ફરીથી બોલ્યો:—

"શાહજાદી સાહિબા! હું આપને ફરીથી અરજ કરું છું, કે હું આપની હુસ્નતનો ગુલામ છું. તે પાક પરવરદેગાર જાણે કે કેવા સાચા દિલથી હું આપને ચહાઉં છું. જે દિવસે આપ નજરે પડ્યાં, તે દિવસથી આપે મારા હૃદયમંદિરમાં વાસો કર્યો છે. આપ શું એવાં સંગદિલ છો કે, મારી આરજુપર ધ્યાન નહિ આપો? શાહજાદી સાહિબા! હું અહીંની થોડી વાતથી વાકેફગાર છું. આપ કોની જાળમાં સપડાયાં છો, તે પણ મને ખબર છે.. મલેક મુબારકને આપના માર્ગની આડે આવતાં કેમ દૂર કરવો, એ હું સારી રીતે સમજું છું. આપને મારા બોલવા પર શું વિશ્વાસ નથી? જો આ હૃદય ચીરી બતાવાતું હોત તો આપને બતાવત કે તે આપના પવિત્ર પ્રેમથી લબાલબ ભરેલું છે. ગર આપનું જો આ મુકદ્દર ત્યાં લઇ ન જાતું હોત તો આપ મારી માગણી કબૂલ કરત કે નહિ?"

શુકામુદૌલાના આવેશ ભર્યા બોલવાથી તેના શરીરને એક પ્રકારનો કમ્પ થયો. તેણે લાગણી રહિત સ્વરે જવાબ આપ્યો.

"મુકદ્દર એ મુકદ્દર છે. તે કોઇનાથી ટાળ્યું ટળે એમ નથી. હુજૂર! આ દુનિયામાં

પ્રેમ એ સર્વસ્વ નથી. પ્રેમ કરતાં પણ ઘણી વિકટ ચ્હડાણપર જીંદગીમાં ચડવું પડે છે. ખયર તે ગમે તેમ હો પણ આપે જે આજે મારી વ્હાર કરી છે તેને માટે હું આપની સદાને માટે ઋણી છું. આપની ઉદારતા માટે, આપના શૌર્યને માટે મને અભિમાન છે. આપની કીર્તિ મેં સાંભળી છે. આપની નિડરતા અને રણકૌશલ્યની હું પક્ષપાતી છું, પણ હજરત! આપનો માર્ગ મારા માર્ગથી ભિન્ન છે. આપનો માર્ગ તે મારો માર્ગ નથી, મારો માર્ગ તે આપનો માર્ગ નથી."

"આપ ગમે તે કહો," ઇકામુદ્દૌલાએ જવાબ આપ્યો;–"હું આપનાથી આમ ઉદાસપણે પાછો ફરીશ નહિ. હું આપનાં અંતઃકરણના દુર્ગમાં પ્રવેશ કરીશ. હું આપના મનને ફેરવીશ, અને મારા માર્ગમાંની દરેક મુશ્કેલીને દૂર કરીશ. ગર ખુદાની મહેરબાની છે, તો યાદ રાખજો, શાહજાદી સાહિબા! કે એક વખત હું આ ભુજલતામાં આપને કેદ કરીશ. આપ ભલે અત્યારે મારા પ્રેમને તુચ્છકારી કાઢો, પણ વખત આવતાં બતાવીશ ને આપના હિતને માટે સદા ઉત્સુક રહીશ. આપના પ્રેમને પાત્ર નિવડીશ, અને આપના પ્રેમને વફાદાર રહીશ."

દિલશાદખાનમે જવાબ આપ્યો નહિ. તે માત્ર નીચું જ જોઇ રહી. ઇકામુદ્દૌલાને પણ વધારે બોલવું એ અનુચિત છે, એમ લાગ્યું. તે રાત્રિની નિસ્તબ્ધતામાં આગળ વધવા લાગ્યાં. થોડા જ સમયમાં તેઓ કુલિખાંના આલિશાં મકાનના પ્રાંગણ આગળ આવી પહોંચ્યાં. એક સૈનિકે દરવાજો ઉઘાડ્યો તેઓ પ્રાંગણમાં દાખલ થયાં. દિલશાદખાનમ અને ઇકામુદ્દૌલા અંતે તે મહેલમાં દાખલ થયાં. ઇકામુદ્દૌલાને એક ઓરડામાં થોભવાનું કહી, દિલશાદખાનમ ચાલી ગઈ. અંદર જતાં તેનો પિતા બોલી ઉઠયો:–

"અહા! આટલી બધી વાર ક્યાં હતી? મારી નૂરે નજર! અમે બધાં તારી ફિકર કરતાં હતાં કે, તને આટલી બધી વાર કેમ લાગી?"

દિલશાદખાનમે શાથી વાર લાગી અને શું શું બન્યું હતું તે ટૂંકામાં કહી સંભળાવ્યું, અને ઇકામુદ્દૌલાએ કેવી સહાય કરી હતી અને તે તેને મુકવા આવ્યો હતો તે પણ જણાવ્યું.

સુલ્તાન કુલિખાં ઉઠીને ઉભો થયો, અને ઇકામુદ્દૌલાને સ્હામો લેવા આવ્યો. ઈકામુદ્દૌલાને જોતાં જ બોલ્યો, "સલામ આલેકમ.!"

"આલેકમ, સલામ! હુજુરેવાલા!" ઇકામુદ્દૌલાએ પ્રત્યુત્તર આપ્યો.

"આવો, આપ પધારો આ કમરામાં. હું હમણાં જ પાછો આવું છું," એટલું કહી તે તેને પોતાના લખવાના ઓરડામાં લઈ જવા લાગ્યો; એટલામાં એજ ઓરડામાંથી આપણા પૂર્વપરિચિત મૌલાનાને આવતાં જોયા. તેને જોતાં જ સુલ્તાન કુલિખાંએ કહ્યું:–

"અહો! મૌલાના! આપ પણ આટલી મોડી રાત સુધી જાગૃત રહો છો કે?"

"હુજુર! ખુદાના બંદાએ કદિપણ ગાફિલ રહેવું, એ મુનાસિબ નથી. જીંદગી ટૂંકી છે. અને આ ફાની અને અંધારી દુનિયામાં ચેરાગ જાગૃત રાખવો કે અંધારામાં ઠોકર લાગે નહિ અને સાફ સુઝે. સાહેબેઆલમ! બંદાને તો બહિસ્તનો રસ્તો સાફ સુઝે છે."

એટલું કહી મૌલાના તે ઓરડીમાંથી ચાલી ગયો, પણ જતાં જતાં

જાણે ઇકામુદ્દૌલાના શરીરને અડતો ગયો હોય એમ તેને ભાસ થયો. થોડી-વારમાં સુલ્તાન કુલિખાં ત્યાં પુનઃ દાખલ થયો, અને તેની પાછળ નોકર દાખલ થયો. તેના હાથમાં સુરાહી અને રૂપાના જામ હતાં. સુલ્તાન કુલિખાંએ પોતે જામ ભર્યો, અને ઇકામુદ્દૌલાને આપ્યો. તેઓએ સામાન્ય વિષયપર વાતચીત કરી. સામાન્ય ઉપર ઉપરનો વિનય કે જાહેર સર્વજનશ્રુત બાબતો જ તેમની વાતચીતનો વિષય હતો. આમ થોડી વાર થઈ ન થઇ એટલામાં ઈકામુદ્દૌલા રજા લઈ ત્યાંથી જવાને માટે ચાલી નીકળ્યો. જે ગાડીમાં તે આવ્યો હતો તે મહેલમાંથી નીકળી અને પટાંગણમાં આવી કે ગાડીમાં બેઠો. જો તેણે તે વખતે પાછળ દૃષ્ટિ કરી હોત તો સાંઈબાવા તેને જોરથી કંઈક ઈશારત કરતા અને પાછા બોલાવતા જણાયા હોત.

ઇકામુદ્દૌલાના ગયા પછી સુલ્તાન કુલિખાં પોતાની તે ઓરડીમાં જ બેસી રહ્યો. તે રાત્રે તેણે મલેક મુબારકને આખરી જવાબ આપ્યો હતો. દિલશાદ-ખાનમની મરજી વિરુદ્ધ તેને કોઇની સાથે લગ્નની ધુંસરીમાં નાંખવી નહિ, એ વાત સ્પષ્ટપણે જણાવી દીધી હતી. સુલ્તાન કુલિખાંની ખાત્રી હતી કે, મલેક મુબારક વેર લેવાની બનતી ખટપટ કર્યા વગર રહેશે નહિ. તે પાયતખ્ત જઈ શાહની હજૂર ખોટું ખરું ભરાવી ખટપટ ઉભી કરશે, પણ એવી ખટપટથી ડરવાનું કારણ નથી. શાહની હજૂરમાં જેમ તેની પદવીની, તેની સ્થિતિની અને તેના અધિકારની ઇર્ષ્યા કરનાર હતા, તેમ તેના પક્ષપાતી પણ ઘણા હતા. મલેક મુબારકના કપટી સ્વભાવની, ખોટાં આચરણની તેને ખાતરી હતી. મલેક મુબારક પોતાનો હેતુ સાધવાને માટે ગમે તેવા સાધનનો ઉપયોગ કરતાં ચૂકશે નહિ. તેને પોતાને લાભની આશા હોય તો ખુદ શાહના વિરુદ્ધ પક્ષમાં ભળી, શાહ પ્રત્યે બેવફા થવા પણ પાછો નહિ પડે, એ વાત તેને સારી રીતે અવગત હતી. ઇકામુદ્દૌલા શા હેતુથી અહીં આવ્યો હતો, તે વાત તે જાણતો ન હતો, જો કે એટલું તો ચોક્કસ હતું કે તે કંઈ ખટપટને માટે આવ્યો હતો. તે મલેક મુબારકની સાથે કંઈ પણ ખટપટમાં સામેલ હોય એ વાતનો તેને શક હતો, પરંતુ તે નીચ મસલતમાં ભળશે નહિ, એવો વિશ્વાસ તેને પડતો હતો, કારણ કે ગમે તેટલો તોએ ઈકામુદ્દૌલા ઉચ્ચ વંશનો હતો, સૈનિક હતો અને ઉમરાવ વર્ગમાં તેની સારી પ્રતિષ્ઠા હતી. આગળ જતાં એ ભારે નામના મેળવશે એવી સંભાવના હતી. જો ઇકામુદ્દૌલા મલેક મુબારકની સાથે નીચ કાવાદાવામાં ભળશે નહિ તો તેનું કામ પૂરેપૂરું પાર પડશે કે નહિ એ શંકાશીલ હતું, અને જો કદાચ તેમ બને તો તેથી સુલ્તાન કુલિખાંને એક લાભ જ હતો.

આમ વિચાર કરતો સુલ્તાન કુલિખાં પોતાના ખંડમાં બેઠો હતો. આસ-પાસ કાગળો પડ્યા હતા. તેણે પોતાની સંદૂક ઉઘાડી અને તેમાંથી કાગળ કાઢવા ગયો, પણ તેમાં કાગળ ન હતા. તેણે આમતેમ ફરી જોયું, આગળપાછળ તપાસ કર્યો પણ કાગળ શાના મળે ? તે એકદમ આભોજ બની ગયો. જે કાગળોપર તેની પોતાની સત્તાનો સઘળો આધાર હતો, જે કાગળો તેને જીંદગીથી વધારે વહાલા હતા, જે રૂક્કા અને બીજા કામના કાગળોપર શાહી મોહર હતી તે એકદમ ગુમ થયેલું જણાયું. મલેક મુબારકને સહી કરી આપી હતી તે કાગળ કરતાં આ કાગળો લાખ અને કરોડો દરજ્જે કીંમતી હતા. જો તે દુશ્મનના હાથમાં

જાય તો તેથી તેઓ તેનો કેવો દુરુપયોગ કરે તે વાત તે સારી રીતે જાણતો હતો. ખ્વાજા મહંમદ* ગાવાન જે એક વખતે રાજ્યનો મોટો સ્તંભ હતો તેની શી દશા થઇ હતી તે બીના તેના ધ્યાનમાં આવી હતી.

છેડાયલા વાઘની પેઠે તે પોતાની ઓરડીમાં આમતેમ આંટા મારવા લાગ્યો. આખરે એક નોકરને બોલાવી પોતાના મુન્સીને બોલાવી મંગાવ્યો. તે પણ પોતાના માલેકની માફક હાંફલોફાંફલો થઇ ગયો. કોના પર શક લાવવો એ સુલ્તાન કુલિખાંને એક ભારે સમસ્યા થઇ પડી. તેના નોકરો બદલ તેને પૂર્ણ ખાત્રી હતી કે મરતાં સુધી તેઓ એવું કામ કરે નહિ. વારુ, તે કમરામાં કોઇ પરાયો માણસ સુધાં દાખલ થયો ન હતો. માત્ર સાંઇબાવા તે ઓરડામાં આવતાજતા હતા, પણ એવો ધાર્મિક માણસ તે એવા કાગળને હાથ લગાડે એ બનવા જોગ નથી એમ તેને લાગ્યું.

આ ઉપરાંત કોઈ આવ્યું હતું કે નહિ તે સંબંધી તે વિચાર કરવા લાગ્યો. "અરે હા! કેમ નહિ? ઇકામુદ્દૌલા થોડીવાર સુધી એકલો તે ઓરડામાં હતોસ્તો. તેણે એ કાગળ કાઢી લીધા હોય તો?"—આ વિચાર આવતાંની વાર તેના મનમાં એક પ્રકારની ધાસ્તી પેદા થઈ. જો તે કાગળો તેના હાથમાં ગયા તો સત્યાનાશની પાટી. તે પોતે એ કાગળોનો દુરુપયોગ કરે કે ન કરે, પણ જો તેના હાથમાંથી બીજાના હાથમાં જાય તો એ કાગળોનો જરૂર દુરુપયોગ થાય, થાય ને થાય. અને જો એમ થાય તો એનું પરિણામ શું આવે? પોતાને જ નુકસાન થાય એટલું જ નહિ, પણ બીજા કેટલાક માણસોને પણ નુકસાન ખમવું પડે અને રાજ્યમાં ભારે મોટું રમખાણ જાગે.

શું કરવું? આવા પ્રસંગે કેમ વર્તવું એની એને સારી ગમ હતી. રાજકાર્યને અંગે એનામાં પ્રસંગાવધાન આવી ગયું હતું. તરત જ તેણે મુન્સીને પૂછ્યું:— "આજ પહેરાપર કોણ છે રે?"

"રહમતખાં," મુન્સીએ જવાબ આપ્યો.

"વારુ, તો તેને કહે કે છ માણસો તૈયાર કરે, અને મારી સાથે સ્વાર થઈ આવે. હું તરત જ તૈયાર થાઉં છું. રૌનક મહેલમાં જવું છે. વાર ન લગાડે, માટે એકદમ તૈયાર થવા હુકમ આપ."

ખરેખર તે છ જણા તૈયાર થયા એટલામાં તો સુલ્તાન કુલિખાં પોતાના રેનકપર સ્વાર થયો, અને દરવાજા આગળ આવી પહોંચ્યો. તરત જ તેઓએ ઘોડાને મારી મૂક્યા. સુલ્તાન કુલિખાં પોતે આગળ હતો, અને રહમત અને બીજાં માણસો તેની પછવાડે હતાં.

---

* ખ્વાજા મહંમદ ગાવાન હુમાયન જાલિમના વખતમાં વજીરના ઉચ્ચપદપર હતો, અને સુલ્તાન નિઝામશાહ તથા મહંમદશાહના સમયમાં રાજ્ય તંત્રની મુખ્ય લગામ તેના હાથમાં હતી. તે વિદ્વાન અને રાજમતિ અતિ વફાદાર અમિર હતો. જેવી તેની સત્તા હતી તેવો જ તેનો વૈભવ હતો. બ્રાહ્મણી વંશના ઇતિહાસમાં એક રીતે તે કાર્ડિનલ વુલ્ઝી સમાન હતો. તેના દુશ્મનોએ બનાવટી કાગળ ઉભો કરી ખ્વાજાની મુહર રાખનાર ને મેળવી લઈ, કાગળપર મુહોર કરી, તે કાગળ શાહના હાથમાં આપ્યો. વગર વિચાર્યે, શાહે તેને ઠાર કરવા હુકમ આપ્યો.

તેઓએ ઘોડાને એવા તો પૂરપાટથી હાંકયા હતા કે તેઓ જલ્દીથી શેનક મહેલમાં આવી પહોંચ્યા. તે વખતે ઇક્રામુદ્દોલા પોતાની ગાડીમાંથી નીચે ઉતરતો હતો. તરત જ તે માણસો કુંડાળાની માફક તેની આસપાસ ફરી વળ્યા. તરત જ કુલિખાં ઘોડાપરથી એકદમ નીચે ઉતર્યો, અને ઇક્રામુદ્દોલાને ઉદ્દેશી કહ્યું,—

"હજરત! કેટલાક કામના કાગળો, કહોની કે ઘણા મહત્વના રાજદ્વારી રૂક્કાઓ અને કેટલાક એવા બીજા અગત્યના પત્રો મારા કમરામાંથી ગુમ થયેલા જણાય છે. આપ જે કમરામાં એકલા હતા, તે કમરામાં એ સર્વ કાગળો હતા. એ કાગળની તપાસ કરવી જોઇએ ને તે કર્યા વગર છૂટકો નથી. હજરત! આપ જો નિર્દોષ સાબીત થશો તો આપના પર આ ઇલ્જામ લગાડવાને માટે કશાથી પણ તેનો બદલો વાળી શકાશે નહિ, પરંતુ આપ જો ગુનાહગાર સાબીત થયા તો— પણ તે શું કરવા જોઇએ? આપ નિર્દોષ છો કે ગુનાહગાર છો તે સાબીત કરવા હું આવેલ છું. માફ કરજો, મને મારૂં કર્તવ્ય કર્યા વગર છૂટકો નથી. હવાલદાર! હજરતની ઝડતી લેતો."

રહમતખાં તરત જ પોતાના ઘોડાપરથી એકદમ નીચે કૂદી પડ્યો.

"ખુશીથી ઝડતી લ્યો," ઇક્રામુદ્દોલા બોલ્યો;—"હજરત! માફ કરજો, આપને ઉન્માદ તો થયો નથી ને? શું હું કોઇ સામાન્ય ચોર છું? હજી સુધી મારા નામને કલંક લાગે એવું કામ મારે હાથે થયું નથી. આપ એક પ્રાંતના હાકેમ છો, તો આપે જાણવું જોઇએ કે મારો દરજ્જો પણ કમ નથી. ગમે તેમ પણ કોઇની હજી સુધી એ તાકાત નથી કે, આ ગુલામને ચોર કહે."

આ શબ્દો તેના મ્હોંમાંથી નીકળ્યા હોય એટલામાં તો તેના સાયામાંથી એક બંડલ રહમતે ઝટ કાઢ્યું.

જેવું સુલ્તાન કુલિખાંએ તે પોતાના નોકરના હાથમાંથી લીધું અને છાતીના બંધ છોડી અંદર મુક્યું કે તરત જ હાસ્ય અને વિજયની છટા તેના મ્હોંપર ચમકવા લાગી. તેણે કહ્યું:-

"આખરે ચોર જ નીકળ્યા." પછી ધીમે સ્વરે ઉમેર્યું: "અહાહા! એક વખતે જેનું નામ એક બહાદુર સૈનિક તરીકે સારા બિદુરમાં વિખ્યાત હતું, જેને દુશ્મનો પણ માન આપતા હતા, જે ભવિષ્યમાં એક ભારે નામના કાઢશે એવી આશા હતી, જેની વિમલ કીર્તિ સઘળા કબૂલ કરતા હતા તે જ આદમી ચોર, જાસુસ, નીચ દગાબાજ, કાવત્રાખોર! યા રહિમ! યા ખુદા!"

"આપનું કહેવાનું પૂરું થયું," ઇક્રામુદ્દોલાએ થંડે કલેજે જવાબ આપતાં કહ્યું; "હજરત! આ શરીરને આવા શબ્દો સાંભળવાની ટેવ નથી. આપ વૃદ્ધ છો, હાકેમ છો, પરંતુ આપે આજે એવા શબ્દો ઉચ્ચાર્યા છે કે આ તરવારથી તે શબ્દોથી બેઠેલો ડાઘ અત્યારે ધોઈ નાખ્યા વગર છૂટકો નથી." એટલું કહી ઇક્રામુદ્દોલાએ પોતાની તરવારપર હાથ મૂક્યો.

સુલ્તાન કુલિખાં ખડખડ હસ્યો.

"હું એક ચોરની સાથે દ્વંદ્વમાં ઉતરું એ કદિ બનવા જોગ છે કે?" સુલ્તાન કુલિખાંએ કહ્યું; "ઇક્રામુદ્દોલા હજી મેં મારું કર્તવ્ય પૂરું બજાવ્યું નથી. સુલ્તાનની સામે કાવત્રું કરનાર તરીકે હજી તમને કયદ કરવા પડશે, એ

ખબર છે કે ? રહમત આ માણસના હાથ બાંધ, બેડી નાંખ, અને મહેલમાં લઈ જઈ કિલ્લાની કોટડીમાં કયદ કર, રાત અને દિવસ સખ્ત પહેરો મૂક. હું હમણાં જ મલેક મુબારકખાંને આ બાબતની ખબર કરું છું, કે તેના મહેમાનને ચોરીના નીચ કામને માટે કયદ કરવામાં આવેલ છે.'

એટલું કહી ઇકામુદ્દોલા તરફ કંઇક પણ ધ્યાન આપ્યા વગર સુલ્તાન કુલિખાં ત્યાંથી ચાલ્યો ગયો, અને જ્યાં મહેફિલના બાકી રહેલા માણસો બેઠા હતા તે તરફ ગયો.

મહેફિલના બાકી રહેલા માણસો નિશામાં ચૂર હતા. ગાનારીઓ તેમની પહલુમાં બેઠી હતી; ઠઠા મશ્કરી થતી હતી; શરાબના પ્યાલા ગાલીચાપર પડેલા હતા; કોઇ નિશામાં ઝુલતા હતા તો કોઈ ગાનારીની સાથે અડપલું કરતા હતા.

સુલ્તાન કુલિખાંએ બારણાને લાત મારી ઉઘાડ્યું અને દૃષ્ટિપાત કર્યો અને જેવા "હજરત મુબારક! એક પળ બહાર આવી જાઓ, મારે આપની સાથે કંઈ સેહેજ વાત કરવી છે."

આ શબ્દો કાને પડતાંની વાર જાણે જાદુની માફક ધીંગાણું બંધ પડી ગયું. કેટલાકનો નીશો ઉડી ગયો, અને તરત જ મલેક મુબારક બાહાર આવ્યો અને બારણું પાછું બંધ કર્યું.

"મુબારકખાં!" સુલ્તાન કુલિખાંએ કહ્યું "તમારા આનંદમાં ભંગ કરવા માટે મને માફ કરજો. વાત એમ છે કે, આપને ત્યાં આવેલા પરોણાને સાબીતી સાથે જાસૂસ તરીકે પૂરવાર થવાથી તેને કયદ કરવામાં આવ્યો છે. હમણાં જ મારા નોકર સાથે મેં તેને કિલ્લામાં મોકલી આપ્યો છે. આદાબ અર્જ." એટલું કહી તે ત્યાંથી ચાલી નીકળ્યો. જવાબની પણ રાહ જોઈ નહિ.

મલેક મુબારક પાછો તેના મહેમાનોની મહેફિલમાં સામેલ થયો. થોડીવારમાં મહેફિલ બરખાસ્ત થઈ. કેટલાકને તો પોતાના શરીરની શુદ્ધિ પણ ન હતી. એવા માણસોને નોકરો સાથે ગાડીમાં કે મેનામાં વિદાય કર્યા. બાકીના ને સલામાલેકુમ કરી તે તેમનાથી છૂટો પડ્યો, અને પોતાના ઓરડામાં જઈ વિચાર કરવા લાગ્યો.

"જાસૂસ! શું કહ્યું? જાસૂસ! અહા! સારું થયું. મારા માર્ગમાંથી એક કાંટો દૂર થયો. હું નહોતો જાણતો કે, એ બલા એમને એમ દૂર થશે. પણ ખુદાની મેહેર છે કે એ આફત સહેજમાં ટળી. જો આમ નાખેલો પાસો સીધો પડ્યો ન હોત, તો કોણ જાણે શું કરવું પડત? મારો સિતારોજ બુલંદ છે. હવે દાવ આવ્યો છે. જોઉં છું કે, થોડા વખતમાં વારંગુલની હાકેમી મારા હાથમાં કેમ નથી આવતી? અને એ નાજની, બસ્સ હવે મારા પગમાં આવી પડવાની. જોઉં છું કે તે કેમ વશ થતી નથી—?"

આમ તે વિચાર કરતો હતો એટલામાં કોઇક ત્યાં દાખલ થયું, અને તેની વિચાર શ્રેણિમાં ભંગ પડ્યો. મુબારક તે આવનારને જોતાં જ બોલી ઉઠ્યો:—

"કોણ? ખયરુન્નિસા! શું તું જવાને તૈયાર થઈ ગઈ?"

"હા, મારે હવે અહીં રહેવાનું પ્રયોજન શું છે?"

"કેમ? હું તને હજી કાઢી મૂકતો નથી."

"આજ નહિ તો કાલે, હવે કાઢી મુકવામાં બાકી શું છે?"

"કાલની વાત કાલે છે; કાલે શું થશે તે કોણ જાણે? આજની તો બે ઘડી મોજ કરી લઇએ. જો, આ રાત કેવી હસી રહી છે?"

"રાત હસી રહી છે, પણ મારા હૈયામાં તો અંધકાર છાઈ રહ્યો છે એનું શું?"

"તારા અંધકારને દૂર કરે એવો ચેરાગ નથી?"

"ના, મારા હૃદયનો ચેરાગ ગુલ થયો છે. હજરત! આપને અને મારે હવે કોઈ જાતનો સંબંધ રહ્યો નથી. ફક્ત એકજ ચીજ બાકી છે."

"શી? શી ચીજ બાકી છે? ખયર! શું તું આમજ ચાલી જવાની?"

"તો હજી કંઇ બાકી છે? આપે મને શાં શાં વચન આપ્યાં હતાં તે સાંભરે છે કે? આપે મને કેવી રીતે ભોળવી અને ફસાવી હતી, તે આપના સ્મરણમાં પણ છે કે? કંઇ નહિ. જેનામાં વફાની બૂ નથી એની સાથે મારે શું કામ છે? પણ હજરત! યાદ રાખજો, કે મને આપે જે દગો દીધો છે તે દગાનો બદલો હું લીધા વગર રહેવાની નથી."

આ બોલતાં બોલતાં ખયરૂન્નિસાનું શરીર કમ્પતું હતું. તેની આંખમાં એક પ્રકારનું વિદ્યુત્ તેજ ચમકતું હતું, તેની રોષભરી આંખો મનોહર લાગતી હતી; તેનો દુપટો સરકી વક્ષસ્થલ પર રમતો હતો; કપાળ પર વાળની લટ નીચું વળી કંઈ જોતી હતી. ખરેખર આ વખતે ખયરુન્નિસાના દેખાવમાં એક પ્રકારે હૃદયને લોભાવનારી અવનવી શોભા જણાતી હતી. મલેક મુબારક તેનો હાથ પકડવા આગળ વધ્યો, પણ તે ખુબીથી છટકી ગઈ ને એકદમ ત્યાંથી પોતાના કમરામાં ચાલી ગઈ. ત્યાંથી પોતાનો સામાન ઉચકાવી એક બાંદીને લઈ પોતાની દૂરની એક સગીને ત્યાં ચાલી ગઈ.

મલેક મુબારક એકલો તે કમરામાં બેસી રહ્યો, પુનઃ વિચારમાં પડયો. ખયરૂન્નિસાના જવામાં પણ તેને એક જાતની ઈશ્વરી મેહેરબાનીજ જણાઈ. તેને લાગ્યું કે, જે થાય છે તે સારાને માટે. ખયરુન્નિસા ગઈ તે વિના ઉપચારે દમ ગયો એમ લાગ્યું. આમ વિચારમાં ને વિચારમાં તે ઉઠયો. તે ઉઠીને પોતાના ઓરડામાં ગયો, અને જઇને ઇસ્કોતરો ઉઘાડી સુલ્તાન કુલિખાંની સહીવાળો કાગળ કાઢવા લાગ્યો. ખાનું ઉપાડે તો કાગળ 'ન દારદ!' તેના હોશકોશ ઉડી ગયા. તેને ગુસ્સો આવ્યો; તેના મોંમાંથી જેમ આવે તેમ અશ્લીલ શબ્દો અને સોગન નીકળવા માંડ્યા; તેની આંખો હિંસક પશુની માફક ચમકવા લાગી; તે જમીન પર જોરથી પગ અફાળવા લાગ્યો; દાંત કચકચાવા માંડ્યો; ઓઠ કરડતાં તેમાંથી લોહીની તશ આવી. આવી સ્થિતિમાં દિવાનાની માફક તે ત્યાં બેસી રહ્યો; અંતે જરા થંડો પડતાં પુનઃ તે ખાનામાં બારીકાઇથી તે પત્ર શોધવા લાગ્યો. તેને ઉપરનીચે કર્યું, ઉંધું કર્યું, પણ પત્ર મળ્યો નહિ. હતાશ થઈ તે ત્યાં બેસી રહ્યો.

એક નોકર થોડી વાર રહી ત્યાં દાખલ થયો. તેણે નોકરને જોયો નહિ. આખરે નોકરે પૂછયું:—"હુજૂરે વાલા! આપ શયનગૃહમાં ચાલશો?"

મલેક મુબારક કૂતરાની માફક ઘૂરકિયું કરી બોલ્યો:—

"નાપાક! અહીંથી દૂર ખસ, નહિ તો તારું આવી બન્યું છે, એમ સમજ."

તે નોકર પોતાના સ્વામીના સ્વભાવથી પૂરતી રીતે વાકેફ હતો. તે એક

અક્ષર બોલ્યા વગર ત્યાંથી ચૂપચૂપ ચાલી ગયો. તે સમજ્યો કે, 'આજ આકાએ કાંતો શરાબ વધારે લીધો છે, કે કાંતો કંઈ અવનવો બનાવ બન્યો છે. અત્યારે છેડવામાં માલ નથી. જો કામ પડશે તો ઘણુય બોલાવશે.'

મલેક મુબારક હિંમૂઢની પેઠે કેટલી વાર સુધી ત્યાંને ત્યાં બેસી રહ્યો. આખરે તેને નિદ્રા આવી, અને તે ત્યાંજ લેટી ગયો. સવારે સૂર્યનારાયણના રશ્મિ તે મકાનની, બારીમાં પ્રવેશ કરી તેમાંના અંધારને દૂર કરવા લાગ્યાં. ત્યારબાદ તે ત્યાંથી ઉઠયો. નોકરને બોલાવી પોતાની જરૂરી ચીજો મંગાવી મોં ધોયું. મગજના શાંત પડવાથી તેની વૃત્તિ કંઇક અંશે શાંત પડી ગઈ હતી. કાગળ મળો યા ન મળો, પણ તેણે પોતાનો નિશ્ચય કરી લીધો હતો, અને તે એ, કે દિલશાદખાનમને મહાત કરવી.



# પ્રકરણ ૧૦ મું

## શાદી મંજૂર

મલેક મુબારક પ્રાતઃકાર્યથી પરવાર્યો કે તરતજ સુલ્તાન કુલિખાંના પ્રાસાદ તરફ જવા નીકળ્યો. હજી સૂર્ય બહુ ઉંચે ચઢ્યો ન હતો. મંદ મૃદુ પવન વેહેતો હતો, અને માણસના શરીરને તાજગી અને મગજને શીતળતા અર્પતો હતો. સવારના મનોહારી દૃશ્યથી અને મંદ સમીરના પ્રસરણથી તેના વિચાર શાંત પડ્યા હતા. પોતાનો પાસો કેમ ફેંકવો અને દાવ શી રીતે સાધવો, તેનો તેણે પૂર્ણ વિચાર કર્યો હતો. આખરે તે સુલ્તાન કુલિખાંના ભવ્ય પ્રાસાદ આગળ આવી પહોંચ્યો; પટાંગણમાં ઘોડાપરથી ઉતરી, ઘોડો પોતાના માણસને સ્વાધીન કરી, વર્દી મોકલાવી. થોડી વારમાં જવાબ આવ્યો કે, 'પધારો,' અને મલેક મુબારક, કુલિખાંની સમક્ષ હાજર થયો.

કુલિખાં સામો લેવા ઉઠયો. બન્ને જણે ફારસી અદબથી સલામ ગુજારી, અને એકમેકની ખબર પૂછી. બાદમાં સુલ્તાન કુલિખાંએ પૂછ્યું:—

"આજ અત્યારમાં આપની સવારી આ તરફ?"

મલેક મુબારકે એકાક્ષરી જવાબ આપ્યો, "હા"

"કાંઈ કામ નિમિત્તે, કે સહજ?"

"કામ વગર કોઈ કોઇને ત્યાં ભાગ્યેજ જાય છે."

"ત્યારે એમ કહોને આપ કંઈ મતલબસર પધાર્યા છો, એમ અનુમાન કરવું કંઈ ખોટું નથી."

"નહિ, હુજૂર!" મલેક મુબારકે કહ્યું, "આપનું અનુમાન બરાબર છે. આપનો અંદાજ કોઈ દિવસ ચૂક્યો છે કે, આજે ચૂકે?"

"વારુ, ત્યારે ફરમાવો. આપ શા કાર્ય પરત્વે આટલા વેહેલા પધાર્યા છો? શું પાયતખ્તથી કંઈ અગત્યના સમાચાર આવ્યા છે?"

"નહિ, તેમ કંઈ નથી. આપને એક અર્જ ગુજારી હતી તે બાબત ફરીથી આપને કંઈ કહેવા માટે આવેલ છું."

"કયી બાબત?" સુલ્તાન કુલીખાંએ આશ્ચર્ય પામી પૂછ્યું.

"શાહજાદી સાહિબા દિલશાદખાનમના હાથનો તલબગાર છું, એ."

"એ બાબતમાં મેં મારા વિચાર આપને સ્પષ્ટ જણાવ્યા છે. મારે એ બાબતમાં હવે કંઈ વધારે કહેવાનું નથી," એટલું બોલતાં સુલ્તાન કુલિખાંના ભવાં ગુંથાયાં, અને તેણે તીવ્ર દૃષ્ટિપાત મલેક મુબારકપર ફેંક્યો.

મલેક મુબારકે લેશ પણ સંકોચ વગર જવાબ આપ્યો,

"ખરી વાત, પણ ખુદ શાહજાદી સાહિબાએ મારી માગણી મંજૂર કરી છે, એ શું આપ જાણતા નથી ?"

"દિલશાદે આપની માગણી કબૂલ કરી છે ? ક્યારે ?" આશ્ચર્ય દર્શાવતા સ્વરે સુલ્તાન કુલીખાં બોલ્યો.

"કાલે જ્યારે તેઓ જલસામાં પધાર્યાં હતાં, ત્યારે. શું તેઓએ આ વાત આપને જણાવી નથી ?"

"ના, મને કંઈ એ વાતની ખબર નથી."

"કદાચ મોડાં આવ્યાં તેથી વિસરી ગયાં હોય એમ લાગે છે, નહિ તો આપને જણાવ્યા વગર ન રહે."

"હું નથી ધારતો," સુલ્તાન કુલિખાંએ થંડાઇથી જવાબ આપ્યો, "કે તેણે રાજીખુશીથી આ માગણીનો સ્વીકાર કર્યો હોય."

"હજરત ! આપને એમ માની લેવાનું કંઈ ખાસ કારણ નથી. શાહજાદી સાહિબાને મેં મારી આરઝુ જણાવી, મારું જીગર ખોલીને બતાવ્યું, તેમણે રાજી-ખુશીથી મારી વાત માન્ય રાખી. ગર આપને યકિન ન હોય તો આપ ખુશીથી શાહજાદી સાહિબાને પુછી જુઓ. હજરત ! આપણુ બન્નેની એક સરખી સ્થિતિ છે. આપ તે પત્રને મેળવવા ઇંતેજાર છો; હું શાહજાદીના હાથનો તલબગાર છું. હું ખાસ શાદીની ગોઠવણ સંબંધી વાતચીત કરવા આવ્યો છું. આપણે નાહક કામ લંબાવવાની જરૂર નથી. શાદીને અંગે મોટી ધામધૂમ કરવાની કે ઘણાં માણસોને ઈજન કરવાની કંઈ જરૂર નથી. એ કામ આપના મકાનમાં થોડા વખતમાં થઈ જાય તો વધારે સારું. હું મારું આપેલું વચન પાળવા બંધાઉં છું. શાહજાદી સાહિબા મારી સાથે લગ્નમાં જોડાય, કે તેના બીજે દિવસે હું તે પત્ર આપને શાહજાદી મારફત પહોંચાડીશ."

સુલ્તાન કુલિખાંના ચેહેરા પર આનંદની ચમક પ્રસરી. તેણે હર્ષસુચક સ્વરે કહ્યું:—

"આજ ફરી પાયતખ્તથી ખુશખબર આવી છે. રહમદિલ શાહે આજ એક રૂક્કો મોકલ્યો છે તેમાં મારી નજીવી સેવાની સારી કદર બૂઝવામાં આવી છે, એટલુંજ નહિ પણ શાહે સ્પષ્ટ જણાવ્યું છે કે, તમે સલ્તનતની સેવા કરી છે તે અણમોલ છે. તમારી આખી જીંદગી સલ્તનતની સેવામાં ગઇ છે. તમારી વફાદારી તરફ શંકા લાવવાનું કંઇ કારણ નથી. રાજની વધતી જતી ખટપટને લીધે, સરદારો-ની માંહોમાંહ પ્રતિસ્પર્ધાને લીધે, અને કેટલીક હકીકત અયોગ્ય સ્વરૂપમાં મારી આગળ મૂકવામાં આવવાને લીધે, તમને પહેલો રૂક્કો મોકલવામાં આવ્યો હતો. તે વખતે વળી વધારામાં મારી તબિયત ઠીક ન હતી, અને ઉતાવળમાં રૂક્કો મોકલવામાં આવ્યો હતો, તેથી નિરાશ થવાનું કારણ નથી. તમારા કાર્યમાં અને ખુદ તમારામાં પૂરતો વિશ્વાસ છે."

આટલું બોલતાં બોલતાં સુલ્તાન કુલિખાંની આંખમાં એક પ્રકારનું તેજ ચમકવા લાગ્યું. તેના મોં પર હાસ્યની છટા ખેલવા લાગી, અને તેણે ઉમેર્યું:–"હું નહોતો કહેતો કે નક્કી, કોઇએ શાહના કાન ભંભેર્યા છે, અને ખરી હકીકત જણાતાં તેઓ પાછા પુનઃ કૃપા દર્શાવશે. મુબારકખાં આપ તો હજી નવાસવા છો, પણ શાહની સેવામાં તો મારી શિયાહ દાઢી સુફેદ થઈ ગઈ છે."

"હજરત! જ્યારે માણસની તરક્કીનો વખત આવે છે, ત્યારે ચારે તરફથી ખુશખબરી આવે છે, આફતનાં વાદળાં વેરાઈ જાય છે, અને આફતાબ પૂર જોશથી પ્રકાશે છે. હું પણ આપને એવીજ ખુશ ખબર સુણાવવા આવ્યો છું. હજૂરે વાલા! મારી શાદી થવા બાદ તે પત્ર જ્યારે આપના હાથમાં આવશે ત્યારે આપનો માર્ગ તદન નિષ્કંટક થશે. આપને પછી કોઇ જાતની ફિકરનું કારણ નહિ રહે. મારી પણ એક મોટી મુરાદ બર આવશે. હું પણ સુખી અને આપ પણ સુખી થશો, એનાથી બીજું વધારે શું જોઇએ ?"

"મુબારકખાં!" સુલ્તાન કુલિખાંએ કહ્યું, "હું નથી ધારતો કે દિલશાદે રાજી-ખૂશીથી હા ભણી હોય. પણ વારૂ, આપ આ સિવાય બીજું કંઈ માંગો તો આપને વાંધો છે?"

"આ દુનિયામાં મને બીજી ચીજની સ્પૃહા નથી, મારે શી ઉણપ છે? જે જોઇએ તે મારી પાસે મોજુદ છે. માત્ર એક વસ્તુને મારૂં દિલ ઝંખ્યા કરે છે, અને એ વસ્તુ આપવી આપના હાથમાં છે. હજરત! આપ ચતુર છો, આપને વધારે કહેવાની કંઇ જરૂર નથી. એ ખરી વાત કે, શાહે આપને પત્ર મોકલી આશ્વાસન આપ્યું છે. પણ તેથી શું? જે આપના દુશ્મનો છે તે જો આપના વિરૂદ્ધ પૂરાવો શાહની સામે પેશ કરે, આપની તાજ તરફ બેવફાઇ પૂરવાર કરે, તો શાહનું દિલ બદલાતાં વાર લાગવાની નથી. જેમ જોરાવર પવન આગળ સુકાં પાંદડાં દૂર સરી જાય છે, તેમ સબળ પૂરાવા સામે આપના ખુદ દસ્કતની મોજુ-દગીમાં કોઇ પણ બાબત શાહ સ્વીકારે એ બનવા જોગ નથી."

"હું શાહ તરફ કદિ બેવફા નિવડયો નથી. મારા દુશ્મનો પણ એટલો તો ચકરાર કરશે કે હું ગમે તેવો હોઇશ, પણ બાગી નથી. શાહની સેવામાં આ શિયાહ દાઢી સુફેદ થઇ ગઇ. મારી પાછલી કારકિર્દી એ બાબતની ગ્વાહ આપવાને પૂરતી છે," આવેશમાં સુલ્તાન કુલિખાં બોલ્યો.

"એ કબૂલ પણ," સહજ ભય સૂચવતાં મુબારકે કહ્યું, "આપનો પત્ર જો પેશ કરવામાં આવે તો? હું નથી ધારતો કે, આસ્માં પણ આપનો બચાવ કરી શકે."

સુલ્તાન કુલિખાં મૌન રહ્યો.

"હજરત!" થોડીવાર પછી મુબારક બોલ્યો, "પણ આ બધી પીંજણ શું કરવા જોઇએ? જો ખુદ શાહજાદી સાહિબા મારી સાથે નેકાહ કરવાને રાજી છે તો પછી આપને શો વાંધો છે? હું ખોટું કહેતો હોઉં તો એમને બોલાવી પૂછી જૂઓ. પછી?"

"એ સર્વ ઠીક, પણ જ્યાં સુધી આયરુન્નિસા આપને ત્યાં સ્વામીત્વ ભોગવે છે, ત્યાં સુધી દિલશાદખાનમ આપની સાથે સંબંધમાં જોડાય, એ માનવું અશક્ય છે."

"હા, આપે ખરું કહ્યું." શાંત ચેહેરે મુબારકે પ્રત્યુત્તર વાળ્યો; "અયરુન્નિસા તો રૌનક મહેલ છોડી સદાને માટે ચાલી ગઇ છે, તે ફરીથી પાછી આવે એમ નથી."

સુલ્તાન કુલિખાંએ બાંદીને હાક મારી જે તરત હાજર થઈ, અને તેણે તેને દિલશાદને બોલાવવા આજ્ઞા કરી.

દિલશાદ હાજર થઈ. સુલ્તાન કુલિખાં ઉઠી પાછળના ઓરડામાં ગયો. તેને જોતાં જ દિલશાદ બોલી ઉઠી.

"અબ્બાજાન! આપે મને બોલાવી છે?"

"હા, મારી નૂરેનજર," તેના મ્લાન ચેહેરા તરફ જોઈ કુલિખાં બોલ્યો; "કેમ, આજ તારી તબિયત ઠીક નથી શું?"

"નહિ, અબ્બાજાન! કંઈ જ નથી."

"બેટા!" સુલ્તાન કુલિખાંએ કહ્યું:–"મુબારક કહે છે કે તેં તેની સાથે નેકાહ કરવા ખૂશી બતાવી છે, એ શું ખરી વાત?"

દિલશાદખાનમ નીચું જોઈ રહી.

"બેટા! તારી મરજી વિરુદ્ધ કંઈ પણ કામ કરવા હું રાજી નથી, સમજી? સાફ દિલથી જે હોય તે કહી દેજે. શું તું આ સંબંધ થાય તો રાજી છે?"

જાણે સ્વપ્નમાં બોલતી હોય તેમ તેણે ધીમેથી, "હા" કહ્યું.

"શું તું આજ ને આજ આ સંબંધમાં જોડાવા ઇચ્છે છે?" કુલિખાંએ પૂછ્યું.

"ગર આપની મરજી હોય તો મને વાંધો નથી."

"તને જો તેમ કરવું પસંદ ન હોય તો મારી કંઈ ઉતાવળ નથી," સુલ્તાન કુલિખાંએ કહ્યું, "એવું આજ ને આજ શું વહી જાય છે?"

"નહિ, અબ્બાજાન! જો એ વાત નક્કી છે, તો પછી આજ કર્યું તો શું? અને ચાર દહાડા રહીને કર્યું તો શું?"

"વારુ, મારી નૂરેનજર! તું જેમ કહીશ એમ કરીશું. થયુંની? જો, હું જરા અંદર જઈ પૂછી કરીને આવું છું."

એટલું કહી સુલ્તાન કુલિખાં ત્યાંથી જનાનખાનામાં ચાલી ગયો.

દિલશાદ મૃદુ પગલે બહાર આવી અને પોતાની સ્થિર દૃષ્ટિ મુબારકપર રોપી. તેનું વદન હમેંશની માફક પ્રફૂલ્લ નથી. તે વિલાયલી કમલિનીના જેવી ભાસે છે. તેના નયનમાં હમેંશનું તેજ નથી, કે નથી તે ખૂમારી. તેના બદનપર એક પ્રકારની ફિકાશ છાઈ છે. જાણે કપુરની પુતળી હોય એમ તે અત્યારે ભાસે છે. જે સંબંધમાં તે જોડાવા માગતી હતી, તે પોતાની ઇચ્છાપૂર્વક સ્વીકારેલો ન હતો. વળી ઇક્રામુદ્દૌલા જે તેને સખીદિલ અને નેકચલન જણાતો હતો, જેના કહેવાપર તેને શ્રદ્ધા હતી, જેના પ્રતિ તેનો પ્રેમ ઢળવા લાગ્યો હતો, તે એક નીચ જાસુસ અને બેવફા પૂરવાર થતાં તેના દિલને એક કારી જખ્મ લાગ્યો હતો, તેણે કરેલા ગુન્હા બાબત તેના દિલમાં જરા પણ શંકા ન હતી. આ જોઇ તેના જીગરના ટાંકા તૂટી ગયા હતા.

દિલશાદખાનમને જોતાં જ મુબારક બોલી ઉઠયો:—

"આવો, શાહજાદી સાહિબા! આપની તબિયત તો ઠીક છે ને?"

"ઘણી જ સારી છે," દિલશાદે જવાબ આપ્યો.

"કેમ ઘણીજ સારી ?" ચોંકીને મુબારકે પૂછ્યું.

"ઘણી સારી નહિ તો શું ? આજ તો શાદીની ખુશાલી છે ને ?"

"હા, શાહજાદી સાહિબા !" મુબારકે જવાબ વાળ્યો; "હું તે પત્ર આજ રાતના જ આપને સ્વાધીન કરીશ."

"તે ખરું. પણ આપને તે અહીં લાવવામાં શો વાંધો છે ? અહીં તે પત્ર સાથે જ લેતા આવજો, અને આપણા નેકાહ પઢવામાં આવ્યા બાદ તે પત્ર મને આપજો, નહિ તો એમ જ કહોને કે આપણું લગ્ન કાર્ય પૂરું થાય કે તરત તે કાગળ અબ્બાજાનને આપી દેજો."

મુબારકે જવાબમાં ડોકું ધુણાવ્યું અને કહ્યું,

"હજરતને મારા કહેવાપર યકિન છે, પણ આપને કોણ જાણે શાથી મારા કહેવાપર વિશ્વાસ નથી."

"હજરત ! આપ કોઈ દર્વેશ છો યા દીનની શરાહત સમજાવો છો કે, યકિન યકિન કર્યા કરો છો ?" દિલશાદખાનમે જવાબ આપ્યો.

"તો શું દર્વેશોએ જ યકિનનો ઇજારો લીધો છે, એમ આપનું માનવું છે ?" મુબારકે સામો પ્રશ્ન કર્યો.

"જી, ના, પણ એટલું તો ખરું કે દીનની બાબતોમાં યકિનથી જ કામ લેવું."

"અને બીજી બાબતમાં ?" મુબારક વચ્ચે જ બોલી ઉઠયો.

"બીજી બાબતમાં કેવળ વિશ્વાસથી કામ કર્યે પાલવતું નથી. જો કેવળ વિશ્વાસથી જ બધાં કામ થતાં હોય, તો પછી શીલ મુહર, ખત દસ્તકત શા માટે જોઇએ ? કાનુનના કિતાબોની પણ જરૂર શી ? કાજી અને મુફિતની આવશ્યકતા ક્યાં ? મહેલમાં એટલા સિપાઇ ચોકી કરવા શા માટે જોઇએ ? આપ યકિન કરી લ્યોને કોઈ ચોરી કરવાનું નથી, આપની તીજોરી લુંટવાનું નથી, આપને શું યકિન નથી, માટે આપ આ સર્વ કરો છો ? કહો વારુ."

મુબારક કળી ગયો કે આ વાક્‌વિદગ્ધાની સાથે તર્કમાં ઉતરવામાં સાર નથી. તેણે ધીમે સ્વરે કહ્યું "તો વારુ આપને શું જોઇએ છે ?"

"હજરત ! આપ વચન આપો કે આપના રૌનક મહેલમાં આવું કે તરત એ કાગળ મને આપી દેવો પડશે. સમજ્યા ?" દિલશાદખાનમે કહ્યું; "આપ જો એ વાત સ્વીકાર કરતા હો તો કસમ લ્યો. અને આપ જો તે કરવા ખૂશી ન હો, તો હું પણ મારું વચન પાળવા બંધાયલી નથી. આપ જો એ પ્રમાણે કસમ નહિ લો, તો મારે પણ આપની સાથે શાદીની જરૂર નથી."

મુબારક તીક્ષ્ણ દૃષ્ટિથી તેના સામું જોઇ રહ્યો હતો. તે સમજ્યો કે, વાતને ઝાઝી છેડવામાં માલ નથી, અને જો વધારે ચેં ચેં કરી તો બાજી વણસી જશે.

"શાહજાદી સાહિબા !" મલેક મુબારકે વિનયનમ્ર સ્વરે કહ્યું:—

"હું કસમ ખાઉં છું. બસ્સ ? આપ ચહાઓ તો એ કાગળને રાતે ને રાતે વાલિદે મહેરબાનને પહોંચાડાવજો. પછી ?"

"જરૂર ! હું તેમ જ કરીશ. તરત જ તે રૂક્કો તેમને સ્વાધીન કરીશ."

"બેશક," એટલું કહી મુબારક ત્યાંથી ચાલી નીકળ્યો. અને ક્ષણવારમાં તે સુલ્તાન કુલિખાંની હજુરમાં આવી પહોંચ્યો. અહીં થોડીક વાર આડીઅવળી વાત કર્યા પછી પોતાની ખુશખબરીના સમાચાર કહ્યા."

"હજરત!" મુબારકે કહ્યું, "શાહજાદી સાહિબાએ આખરે મારી માગણી કબૂલ કરી છે. આજ સાંજે જ સઘળું કાર્ય આટોપી લેવાનું છે, અને એ તો આપે જ કહ્યું હતું કે બીજા કોઈ માણસોને બોલાવવાની જરૂર નથી. આપણે ચાર માણસો બસ્સ છે. માત્ર નેકાહ પઢાવનાર જોઇશે, અને એની ગોઠવણ હું આપને જ સોપું છું."

"એની ગોઠવણ કરવી પડે એમ નથી."

"જી, હુજૂર! એમ કેમ?"

"આ બંદાના મકાનમાં એક ઓલિયાએ કદમ રંજા ફરમાવ્યા છે જે નેકાહ પઢાવવાનું કામ કરી લેશે."

"ઠીક, તો, પછી કાજીની જરૂર નથી."

"ના, પણ મુબારકખાં! આમ એકાએક શાદી કરી નાખવાથી બધાંને ઘણું આશ્ચર્ય લાગશે. બધે હોહા થશે કે આ શું? એકાએક કોઇને નહિ આમંત્રણ કે ઇજન, નહિ ઠાઠમાઠ. બધું સાદેસાદું."

"હુજૂરેવાલા! આપનું કહેલું ખરું છે." મુબારકે જવાબ આપ્યો; "આ વખત પણ તેવોજ છે, અને આપણે વખતને માન આપી ચાલવું. આપણે ક્યાં લોકના બોલવા સામું જોવું છે? લોકને મન તો બધુંય સરખું છે. આજ ધામધુમ કરી તોએ ઠીક. બે દહાડા તેની વાતો કરશે. ન કરી તો ચાર દહાડા તેની ચર્ચા કરી ચૂપ રહેશે."

"ખરું છે. જગત્ કોઇથી જીતાયું નથી."

"વારૂ! તો આજ સાંજના નક્કીને?"

"હાસ્તો, હવે વાંધો શો છે?" કુલિખાંએ કહ્યું.

"વારું તો હુજૂર! હું બરાબર વખતે હાજર થઇશ, હાલ તો રજા લઉં છું," એટલું કહી મલેક મુબારક ત્યાંથી ચાલી નીકળ્યો.

દિલશાદખાંનમ બારી આગળ જઈ ઉભી રહી. થોડી વારમાં મલેક મુબારકને મહેલની બહાર નીકળતાં જોયો, અને જોતાંની વાર તેના મનમાં અવનવા તર્ક તરી આવ્યા. આજ તેના જીવનમાં પરિવર્તન થવાનું હતું. ભવિષ્યમાં સુખ મળશે કે દુ:ખ, તે કલ્પનાથી અતિત હતું, છતાં જીવનના આકાશમાં ભયંકર વાદળાં દીસતાં હતાં. તેના દિલની આશાના બંધ સર્વ તુટી ગયા હતા; જીવન શુષ્ક ભાસતું હતું; નિરાશા અંતરમાં વાસો કરી રહી હતી; ઉત્સાહનું નામ નહતું. અહા! ક્યાં તે બાલ્યકાળનાં સુરમ્ય સ્વપ્નાં? તેણે કેટલી આશા બાંધી હતી? ભવિષ્યનાં કેવાં મનોરમ ચિત્ર આંક્યાં હતાં, પણ તે આજ ક્યાં છે? વાળુકામાં જેમ દોરેલી રેખાઓ નષ્ટ થાય તેમ તે સર્વ લુપ્ત થયાં હતાં. આમ વિચારના કાંપમાં કળી ગઈ હતી, એટલામાં તેણે તેના પિતાને પસાર થતાં જોયા. જોતાંની વાર તેના વિચારનો વેગ પલટાયો. તેના કાનમાં આશા મધુરી ફુંક મારવા લાગી. ભવિષ્ય ગમે તેવું કઠિન હો, ખરાબ હો, પરંતુ જ્યાં સૂધી પિતા હયાત છે ત્યાં સૂધી તેઓ તેને દુ:ખ નહિ પડવા દે. તેઓ સદા તેની કાળજી કર્યા કરશે, અને કંઈ નહિ તો પિતાની પ્રેમાળ છાયામાં વિશ્રામ મળશે, એમ તેને ભાસવા લાગ્યું. આમ વિચારમાં તે ઉભી હતી એટલામાં ત્યાં એક બાંદી આવી અને કહ્યું:—

"શાહજાદી સાહિબા આપને વાલિદ તેડે છે."

બાંદીના મોંમાંથી આ શબ્દો પડતાંની વાર તે ત્યાંથી ચાલી ગઈ, અને સાંજની તૈયારીમાં લાગી. તેણે સોઝનને બોલાવી મંગાવી, અને તેની સાથે કેટલીક વાર સૂધી વાતચીત કરી.



## પ્રકરણ ૧૧ મું

### સટકચો

તે ભવ્ય પ્રાસાદના મંદ પ્રકાશવાળા કારાગૃહની ઓરડીમાં, ઇક્રામુદ્દૌલાનો વખત કેમે કર્યો જતો નહિ. મલેક મુબારકને તેણે, આવતો અને જતો પોતાની ઓરડીની જાળીમાંથી જોયો હતો, અને તેને જોતાંની સાથે તેના મનમાં એવો તર્ક થઈ આવ્યો હતો કે માનો ન માનો, પણ કંઈ વળી નવો પેચ મલેક મુબારકે રચ્યો છે, કંઈ નવી જ ખટપટ ઉભી કરી છે, અને એવા જ કામ સારુ તે અવશ્ય આવ્યો હોવો જોઇએ. પણ આ વાતનું નિરાકરણ કરે કોણ?

અસ્તાચલ સમીપ સૂર્યનાં કિરણો, મહેલના ઉચ્ચ ભાગને છેવટનું આલિંગન આપી વિદાયની તૈયારી કરતાં હતાં. અંતે સંધ્યા વ્યતીત થઈ. પૃથ્વીપર અંધકાર છવાવા લાગ્યો. થોડી વાર પછી ઇક્રામુદ્દૌલાએ ગાડાંના પૈડાંનો ખડખડાટ સાંભળ્યો, અને બારીના સળિયામાંથી દૃષ્ટિ ફેંકતાં કોઈ માણસને ગાડીમાંથી ઉતરતો હોય એમ જોયું. રાવતને ફાનસ લઈ રસ્તો દેખાડતાં જોયો, અને તેણે ધાર્યું કે આ કોઈ નહિ પણ મલેક મુબારક જ છે.

થોડી વાર પછી તેના ઓરડાનાં દ્વાર ઉઘડ્યાં, અને બાંદીઓ ભોજનનો સામાન રાખી ચાલી ગઈ. તેણે ભોજન લેતાં લેતાં પહેરાવાલાને પૂછ્યું:—

"મિયાં! કોની ગાડી હતી એ?"

પહેરેગીર પોતાના સાથીદારના સામું જોઈ હસ્યો અને પળવાર પછી કહ્યું:-

"હજરત! મલેક મુબારકની આજ શાદી છે અને તેઓ એ ગાડીમાં અહીં પધાર્યા."

ઇક્રામુદ્દૌલાના શરીરને કમ્પ થયો; શરાબનો જામ મોંએ માંડતાં તેનો હાથ થરથર ધ્રુજવા લાગ્યો. જો તે ઓરડામાં પ્રકાશ મંદ ન હોત તો પહેરેગીરને ઇક્રામુદ્દૌલાનો ચહેરો જોતાં જ તે એકદમ પૂણી જેવો ફીક્કો જણાયો હોત. ઇક્રામુદ્દૌલાએ ધીમે રહીને, જાણે તે વાતથી તેને કંઈ પણ લાગણી ન થઈ હોય તેમ, જામ નીચે મૂક્યો અને બોલ્યો:-

"શાદી! કોની? અત્યારે! કોઈ બીજાં માણસો તો જણાતાં નથી. એવી શાદી કેવી?"

"હજૂર! એ જ તાજૂબીની વાત છે ને?" તે પહેરેગીરે જવાબ આપ્યો, "અમારા આકાને એકની એક લાડકી કન્યા છે, અને તેની આજે કંઈ ધામધૂમ વગર એકાએક શાદી થાય છે."

"એમ કંઈ બને ખરૂં? કંઈ બીજું હશે," ઇક્રામુદ્દૌલાએ જવાબ વાળ્યો.

"નહિ. હજૂર! મારી પક્કી ખાત્રી છે કે, શાહજાદી સાહિબાની આજ શાદી છે. તેઓ મલેક મુબારકખાંની સાથે આજ નેકાહ પઢનાર છે.

"અરે જમાલ !" તે પહેરેગીરનો સાથીદાર બોલ્યો, "સોઝન કહેતી હતી કે, આ બીના આવતી કાલ સુધી કોઇને જણાવવાની નથી, એ તું ભૂલી જાય છે."

"ખરૂં, પણ હજરતે આજ જાણ્યું તોએ ઠીક અને કાલે જાણ્યું તોએ ઠીક. તેઓ ક્યાં કિલ્લાની બહાર જઈ કોઇને જણાવવાના છે?" જમાલે જવાબ આપ્યો.

"હાસ્તો, હું ક્યાં અહીંથી બહાર જવાનો છું?" ઇક્રામુદ્દૌલા બોલ્યો, "પણ, નહિ કોઇને ઇજન, નહિ કંઈ ધામધુમ, નહિ નાચરંગ કે મહેફીલ, અને આમ એકાએક લગ્ન ! એ તો નવાઇની વાત."

"નવાઇની નહિ તો?" વાતોડીઓ જમાલ બોલ્યો;—"મહેલમાં બધાંને નવાઈ લાગી છે કે એકાએક આ શું? વળી વધારે ખૂબી તો એ છે કે મારી સોઝન મને કહેતી હતી કે, શાહજાદી સાહિબા આ શાદીથી ખૂશ નથી. તેઓ મલેક મુબારકખાં જોડે શાદી કરવા રાજી નથી, પણ કંઈ કારણસર પરાણે તેમ કરવું પડે છે. પણ હજરત! આપ વાળુ કરી રહ્યા ને?"

"હા, આ સુરાહી તું લઈ લે, મને આજ શરાબની જરૂર નથી," ઇક્રામુદ્દૌલાએ કહ્યું.

તે પહેરેગીર સુરાહી અને સામાન લઈ ત્યાંથી ચાલી નીકળ્યો, અને જતાં જતાં ઇક્રામુદ્દૌલાને ઉદ્દેશી કહ્યું કે:—

"હજરત! આપ૦ જરાબી રંજ કરતા ના, અને આ સેવકથી થાય એવું કામ હોય તો ફરમાવશો, બંદા તે બજાવવામાં ઢીલ નહિ કરે."

કારાગૃહનું દ્વાર બંધ થયું. પહેરેગીર ત્યાંથી ચાલી ગયો. તેના જતાંની વાર ઇક્રામુદ્દૌલાએ પોતાના હાથવતી મોં ઢાંકી દીધું, અને પોતાની લાગણીનો ઉભરો બહાર કાઢવા લાગ્યો. અહા! આ જ કે પ્રેમનું પરિણામ! ક્યાં તે સુંદરીનું પુનર્મિલન, ક્યાં તે આશાનો સંચાર? કેટલા સુખના મનોરમ કિલ્લા બાંધ્યા હતા? તેનું પાણિગ્રહણ કરી સંસાર સુખનાં કેવાં મનોરમ ચિત્રો તેણે આંક્યાં હતાં! પણ તે સર્વ ફોકટ. જેમ કોઈ સ્વપ્નમાં જોયેલો રમ્ય દેખાવ જાગ્રત્ થતાં જ નષ્ટ પામે, તેમ તેણે મનમાં બાંધેલી મુરાદ ભાંગી ગઈ. તેની સાથે તેના દિલના બંધ પણ તૂટવા લાગ્યા. તે પાંજરામાં પૂરેલા શેરની માફક આમતેમ આંટા મારવા લાગ્યો. તે લોખંડના ગજને હચમચાવવા લાગ્યો, પણ તેના આ પ્રયત્નને તે ગજ કંઈ દાદ આપે એમ ન હતા. તેના ચેહેરાપર પ્રસ્વેદનાં જાળાં બાઝયાં, તેનું શરીર પરસેવાથી તર થઈ ગયું. તેનું મન અસહ્ય યંત્રણા ભોગવતું હતું. તેના અંતરમાં શૂળો ભોંકાતી હતી. જે રમણીને તે શુદ્ધ પ્રેમથી ચહાતો હતો, તે રમણી આજ પારકાના હાથમાં સોંપાય છે, એ વિચાર તેનાપર વજ્રઘાત કરતો હતો, અને તે મનુષ્ય કેવો? એક નીચ, અધમ, પાપાત્મા, તેનો દુશ્મને જાં, એક નીચ કીડો, તે પવિત્ર મૂર્તિના પગની ધૂળને પણ સ્પર્શ કરવા લાયક નહિ તે. 'અહા, મુકદ્દર! હા તકદીર!' એટલું કહી ઇક્રામુદ્દૌલાએ હાથવતી કપાળ કુટયું. એટલામાં વળી ફરીથી ગાડીનો ગડગડાટ અને માણસોનો અવાજ તેને કાને પડ્યો. તે સમજ્યો કે લગ્ન થઈ ગયાં અને મલેક મુબારક પાછો ફરે છે. આ વિચાર આવતાં તેના મસ્તકને એવો તો આઘાત બેઠો કે તેને તમ્મર આવ્યાં. તે ચકરી ખાઇ જમીનપર પડ્યો. આમ કેટલી વાર સૂધી તે જમીનપર

પડ્યો રહ્યો. આખરે તે જે ઓરડામાં કેદ હતો તેનું બારણું ઉઘડ્યું. અને તેણે એક મનુષ્યને દીવા સાથે અંદર દાખલ થતો જોયો, ને તેની સાથે એક ફકીર નજરે પડ્યો. નોકર દીવો મૂકી ચાલ્યો ગયો.

"હજરત!" તે ફકીર બોલ્યો.

ઇકામુદ્દૌલા તેના સામું જોઇ રહ્યો અને પૂછ્યું:-

"મૌલાના! આપને મારી સાથે શું કામ છે?"

"ખામોશ, બેટા!" તે ફકીરે કહ્યું; "ગમ ન કર; સહુ સારાં વાનાં થશે. તેં બહુ દુ:ખ સહન કર્યું હોય એમ લાગે છે. આટલી વારમાં તારા જેવો મનુષ્ય છેક હતાશ થઈ જશે એમ જો મને કોઇએ કહ્યું હોત તો મેં ભાગ્યે જ એ વાત સાચી માની હોત. ગમ કરવાથી કંઈ ફાયદો નથી. તારે માટે હું કંઈ સંદેશો લાવ્યો છું."

એક ક્ષણભર આશાનું કિરણ ઇકામુદ્દૌલાના ચેહેરાપર ચમકવા લાગ્યું.

"અને તે પણ કોની તરફથી? એક બહેસ્તની હૂર તરફથી, સમજ્યા?" તે ફકીર બોલ્યો; "લ્યો હુજૂર! આ રહ્યો તે સંદેશો."

ઇકામુદ્દૌલાએ તે ફકીરના હાથમાંથી પત્ર લીધો અને ફોડીને વાંચવા લાગ્યો. તે પત્ર ખયરુન્નિસાએ લખ્યો હતો. તેમાં મજકુર ઘણો ટૂંકો હતો. માત્ર એક જ યાચના હતી, અને તે એ કે, ઇકામુદ્દૌલાએ તેની સાથે લગ્ન કરવાનું વચન આપવું: અને જો તે તેમ કરે, તો તે તેને કારાગૃહમાંથી મુક્ત થવાને મદદ કરે, એટલું જ નહિ, પણ તે ઉપરાંત કંઈ બીજું સાધન પણ તે આપવા તૈયાર હતી. આ સાધન તે કંઇ નહિ પણ સુલ્તાન કુલિખાંએ જેનાપર સહી કરી તે પત્ર કે જે તેણે ચોરી લીધો હતો. ઇકામુદ્દૌલા જાણે કંઈ ભારે વિચારમાં હોય તેમ બેસી રહ્યો.

ફકીર તેનાપર સ્થિર દૃષ્ટિ રોપી જોઈ રહ્યો.

"હજરત!" નીચે નમી મૃદુ સ્વરે ફકીર બોલ્યો, "ખયરુન્નિસાએ જોયું કે રમણીના ઉષ્ણ આંસુથી ફકીરનું દિલ પિગળ્યા વગર નહિ રહે, અને તેમ જ બન્યું. હું કંઈ કામસર બીબી મહેરને ત્યાં ગયો હતો. એ તેમનાં ખાલા થાય. ત્યાં તેમને ખબર પડી કે હું કિલ્લામાં કામસર સુલ્તાન કુલિખાંને ત્યાં ઉતર્યો છું. તેથી તેમણે મને આ કામ સોંપ્યું; મારાથી ના ન કહેવાઈ. બીબીએ રડીને, પગે પડીને મારી આજીજી કરી; મારાથી તરછોડાયાં નહિ. મેં સંદેશો આપને પહોંચાડવાનું પત કર્યું એટલું જ નહિ, પણ સાહબે આલમ! મેં બને તો આપને આ બંદિખાનામાંથી છોડવવાનું વચન આપ્યું છે! હુજૂર! જો મેં દીનનો આ લીલો ફિરકો પહેર્યો ન હોત તો એ બહેસ્તની હૂર ખાતર મેં હજાર જાં આફરી કરી હોત! તેના એક મીઠા બોલની ખાતર હજારો મુસિબતો ઉઠાવી હોત! પણ, હજરત! આપનું દિલ લાગણી રહિત લાગે છે, નહિ તો આપ આમ બેસી રહો નહિ; હાથમાં આવેલી સોના જેવી તક ગુમાવો નહિ. આપ વિચાર શું કરો છો? શું આપનું દિલ મહોબતનો દમ ભરતું નથી? ગર એમ માની લ્યો કે આપને તેને માટે મુહબ્બત નથી. પણ આપને આપના છુટકારાની પણ દરકાર નથી. શરમ છે! આપ એક બહાદૂર માણસ થઈ આમ કાયરની માફક બેસી રહ્યા છો, અને હાથમાં આવેલી બાજી ગુમાવવા તૈયાર થયા છો! જુઓ, આપના છુટકારાને માટે સર્વ ગોઠવણ કરી છે. અહીંથી શૈનક મહેલમાં જવાના રસ્તાપરથી આડવાટ છે, ત્યાં આગળ

આપને માટે એક ઘોડો તૈયાર હશે. માત્ર બીબી સાહિબા એટલુંજ જાણવા ઇંતેજાર છે કે આપની મુલાકાત ફરી ક્યાં થશે, અને આપ કયે રસ્તે પ્રયાણ કરશો? હજરત! આપને માટે મને પણ રહમદીલી છે, અને તેથી જ મેં આ કામ પત કર્યું છે. આ ઉપરાંત એક બીજી ઉમદા બક્ષિસ બીબી સાહિબા પણ બક્ષવાનાં છે; જેથી જીવના જોખમે પણ તમને આજ અહીંથી છૂટા કરવા મેં દૃઢ નિશ્ચય કર્યો છે. હુજૂર! જૂઓ સારી દુનિયાની સલ્તનતને માટે પણ જે કામ ન કરૂં તે આજ તમારે માટે કરૂં છું, સમજ્યા? જૂઓ, આ એક બીજો પત્ર છે તે હું આપને સ્વાધીન કરૂં છું. પણ તમારે પ્રથમ કસમ લેવા પડશે કે, દશ દિવસ વિત્યા પૂર્વે એ પત્રને ફોડીને વાંચવો નહિ. જલ્દી હોશમાં આવો. હુજૂર! વખત પાણીના રેલાની માફક વહી જાય છે, અને જો આ તક ગુમાવી તો ફરી હાથમાં આવવાની નથી, સમજ્યા? પહેરેગીરને કંઈ વાતની સૂઝ ન આવી જાય કે આપને છોડવવા માટે હું અહીં આવ્યો છું. આપનો અહીંથી એક વાર છુટકારો થયો કે થયું; પછી ચહાય તો બીબી ખયરૂન્નિસા આપને ઇશ્કની બેડીમાં જકડે યા ન જકડે, તેની મને લેશ પણ પરવા નથી. આપ આજ ને આજ રાત્રે આ ભયમાંથી સરકી જાઓ એટલે બસ્સ."

"મૌલાના! હું પાક પરવરદિગારના કસમ લઈ કહું છું કે જો હું અહીંથી સહિસલામત છટકી ગયો, તો દશ દિવસ પહેલાં આ પત્રને નહિ ફોડું, થયું?"

તે ફકીરના ચેહેરાપર આનંદની છટા ખેલવા લાગી. "જુઓ ત્યારે મેં શી યુક્તિ રચી છે તે સાંભળો."

એટલું કહી તે ફકીરે ધીમેથી ઇકામુદ્દોલાના કાનમાં કંઈ વાત કરી.

ઇકામુદ્દોલાના હૃદયમાં આશાએ અમૃત રેડ્યું; તેનો સુકાયેલો પ્રાણ સતેજ થયો; તે એકદમ સફાળો ઉભો થયો, અને મનમાં બોલ્યો:-"અહાહા! મારી સ્થિતિમાં એટલામાં કેવો વિલક્ષણ ફેરફાર! મને મુક્તિ મળી કે બસ્સ. હું ગમે તેની સાથે જોડાઉં તેમાં શું? મને મારૂં કામ કરવાની સંધિ મળી તે જ બસ્સ છે. એક વાર મારો દાવ સધાયો તો આગળ ઉપર બધું જોઈ લેવાશે."

"હજરત! આપ આમ ખ્વાબમાં હો એમ કેમ જણાઓ છો?" તે ફકીરે કહ્યું; "પેલી તરફ તમારો એક પહેરેગીર જમાલ તેની માશુકા સોઝનની સાથે પ્યારની ટીખળ કરે છે; તેનો સાથીદાર અહીં બહાર બેઠો છે, પણ તેને દુખ્તરે અંગુર* સાથે મુહબત છે, જે મારી જાણમાં હોવાથી તેને માટે એક શીશી લેતો આવ્યો હતો. તે પીતાં જ તેના હોશકોશ ઉડી જશે, સમજ્યા? પછી શું કરવું તે તો હુજૂર જાણે છે."

"પહેરેગીર!" ફકીરે હાક મારી, "અરે આ કેદી તો બિમાર અને દિવાના જેવો લાગે છે. આમ આવ તો, હું ઝટ ચાલ્યો જાઉં."

લથડિયાં ખાતો પહેરેગીર ત્યાં આવી પહોંચ્યો. ઇકામુદ્દોલાએ બાજઠ ઉચક્યો, તેના માથાપર એક ફટકો એવો તો માર્યો કે તે બેશુદ્ધ થઈ અને નિર્જીવ શબવત્ જમીનપર પડ્યો.

---

* શરાબ-દારૂ.

ફકીરે પોતાના ફિરકામાંથી તરવાર અને તમંચો કાઢી ઈકામુદૌલાના હાથમાં મૂકયો અને કહ્યું:—

"જલદી આ પહેરેગીરના કપડાં પહેરી લ્યો, અને આ હથીઆર લઈ રવાના થાઓ. યા મેરે મૌલા! આજ મેં શું નથી કર્યું? આજ એક જાસૂસને નાસી છૂટવામાં મદદ કરી, આજ મેં મલેક મુબારકને કોઇની સાથે લગ્ન કરાવી આપ્યાં. આજ કેટલાની આંખમાં ધૂળ નાખી! અહાહા! ફકીરના મુકદ્દરમાં પણ શું લખ્યું છે! હાં, હજરત! હવે એક પળ પણ ગુમાવવી જોખમ ભરેલી છે. જેમ બને તેમ અહીંથી ભાગો. પણ હા, ત્યાર પહેલાં એક વાત કહેવાની છે. પ્યારે ઈકામુદૌલા આપ એક સાચા સિપહસાલાર છો. આપનાપર મને પૂરેપૂરું યકિન છે, તેથી જ આ વાત હું તમને કહું છું, નહિ તો જાણીબુજીને મારી ગરદન આપના હાથમાં સોંપું નહિ. ખુદાનું કરવું હશે તો આપણે થોડા વખતમાં પાછા ફરીથી મળીશું. આપને આ હકીકત કહેવામાં લાભ છે."

એટલું કહી તે ફકીરે ઈકામુદૌલાના કાનમાં કંઈ શબ્દો કહ્યા; સાંભળતાંની વાર ઇકામુદૌલાના ચેહેરાપર ચમકની છટા જણાઈ. તેની આંખમાં તરલ તેજ ખેલવા લાગ્યું; તેની કીકીઓ હર્ષથી નાચવા લાગી; આનન્દ અને આશ્ચર્યની છટા ચેહેરાપર રમવા લાગી. તેનામાં એકાએક સ્ફૂર્તિ આવી અને તે ફકીરને બાઝી પડ્યો. તરત જ વસ્તુસ્થિતિનું ભાન થતાં છૂટો થયો, અને તે પહેરેગીરની પાઘડી પહેરી ત્યાંથી ચાલી નીકળ્યો.

જમાલ સોઝનની સાથે વાતચીતમાં મશગુલ હતો. તે પટાંગણ વટાવી મુખ્ય દરવાજા આગળ આવ્યો. ખરું જોખમનું સ્થાન અહીં જ હતું અને અહીં સંત્રીએ તેની પાસે સંકેત શબ્દ માગ્યો. ફકીરે તેને તે આગમચથી જ જણાવી દીધો હતો, તેથી તેણે જવાબમાં **'હિફાજત'** શબ્દ કહ્યો, અને તે સહીસલામત ત્યાંથી પસાર થયો. બહાર આવતાંની વાર ભયભીત હરણ જેમ વેગથી નાસે તેમ તે નાસવા લાગ્યો. રસ્તામાં અંધારું હતું. વખતે તેના પગને ઠોકર લાગતી હતી, પણ કશાની પરવા કર્યા વગર તે એકશ્વાસે માર્ગ કાપવા લાગ્યો. તેણે મહેલને દૂર મૂકી દીધો. માત્ર તેના ઉપરના ભાગપરથી ઝાંખો દીવો જણાતો હતો. આમ ઇકામુદૌલા નિર્દિષ્ટ સ્થાને આવી પહોંચ્યો. ત્યાં એક ઝાડની નીચે ઘોડાને સજ્જ જોયો.

તે આવી પહોંચ્યો કે તરત જ એક શ્વેતવસ્ત્રધારી મનુષ્ય તેની પાસે આવ્યો. તેને જોતાં જ તે બોલ્યો:-

"કોણ? બી બાયઝન્નિસા! આપ અહીં?"

"જી, હુજૂરે વાલા! આપની બાંદી. હજરત! મને પૂરેપુરું યકિન હતું કે આપ જરૂર આવશો, અને મારા શબ્દને પાછા ઠેલશો નહિ. પ્યારે! મને આપની ખાત્રી હતી. જુઓ, હું એકલી આટલી રાતે અહીં આવી છું. ફક્ત આપના પાક મહોબતની પ્યાસી છું. આપનાં મોંએથી માત્ર બે શબ્દ સાંભળવા ઇંતેજાર છું. કહો, કહો, આપ અહીંથી કયાં જવા માંગો છો? હું પણ પાછળ આપને આવી મળું છું. મારી સઘળી ઉમેદ આપનાપર છે. આપ કસમ લ્યો કે, મને આપની બીબી કરશો. હું કાંઈ ચહાતી નથી. માત્ર આપના દિદાર-

ની જ ભૂખી છું. આપની સાથે શાદીની તલબગાર છું. પ્યારે! એક મીઠો બોલ કહો. જુઓ, આપને માટે આટલી રાતે અહીં આવવાની હીંમત કરી છે. આપ આપના પ્રેમનો કોલ, એક ઇંધાણી આપો, અને પછી આપ સિધાવો. જુઓ, વખત ઘણો જ કીંમતી છે. ચાલો, ત્વરા કરો. અરે, પણ આ શું?"

શાંત રજનીની નિસ્તબ્ધતા ભંગ કરતો તમંચાના બહારનો અવાજ આવ્યો.

"મને લાગે છે કે, તેઓ આપને પકડવા નિકળ્યા છે." ખયરુન્નિસા બોલી; "ભાગો, ભાગો. નહિ તો બધી મેહેનત બરબાદ જશે."

ઇકામુદ્દૌલા જાણે અવાજ સાંભળ્યો ન હોય તેમ ઉભો રહ્યો. શું કરવું તે તે નક્કી કરી શક્યો નહિ. એક તરફ ખયરુન્નિસાની મુહબ્બત, તેણે ઉઠાવેલી મેહેનત, તેણે રચેલી તદબીર તેના દીલપર અસર કરતાં હતાં. બીજી તરફ દિલશાદખાનમનો પ્યાર તેને બીજી જ તરફ ખેંચતો હતો. તેનું મન અત્યારે હિંદોળાની સ્થિતિ અનુભવતું હતું. જેણે આટલી મેહેનત કરી તેનો છુટકારો કર્યો હતો તેને, "હું તને ચાહતો નથી," એમ કહી તેના દીલપર કારી જખ્મ કરતાં તેનું મન અચકાતું હતું. તેના પ્યારને પગ તળે છુંદવા તેનું મન કબુલ કરતું નહિ. એકદમ તેને ભગ્ન હૃદય કરવી એ હીચકારાનું કામ છે, એમ તેને લાગતું હતું. પણ તેના પોતાના અંતઃકરણને તપાસતાં એમ સ્પષ્ટ જણાતું હતું કે, ખયરુન્નિસાને માટે તેના જીગરમાં જગા નથી. સાફ કહેવું કે નહિ, તે તે વિચાર કરવા લાગ્યો.

ફરીથી ગોળીબારના અવાજ એક પછી એક થયા. "ભાગો, ભાગો, પ્યારે ઇકામ! તમે દિવાના તો થયા નથી ને? ખૂદાની ખાતર ભાગો." ગભરાયલા સ્વરે આજીજી કરતી હોય તેમ ખયરુન્નિસા બોલી.

ઇકામે વાંકા વળી તે રમણીનું એક ચુમ્બન લીધું અને ઘોડાપર પલાણ કર્યું. તેને ઘોડાપર સ્વાર થતો જોઈ તે રમણી બોલી,–

"જલદી, જલદી, જૂઓ, ખોગીરમાં પ્રવાસને લગતો સર્વ સામાન બાંધેલો છે."

તરત જ તેણે ઘોડાની લગામ છુટી મૂકી દીધી, અને વેગથી રસ્તો કાપવા લાગ્યો. તે જંગલ ભણી વળવાને બદલે રૌનક મહેલ તરફ વળ્યો. ક્ષણમાં તે ખયરુન્નિસાની મહોબતની વાત વિસરી ગયો. અત્યારે જૂદા જ વિચાર તેના મગજમાં રમતા હતા. દુશ્મન દગાબાજીથી મેળવેલી વસ્તુનો ઉપભોગ લે ત્યાર પહેલાં તેને પરાસ્ત કરવો, એ વિચાર તેના મગજમાં ભૂતની માફક ભરાયો હતો. ભયની તેને પરવા ન હતી. ફરીથી પકડાવાની તેને દરકાર ન હતી. તેણે એથી પણ વધારે જોખમ ખેડ્યાં હતાં. તે મારતે ઘોડે રૌનક મહેલ પાસે આવી પહોંચ્યો. ઘોડાને તેણે વાડની બાજુમાં બાંધી દીધો. મહેલના રસ્તા વગેરે તેને બરાબર અવગત હતા. એક બાજૂના નાના રસ્તાપરથી તે મહેલની નિકટ આવી પહોંચ્યો. ભીંતપરથી ચઢી તેણે ચઢાંગણમાં કૂદકો માર્યો, અને આસ્તે આસ્તે પોતાના ધારેલા સ્થાને આવી લાગ્યો. અહીં આવી આસપાસ નજર નાંખી. દૂર પહેરેગીરો ઝોકાં ખાતા હતા. તેઓ પોતાની ધુમમાં મસ્ત હતા.

ચીતાની માફક ગુપચુપ તે એક સીડીપર ચઢ્યો, અને ધીમેથી તે એક ઝરુખા આગળ પહોંચ્યો, અને કોઈ ન જાણે તેમ અંદરના ભાગમાં જવાને માટે માર્ગ શોધવા લાગ્યો. ઝરુખાના બારણાં બંધ હતાં. પણ પાસે જ એક બારી

ઉઘાડી હતી. ઇક્રામુદ્દૌલાને અંદર શું થતું હતું તે અહીંથી સ્પષ્ટ જણાતું હતું. તેને ઝાઝી વાર અહીં થોભવું પડ્યું નહિ.



## પ્રકરણ ૧૨ મું

### વસ્લની રાત

રાતનું વાળુ લઈ, પરવારી, મલેક મુબારક પોતાના શયનગૃહમાં ગયો. આજ તેનો આનંદ છાતીમાં સમાતો ન હતો. તે ખૂશમિજાજમાં હતો, અને ખૂશમિજાજી વધારવાને તેણે શીરાજીના જામ ઉડાવ્યાં હતાં. મલેક મુબારક પોતાની બાજીમાં ફાવ્યો હતો, અને આજ તેને એક મુરાદ બર આણવાની ઉમેદ હતી. જે પણ પૂર્ણ થશે એમ તેને ભાસતું હતું. તેની મુખમુદ્રાપર આનંદની લહરી જણાતી હતી, અને તેની આંખોમાં વિજયના ગર્વથી એક પ્રકારની તેજી હતી. તે પોતાને અતુલ ભાગ્યશાળી લેખતો હતો, અને મનમાં કંઈ તર્ક વિતર્ક કરતો હતો, પરંતુ ઝાડપરથી ખરતાં સુકાં પાંદડાનો ખડખડાટ અને પવનનો સુસ્વાટ તેના આ તરંગોને હસતા હતા.

દિલશાદખાનમ જાણે ગમગીન હોય તેમ ચૂપચાપ બેઠી હતી. મલેક મુબારક દાખલ થયો તેવો જ પળભર તેના સામું જોઈ રહ્યો, અને બોલ્યો,

"કેમ, બાનો! તબિયત નરમ છે?"

દિલશાદખાનમ ચૂપ રહી. મલેક મુબારક તેની પાસે ગયો અને તેના હાથ પોતાના હાથમાં લઈ બોલ્યો,

"બેગમ! આજની મૌજૂદા ખૂશીને ગમગીનીમાં કાં ફેરવી નાંખે છે. જો આ ચમકતા તારા, પેલું બુલબુલ સુંદર સરોજથી શાદમાનીનાં ગીત ગાએ છે. કેમ બોલતી નથી? શું તારા દિલપર જરા પણ અસર થતી નથી? આહ! સંગદિલ બાનુ! આમ નાહક દિલને સતાવવું એ સારૂં નથી."

"હજરત! આપને એક અર્જ કરવાની છે?" મલેક મુબારકની આ વાત પર ધ્યાન ન આપતાં દિલશાદખાનમ બોલી.

"શી?" મલેક મુબારકે ચોંકીને પૂછ્યું

"હજરત! આપ આપના કોલપર સાબીત કદમ રાખો છો ને?"

"એટલે?" આશ્ચર્ય દર્શાવતી મુદ્રાએ મલેક મુબારકે પૂછ્યું.

"જી, હું આપને વચન આપ્યું હતું તે પ્રમાણે આપની સાથે લગ્નગાંઠમાં જોડાઈ, હું આપના કબજામાં છું; પણ આપને પણ આપનો કોલ પૂરો કરવો પડશે. આપની સાથે શાદીમાં જોડાવા પહેલાં મેં આપની સાથે એક શર્ત કરી હતી, તે યાદ છે કે નહિ?"

"શી શર્ત?"

"શી શર્ત?" દિલશાદખાનમ બોલી, "એજ કે જે દિવસે હું આપની સાથે શાદી કરું તે જ દિવસે આપે અબ્બાજાને દસ્કત કરેલો તે પત્ર પાછો આપવા કબૂલ કર્યું હતું. મેં મારી ફરજ બજાવી છે, પરંતુ આપને—"

"નહિ, બાનુ! હજી આપની ફરજ પૂરેપૂરી અદા થઈ નથી."

"એટલે ?" દિલશાદખાનમે ચોંકીને પૂછ્યું; "શું મેં આપેલા વચન પ્રમાણે આપની સાથે લગ્ન કર્યાં નથી? મેં મારું વચન બરાબર પાળ્યું છે. આપેજ આપેલું વચન હજી પૂરું કરવાનું બાકી છે."

"બાનો! હજી આપે આપનું વચન બરાબર પૂરું કર્યું નથી. શાદીની શાદમાનમાં હજી એક બોસો પણ આપ્યો નથી."

"નહિ, આપે કસમ લીધા હતા કે, આપણી શાદી થાય તે સાંજેજ તે પત્ર મારા હાથમાં મૂકશો. હજી સુધી આપે તે પત્ર મને આપ્યો નથી. મેં તે પત્ર તેજ વખતે અબ્બાને ત્યાં લઈ જવાને કહ્યું હતું, અને આપે પણ આ વાત મંજુર કરી હતી. પ્યારા! તે પત્ર મારે સ્વાધીન કરો. હું અત્યારેજ તે પત્ર જાતે જઈ વાલિદે મહેરબાંને આપી આવું. ત્યાર પછી તરત હું આપની ખીદમતમાં હાજર થઈશ, અને આપ ફરમાવશો તે પ્રમાણે વર્તીશ."

"આજની રાત હું આપને પળભર પણ વીહીલાં નહિ મૂકું બાનુ!" મલેક મુબારકે કહ્યું; "આવા પવનના તોફાનમાં અત્યારે ત્યાં જવું એ દુરસ્ત નથી, અને વળી હું કહું છું કે આપે હજી પૂરેપૂરી રીતે આપનું વચન પાળ્યું નથી. કાલે સવારમાં હું એ પત્ર આપને આપીશ."

"નહિ, આજેજ આપવાને આપે કસમ લીધા છે. જો આપને પવનના તોફાનની ધાસ્તી લાગતી હોય તો આપ મારી સાથે આવજો, હું તે પત્ર આપી આપની સાથે પાછી ફરીશ. મેં પણ તે પત્ર આજને આજ આપવો એવી પ્રતિજ્ઞા કરી છે, અને હું મારી પ્રતિજ્ઞાથી પાછી નહિ ફરું. એ ખરી વાત છે કે આપ મારા શૌહર (સ્વામી) છો, પરંતુ માત્ર નામનાજ. જ્યાં સુધી આપ પત્ર નહિ આપો ત્યાં સુધી હું મારા શરીરને સ્પર્શ કરવા નહિ દઉં."

મલેક મુબારક સેજ હસ્યો અને બોલ્યો,

"એક ક્ષણ પહેલાં તો તમે મારા કબજામાં છો એમ કહેતાં હતાં, અને હમણાંજ એ સત્તાની સામે બંડ કરવા પ્રસ્તુત થાવ છો, કેમ? દિલશાદ! પહેલાંનો વખત ભૂલી જા. તું હવે મારી સત્તામાં છું, અને મારી સત્તાને આધીન થવું પડશે. હું બોલતો નથી ત્યાં સુધી ઠીક છે. બાકી, શરીરને સ્પર્શ નહિ કરવા દઉં એ શબ્દો તો હસવાના છે. જોઉં છું કે, કોની મજાલ છે કે મને તેમ કરતાં અટકાવે? હું ધારીશ તો એક પળમાં આ તારા નાજુક બદનને મારા બાહુપાશમાં ભીડીશ, સમજી? દિલશાદ! તું અત્યારે એક પાંજરામાં પૂરેલી પંખણી જેવી છે. ચાહાય એટલી ઘડી સળીયા સાથે પાંખો ફફડાવે, પણ તેમ કરવાથી છુટકારો થવાનો નથી. દિલશાદ! દિલશાદ! તું એક શૌહરની બીબી છું, માશુકા નથી. એક માશુકા ચહાય તો પોતાના આશકને ત્યજી શકે છે, પણ બીબી તો સદાને માટે ઇશ્કના જંજીરથી જકડાયલી રહે છે, અને તેમ તું રહીશ, સમજી? દિલશાદ! મારી મરજી વિરુદ્ધ જવું નકામું છે. આજ જો, વસ્લની રાત છે, અને આ બધી હઠ ના ઘટે છે. જો તો, જરા શાણી થા," એટલું કહી તે તેને પકડી ચુમ્બન લેવા ગયો. પણ દિલશાદખાનમ દૂર સરકી ગઈ, અને તેણે પોતાનો હાથ તરત કેડ તરફ સરકાવ્યો.

"શું? કટાર!" આશ્ચર્યચકિત સ્વરે મલેક મુબારક બોલી ઉઠયો; "શું તું એ કટાર મને ભોંકીશ?"

"આપ જો તેમ કરવાની ફરજ પાડશો તો," રોષકમ્પિત સ્વરે દિલશાદે જવાબ આપ્યો. તેના સેહેજ છૂટા વાળ, રોષભરી મુદ્રા, અગ્નિના અંગાર વર્ષાવતાં નયન, હાથમાંની નગ્ન કટારપર રમતું તેજનું રશ્મિ, તેના ઉભા રહેવાની લઢણ, પાછી સરવા કે કટાર ફેંકવાને તૈયાર કોઈ રાક્ષસનું હૃદય વિદીર્ણ કરવા જેમ અમ્બા ઉતરી હોય તેવી તે જણાતી હતી. તેના અત્યારના દેખાવમાં એક તરેહની અપૂર્વ મોહકતા અને રમણીયતા જણાતી હતી. મલેક મુબારક મંત્રમુગ્ધ મુદ્રાએ તેના સામું જોઈ રહ્યો. તેના દીલપર કંઈ અપૂર્વ અસર થવા લાગી. તેણે મંદ સ્વરે આજીજી કરતો હોય તેમ કહ્યું:-"દિલશાદ! પ્યારિ દિલશાદ! શું આમ હઠ કરવી એ સારી વાત છે? જો, ગમે તેટલો તોએ હું તારો શૌહર છું. આજ આપણે બંને સંસાર સુખમાં પ્રવેશ કરીએ છીએ, અને જો, તું તેની શરુઆતમાં જ આમ કરે તે સારું નહિ. જો, આજના દિવસનાં કેવાં રમ્ય સ્વપ્નો મેં મારા દિલમાં રચ્યાં હતાં! આજ તને ખુશ કરવાની કેવી ઉમેદ રાખી હતી! પણ તું છંછેડાયલી વાઘણની માફક ડોળા ઘુરકાવતી, એક જંગલી બિલાડીની માફક દાંત ઘુરકાવતી સામી ઉભી છે એ શું ઘટિત છે? અહા! વસ્લની રાત આમ પસાર થશે? યા ખુદા! કોઇને આવી સ્ત્રી મળી હશે ખરી કે?"

"તો કોઇને તમારા જેવો બેરહમ, બેહયા ધણી મળ્યો હશે ખરો?" આવેશમાં દિલશાદ બોલી; "આપે કસમ લીધા હતા અને તે પણ પાળતા નથી. આપે તે પત્ર આપવાને વચન લીધું હતું, અને અત્યારે તે પત્ર આપવા સારુ નકારો છો. આપના જેવો શૌહર કોઇને નસીબ થયો હશે ખરો?"

મલેક મુબારક હસ્યો.

"મને માત્ર એક જ ખાયશ હતી, અને તે એ કે આપને મેળવવાં. તે બર આણવાને માટે ગમે તે વચન આપ્યું હોય, તેથી શું? મને તે પત્રની હવે શી દરકાર છે? તે પત્ર તો માત્ર આપને કાબુમાં આણવાને માટે એક હથિયાર હતું. હું માત્ર આપના દિદારને ઝાંખતો હતો, મને કેવળ આપના પ્રેમની આકાંક્ષા હતી. અહા! આપના પ્રેમને માટે હું શું શું કરવા તત્પર થયો હતો! આપની ખાતર બળતી આગમાં ઝંપલાવવા પાછી પાની ન કરી હોત! મેં કોઈ પણ પ્રકારે તને મારી કરવા નિશ્ચય કર્યો હતો, અને તેમ કરવા શક્તિમાન્ થયો છું. લોક સમક્ષ તો તું મારી છે, એમ કોઇથી ના કહેવાય એમ નથી. ભલે, તું અત્યારે મારા પ્રેમનો તિરસ્કાર કર. મારી માગણીને પગતળે કચરી નાખ, પણ યાદ રાખજે કે, એક અઠવાડિયામાં તું મારે પગે પડતી આવીશ; મારા પ્રેમને અત્યારે તું ધિક્કારે છે તેજ પ્રેમને માટે ભીખ માગતી પગે પડીશ. એક બોલને માટે, એક મીઠા શબ્દને માટે ટળવળીશ. યાદ રાખજે કે, અત્યારે હું તારા પગ ધોઈ પીવા રાજી છું, તારા મોમાંથી પડતો બોલ ઉઠાવવા તૈયાર છું. પણ પછી—? તું સદાને માટે મારા પ્રેમથી વંચિત રહીશ. તારી માગણીને પગની ઠોકરથી ઉડાવીશ. દિલશાદ! દિલશાદ! તું હજી મને ઓળખતી નથી. તારી કટારથી હું ડરી જઉં એમ નથી. તારા જેવી સ્ત્રીજાતને વશ કરવી એ કંઈ મુશ્કેલ કામ નથી. અત્યારે તું મારા શરીરના સ્પર્શને પાપ સમાન લેખે છે, પણ યાદ રાખજે એ શરીરની છાયાને તું ચુંમતી આવીશ. મલેક મુબારકને સ્ત્રી કેમ પ્રાપ્ત કરવી, એ જો અવગત છે, તો સ્ત્રીને વશ કરવી, એ પણ સારી રીતે અવગત છે."

"જો, દિલશાદ!" તેણે મંદ સ્વરે જાણે વિચારનો પ્રવાહ બદલાયો હોય તેમ કહ્યું, "ખરી વાત તો એ છે કે, તે પત્ર મારી પાસે નથી. જો તે મારી પાસે હોત તો મેં તને આપ્યો જ હોત. આટલી બધી રકઝક શા માટે કરાવત? ખરી વાત તો એ છે કે, તે પત્ર મારી પાસેથી ચોરાઈ ગયો છે."

ભય, દુઃખ અને ચિંતાની છાયા દિલશાદના ચેહેરાપર છવાઈ. તે નિસ્તબ્ધ પૂતળાની માફક, બેબાકળી આંખથી મલેક મુબારકના સામું જોઈ રહી. જાણે તેનો શ્વાસોશ્વાસ બંધ થયો હોય, તેમ પત્થરની પૂતળીની માફક નિશ્ચેષ્ટ ઉભી રહી. આખરે કેટલીક વાર પછી જાણે ગણગણતી હોય તેવા સ્વરે બોલી:-

"પણ આપણાં લગ્ન થયાં ત્યાર પહેલાં આ વાતની ખબર હતીને?"

"હા," લાગણી રહિત સ્વરે મલેક મુબારકે કહ્યું, "પરંતુ જો મેં તે વાત ત્યારે જણાવી હોત તો તેનું એક જ પરિણામ આવત, અને તે એ કે મને જન્મારા સુધી આપનું મોં જોવાનો અવસર મળત નહિ. દિલશાદ! જાુઠું બોલ્યો તે પણ તારી ખાતર જ."

દિલશાદ ચૂપ રહી. જાણે વિજળીનો આઘાત થયો હોય એમ તેને લાગ્યું. તેના મગજમાં વિચારોના એવા તો સખ્ત પ્રહાર થતા હતા કે એક ક્ષણમાં દિવાની થઈ જઇશ એમ તેને ભાસ થયો. તેનો ચેહેરો ફીકકો, તેની આંખો નિસ્તેજ અને ગાંડા જેવી, તેણે બે હાથવતી પોતાના લમણા દાબ્યા અને તેમ કરતાં તેના હાથમાંની કટારી જમીનપર પડી.

મલેક મુબારક તે લેવાને વાંકો વળ્યો. તરત જ દિલશાદ જાણે સ્વપ્નમાંથી જાગ્રત્ થઈ હોય તેમ શુદ્ધિમાં આવી કટાર હાથમાં લઈ ઉગામી. "શેતાનની ખાલા," કહેતો મુબારક આડો સરી ગયો. જો તે વખતસર ફરી ગયો ન હોત તો તે કટારીએ તેના વક્ષસ્થળના ઉષ્ણ રુધિરનું પાન કર્યું હોત. દિલશાદ સ્થિર ઉભી રહી.

"ઓ બદકાર, નાપાક, બેહયા ઓરત!" મલેક મુબારક દાંત પીસી બોલ્યો.

"હું બદકાર કે આપ, તેનો પૂરેપૂરો વિચાર કરો. હું મારા વચનથી ટળી નથી, ટળવાની નથી. પણ આપ એક બદહવશ અને બદકાર માણસ છો. આપે જ જાણી જોઇને મને ખોટું વચન આપી ઠગી છે, અને ઉલટા મને બદકાર કહો છો. આહ! આપના જેવાના પ્રાણ લેવામાં પણ પાપ નથી. પણ શું કરું?"

"મારા પ્રાણ! જો તારું ચાલે તો તું અબઘડી લે પરંતુ તેમ કરવું શક્ય નથી. ખયર! દિલશાદ! સાંભળ, ફક્ત એક જ જણ પાસે તે પત્ર હોય એમ મને લાગે છે, અને જરૂર તેણે જ તે ચોરી લીધો હોવો જોઇએ. બીજાને તે પત્ર કામનો નથી. તે નીચ, પાપી, ઇકામુદ્દૌલાનાં એ કામ છે. તે તો તારા અબ્બાને ત્યાં કેદ છે. તારા વાલિદ ચહાય તો તે પત્ર તેની પાસેથી મેળવી શકે એમ છે. હવે પત્રને માટે મને દોષ દેવો નકામો છે. મને તે પત્રની જરા પણ દરકાર ન હતી. મને માત્ર તારી દરકાર હતી, અને તને મારી પોતાની કરવાને સમર્થ થયો છું, એટલું બસ્સ છે, સમજી! તે કટાર ફેંકી દે, જરા શુદ્ધિમાં આવ."

"કટાર ફેંકી દઉં? કદિ નહિ."

"તો તું કટાર હાથમાં રાખી શું કરીશ?" મલેક મુબારક પટાવતો હોય તેમ બોલ્યો; "જો તું એમ ગાંડાવેડા ન કર. હવે કંઈ વળે એમ નથી. તારે મારા

વગર છૂટકો નથી. આજ નહિ તો કાલ તું મારે પગે પડતી આવીશ. બન્યું તે ન બન્યું થવાનું નથી. ગમે તેટલો તોએ હું તારો શૌહર છું, અને તું મારી સ્ત્રી છે. હવે કોઈ તને મારાથી છૂટી કરી શકે એમ નથી. જે કાલે બને તે આજે બને તેમાં તને વાંધો શો છે?"

"મારો સ્વામી આવો નીચ! મારો સ્વામી અને આવી પ્રવંચના કરનાર! યા ખુદા! રહમ! રહમ! એ પાક પરવરદિગાર! નહિ નહિ, કદિ નહિ. હું પ્રથમથી જ આપને ધિક્કારતી આવી છું અને આજથી હું વધારે ધિક્કારની નજરથી જોઉં છું. આપના શરીરને નહિ, પણ શરીરની છાયાનો પણ સ્પર્શ કરવામાં પાપ છે. મલેક! હું નથી ધારતી કે આપના જેવો કોઈ નીચ આદમી આ જંગલમાં હોય. એ દગાબાજ, હવસપરસ્ત, કમીના–"

દિલશાદના ટોણાંથી મલેક મુબારક છેડાયો. તેના જીગરમાં કાંટા ભોંકાવા લાગ્યા. તે ઉભો થઈ આમતેમ આંટા દેવા લાગ્યો. દિલશાદ ચૂપચાપ આ સર્વ જોઈ રહી. તેણે છટકવાને માટે બારી જોઈ. દરવાજો તો બંધ હતો, પણ બારી ઉઘાડી હતી. ઝટ લઇને તે તે તરફ વળી. પળવારમાં મલેક મુબારકે તેને પકડી. તેણે છૂટવાને માટે ફાંફાં માર્યાં. કટારીથી ઘાયલ કરવાને માટે કોશિષ કરી; પણ કંઈ વળ્યું નહિ. મુબારકે કટારીને તેના હાથમાંથી ઝુંટવી દૂર ફેંકી દીધી. તેનો ડાબો હાથ પાછળથી લઈ, જમણા હાથમાં જમણો અને ડાબા હાથે ડાબો પકડી ઘસડવા લાગ્યો, અને બલાત્કારે તેના હોઠનું ચુંબન લેવા પ્રયત્ન કરવા લાગ્યો. દિલશાદે પોતાનું માથું નીચે કરી દીધું. તે તેના હાથમાંથી છૂટવાને માટે પ્રયત્ન કરવા લાગી. તે મદદને માટે બૂમ મારવા લાગી; પણ ત્યાં મદદ ક્યાંથી આવે? મલેક જોરથી તેને ખેંચવા માંડ્યો, એટલામાં બારીનાં બારણાં ખખડ્યાં, અને એક માણસે ઝટ લઇને અંદર કૂદકો માર્યો.

દિલશાદખાનમે પ્રથમ તેને જોયો. જોતાંની વાર તેની આંખોમાં આનન્દની દ્યુતિ તરવા લાગી. મલેક મુબારક તેના મનની દશા જોઈ શક્યો અને એકદમ તેને છોડી દઈ આવનાર તરફ વળી, ચમકીને કહ્યું,

"કોણ? ઇકામુદ્દૌલા! અલ હમદુલિલાહ! અહીં!"

"જી, અહીં." ઇકામુદ્દૌલાએ જવાબ આપ્યો, "પાક પરવરદિગારના હજાર શુક્રાના કરું છું કે, હું વખતસર આવી પહોંચ્યો."

"વખતસર! શાને માટે વખતસર?" મલેક મુબારકે પૂછ્યું.

"શાને માટે? શાહજાદી સાહિબાને બચાવવાને માટે. એક દગાખોરના હાથમાંથી છોડાવવાને માટે, એક બદસિયરના હુમલામાંથી અટકાવવાને માટે."

"શાહજાદી સાહિબાને છોડાવવા! એ નાફરમાન! એમ કહે કે એક પાકદામન ઓરતનું દિલ તેના ખાવિંદથી ચુરાવવા, મારી સ્ત્રીને બેવફા બનાવવા, યા બલાત્કારથી તેને નસાડી ભગાવવા. એક તુર્ક કૂત્તા તરફથી બીજી શી આશા હોય?" મલેક મુબારકે ગુસ્સાથી જવાબ વાળ્યો.

"નહિ, નહિ, એમ કહો કે એક સચ્ચા તુર્ક સિપહસાલાર એક સચ્ચા આશક પાસેથી જે આશા રખાય તે આજ છે."

"આશક!" એટલું કહેતાં મલેક મુબારકની આંખ ઇકામુદ્દૌલા અને દિલ-

શાહ તરફ ઘૃણાના અંગાર વરસાવવા લાગી. "એમ! તો તું મારી સ્ત્રીનો યાર છે, એમ ખુદ પોતાને મોંએ કબુલ કરે છે? અહીં મારા મકાનમાં, મારે મોંએ આ વાત કરવાની હિમ્મત કરે છે? ઇક્રામુદ્દૌલા! યાદ રાખ, જીભ ખેંચી કાઢીશ; તારી જાન લઈ નાંખીશ."

"હુઝૂર! દિલશાદખાનમ આપની સ્ત્રી હતી નહિ, છે નહિ અને થશે પણ નહિ," શાંત ચેહેરે ઠંડાઇથી ઇક્રામુદ્દૌલાએ જવાબ વાળ્યો; "આપનાં લગ્ન દિલશાદ સાથે થયાં જ નથી. થોડા વખત પછી આપને પણ એ વાતની ખબર પડશે. સારી જહાનને હું બતાવી આપીશ કે, દિલશાદ આપની બીબી નથી. અત્યારે માત્ર શરીફ માણસ તરીકે હું મારું વચન આપું છું કે, તે આપની સ્ત્રી નથી."

"અહાહા! શું શરાફત આપના ચેહેરાપરથી ટપકી રહી છે!" વ્યંગમાં મલેક મુબારક બોલ્યો; "આપ શરીફ છો કે બદમાશ, તે સારી દુનિયા જાણે છે. કનીજ, ચોર, દુશ્મને ઇમાન, ચૂપ રહે, જબાં બંધ કર. નીકળ, મારી આંખોથી દૂર થા. તું એમ સમજે છે કે અહીંની તારી મુરાદ બર આવશે? નહિ, નહિ. કોઇની તાકાત નથી કે મારી બીબીને મારી પાસેથી છોડાવે. અહા! મેં તેની સાથે શાદી કરી છે, એમને એમ આણી નથી. તે મરતાં સુધી અહીં રહેશે; અને હું એને બતાવીશ કે હુંજ તેનો શૌહર (માલિક) છું," એટલું કહી તે દિલશાદ તરફ વળ્યો.

"ઓ બુઝદિલ, નામર્દ! એક કમઝેર ઓરતપર હાથ ઉગામે છે. આવ, આવ, તારી દિલેરી મારી સાથે અજમાવ," એટલું કહી ઇક્રામુદ્દૌલા તેને આઘાત કરવા આગળ ધસ્યો.

મલેક મુબારકે પણ પોતાની તરવાર મ્યાનમાંથી બહાર કાઢી. બંને જણા પોતપોતાની બાંય ચઢાવી, તરવાર ખુલ્લી કરી પટાબાજી ખેલવા લાગ્યા. તરવારનો ખણખણાટ તે ઓરડામાં સંભળાવા લાગ્યો. બન્ને જણા વાઘની માફક એક બીજાપર તલપ્યા. ઇક્રામુદ્દૌલાને વખત ઘણો જ કિંમતી હતો, કારણ કે તેની પુંઠે પકડવાને માટે માણસો છૂટચા હતા, અને તેને તેટલા સમયમાં દિલશાદનો છુટકારો કરી પલાયન થવું હતું. આણી તરફ ઇક્રામુદ્દૌલા એ મલેક મુબારકના માર્ગમાં કંટક હતો. એટલી મોડી રાતે તે તેની સ્ત્રીને છોડાવવા આવ્યો હતો, અને તે દિલશાદનું મન મેળવે ત્યાર પહેલાં તેને આ દુનિયામાંથી સદાને માટે વિદાય કરવો જોઇએ. મલેક મુબારક ઇક્રામુદ્દૌલાની છાતી ચીરી તેનુ રક્ત પીવાને માટે તરસતો હતો. તેણે ત્રણ વાર તરવારનો ફટકો લગાવ્યો, પણ ત્રણે વાર ઇક્રામુદ્દૌલા બચી ગયો. ઇક્રામુદ્દૌલાની યુક્તિ જુદી જ હતી. તેને પોતાના બળનો વ્યય ન કરતાં પોતાના પ્રતિસ્પર્ધીને હંફાવવો હતો, અને લાગ મળતાં તેનાપર જબરો પ્રહાર કરવો હતો.

દિલશાદ તંદ્રામાં હોય તેમ આ સર્વ બનાવ દૂર ઉભી ઉભી જોઈ રહી હતી. તેણે જોયું કે ઇક્રામુદ્દૌલા પાછો અને પાછો હઠે છે. પણ એક આંખના પલકારામાં તેણે મલેક મુબારકને નિરસ્ત્ર કર્યો, અને તરત જ પોતાની તરવાર જમીનપર નાંખી દઈ એક ચપાટ તેના મોંપર ચોઢી.

છંછેડાયલો સાપ જેમ ફણા માંડે તેમ વિકરાળ ડોળે, રોષિત મુદ્રાએ મલેક

મુબારક ઇક્રામુદ્દૌલાપર કૂદ્યો. બન્ને જણા હાથથી લઢવા લાગ્યા. આમતેમ એકમેકને હડસેલવા લાગ્યા. આખરે લાગ જોતાં ઇક્રામુદ્દૌલાએ મલેક મુબારકને પટકયો. તે હડસેલો ખાઈ ભીંત સાથે અથડાઈ જમીનપર પડ્યો. તે બેશુદ્ધ થયો નહિ, પણ તે એવો તો જોરથી પટકાયો હતો કે તેનામાં ઉભા થવાની તાકાત ન હતી. તે કૂતરાની માફક શ્વાસ લેતો નીચે જ પડી રહ્યો. આણી તરફ દિલશાદ પણ બેશુદ્ધ થઈ જમીનપર પડી. ઇક્રામુદ્દૌલાએ વાંકા વળી તેને પોતાના હાથમાં ઉચકી. મલેક મુબારકે ઉઠવાને પ્રયત્ન કર્યો, પણ તેનાથી ઉઠાયું નહિ. તે થાકી ગયો હતો. તેને લમણામાં આઘાત લાગ્યો હતો તેમાંથી લોહી નીકળતું હતું. તે ફાટે ડોળે જોયા કરતો હતો. તેનો અંતરાત્મા ચીરાઈ જતો હતો. ઇક્રામુદ્દૌલાએ ફરીથી દિલશાદને મૂકી દૂર પડેલી શાલ લઈ તેના શરીરપર વીંટાળી, પોતાની તરવાર લઈ કમરે નાંખી, અને દિલશાદને ફુલની માફક હાથમાં લઈ, મલેક મુબારકપર ઘૃણાત્મક દૃષ્ટિ નાંખી ત્યાંથી ચાલી ગયો. મલેક મુબારકે ફરીથી ઉઠવાને પ્રયત્ન કર્યો, પણ તેના પગે તેની માગણી સ્વીકારી નહિ.

આણી તરફ ઇક્રામુદ્દૌલા નીચે આવ્યો, અને પોતાના ઘોડાપર દિલશાદને બેસાડી પોતે પાછળ બેઠો.

તેણે ડાબા હાથે દિલશાદને પકડી રાખી, જમણા હાથે લગામ પકડી ઘોડાને વેગથી હાંકી મૂકયો. જેવો તેણે ઘોડાને હાંકયો તે જ વખતે કોઇની બૂમ તેને કાને પડી; તે સમજ્યો કે મલેક મુબારક પોતાના નોકરોને હાક મારતો હતો.

ઇક્રામુદ્દૌલાએ બયરુન્નિસાને આવો ઉમદા ઘોડો આપવા માટે મનમાં આશિર્વાદ આપતાં ઘોડાને વેગથી હાંકી મૂકયો. તે જાણતો હતો કે આણી તરફ માણસો તેની પાછળ છૂટયા હતા, અને થોડી વાર પછી રૌનક મહેલમાંથી પણ માણસો છૂટશે. એક જ ઉપાય હતો, અને તે એ કે જેમ બને તેમ વેગથી પસાર થવું. બાકી હિંમતમાં તે જાય તેવો ન હતો. ભયની પરવા કરે એમ ન હતો. તેણે પોતાના મુકદ્દરમાં થવાનું હશે તે થશે એમ કરી, તે પોતાનો માર્ગક્રમણ કરવા લાગ્યો.

આકાશમાં છૂટાછવાયા તારા ફુટી નીકળ્યા હતા. પવન સુસવાટાભેર ફુંકાતો હતો. વચ્ચે વચ્ચે નિશાચરનો અવાજ કાને પડતો હતો. આવી રાત્રિએ અંધારામાં ઇક્રામુદ્દૌલા આગળ વધવા લાગ્યો.



## પ્રકરણ ૧૩ મું

### વાટમાં

ઇક્રામુદ્દૌલા જાણતો હતો કે જો કોઈ સ્થળે ભય હોય તો તે મુખ્ય રસ્તેથી આડી વાટ ફંટાય છે, ત્યાં જ આગળ હોવો જોઇએ. પરંતુ થાય તે ખરું, એમ વિચાર કરી તેણે ઘોડાને મારી મૂકયો. તે સ્થળે આવતાં તેને સિપાઇઓનો અવાજ કાને પડ્યો. તેણે દિલશાદને બરાબર ઝાલી બીજા હાથમાં પોતાની સદૈવ સહચારિણી તરવારને કોષમુક્ત કરી લીધી, અને જેમ વંટોળિયો પસાર થાય તેમ તે સિપાઇઓની પાછળથી માર્ગ કાપી ગયો.

પળમાં બૂમરાણુ અને બંદુકનો અવાજ સંભળાયો. એક માણસે ઇક્રામુદ્દૌલાના ઘોડાની લગામ પકડી, પણ ઘોડાની ખરીઓના પ્રહારથી નીચે પડ્યો. બીજાએ આવી ઇક્રામુદ્દૌલાનો હાથ પકડ્યો, પણ તેણે તરવારનો એવો તો સખ્ત ફટકો લગાવ્યો કે તેનો હાથ જૂદો થઈ જમીન પર પડ્યો. પછી કંઈ રસ્તામાં નડતર થઈ નહિ અને ઝાડોની ઘટામાં રસ્તો કાપતો ઇક્રામુદ્દૌલા આગળ વધ્યો. આમ થોડીવાર માર્ગ કાપ્યા પછી તેને એમ લાગ્યું કે, મુખ્ય માર્ગે જવા કરતાં, જંગલમાં આડી વાટે ફંટાવામાં જ લાભ છે, એવો વિચાર કરી, તેણે પોતાના ઘોડાને ઘાડી ઝાડીમાં વાળ્યો. રસ્તો ચઢણવાળો અને ધીચ હતો. રસ્તામાં હરિયાળાં ઝાડોની ઘટા હતી. રસ્તામાં ખડક ન હતા. પણ આજુબાજુ કરાડો હતી. આમ ચઢાવ પછી એક ઉંચો ખડક આવ્યો. અહીં આગળ ઇક્રામુદ્દૌલાએ ક્ષણભર વિશ્રાંતિ લઈ, ઘોડાને આસાયેશ આપવા વિચાર કર્યો. અહીં ખડકના પાદ મૂળમાં એક નદી ખળખળ અવાજથી વહેતી હતી. અહીં તેણે પોતાના ઘોડાને થોભાવ્યો. પ્રથમ પોતે ઉતર્યો, અને પછી દિલશાદને ઉતારી, દૂર્વાંકુરના કોમળ બિછાનાપર સુવાડી, અને ઘોડાને એક ઝાડ નીચે ચરવા મૂક્યો. ઘોડાના સામાનમાંથી તેણે નાનીશી જાજમ કાઢી, અને પાસેની એક ખો આગળ જઈ તરવારવતી ખખડાટ કર્યો કે કોઈ પશુબશુ હોય તો જાગ્રત્ થઈ બહાર નીકળે, પણ કંઈ તેવું જણાયું નહિ. અહીં તે જાજમ નાંખી તે પર દિલશાદને સુવાડી અને શાલ ઓરાઢી. અહીં શીતળ પવનની મંદ લેહેકીથી તે થોડી વારે શુદ્ધિમાં આવી; આંખો ચોળી બેઠી થઈ, અને તરત ઉભી થઈ.

જ્યારે તેને મૂર્ચ્છા આવી હતી, ત્યારે તે એક ભવ્ય પ્રાસાદમાં હતી. ત્યાં દિવાની ઝાકઝમાળ અને આરામની વસ્તુઓ હતી. અહીં થંડો પવન, અંધકાર અને પગ નીચે લીલું ઘાસ! તે સ્વપ્નમાં છે કે જાગ્રત્ અવસ્થામાં, તેજ તે સમજી શકી નહિ. તેણે અંધારામાં આગળ વધવા હાથ પસાર્યો કે ઝટ ઇક્રામુદ્દૌલાએ તેના હાથ પકડી લીધા.

"હું ક્યાં છું?" તે ચોંકીને બોલી; "આ શું નૂર મંઝીલ નથી? તમે મને ક્યાં લઈ આવ્યા છો? અબ્બાજાન ક્યાં છે?"

"બાનુ," જેમ કોઈ નાના બાળકને શાંત પાડવા પટાવતા સ્વરે બોલે તેમ ઇક્રામુદ્દૌલા બોલ્યો, "આપણે અત્યારે તો સામાના માણસોના હાથમાંથી અહીં સલામત છટકી આવ્યા છીએ. અત્યારે તેઓ આપણી પુંઠ પકડી શકે એમ નથી. હું આપને કરગરીને કહું છું કે આપ જરા વિસામો લ્યો. હું સવાર પડતાં સુધી અહીં નજર રાખીશ, અને આપ કહેશો તેમ સવારમાં કરીશું."

દિલશાદ થાકીને લોથ જેવી થઈ ગઈ હતી. તેનું મગજ અવ્યવસ્થિત હતું, તેનામાં બોલવા જેટલું પણ સામર્થ્ય ન હતું. તે ઉભી થઈ ખરી, પણ પુનઃ તેને લથડિયાં આવવા લાગ્યાં, અને તે એકદમ જમીનપર પડી ગઈ. ઇક્રામુદ્દૌલાએ તેને ફરીથી સુવાડી, અને ગુફાના દ્વાર આગળ આવી બેઠો. નિરભ્ર આકાશમાં તારા ફુટી નીકળ્યા હતા. જળમાં ચંદ્રબિમ્બ સ્નાન કરતું હતું. શીતળ પવન ફરફર વાતો હતો. ઇક્રામુદ્દૌલા પણ અંતે નિદ્રાને અધીન થયો, જ્યારે દિલશાદખાનમ નિદ્રામાંથી જાગ્રત્ થઈ તે વખતે પ્હો ફાટી હતી. પૂર્વ દિશામાં રક્તિમા છાઈ

હતી. પક્ષીઓનો કલરવ, ખળળ કરતું સરિતાના જળનું વહન, રમ્ય હરિયાળી, આ સર્વ મનોહર દેખાવ તેની નજરે પડ્યો. તે ઉઠી થઈ બહાર આવી, તેના વસ્ત્રનો છેડો ઇક્રામુદ્દોલાને સ્પર્શ્યો, તે આંખ ઉઘાડી સફાળો ઉભો થયો.

તેઓની દુ:ખદ રજની વ્યતીત થઈ, અને પ્રભાત શરુ થયું હતું.

"અહો! આપ ઉઠયાં?" સ્હેજ હાસ્ય છટાથી ઇક્રામુદ્દોલા બોલ્યો, "કેમ, નિંદ તો બરાબર આવી હતી ને?"

"હા," નીચી નજરે દિલશાદે જવાબ વાળ્યો, પરંતુ તરત જ રોષમિશ્રિત દૃષ્ટિ ફેરવી પૂછ્યું; "આપ મને અહીં શા માટે લઈ આવ્યા?"

ઇક્રામુદ્દોલાએ સ્થિર દૃષ્ટિ તેનાપર રોપી. "તો શું આપ રૌનક મહેલમાં રહેવાનું પસંદ કરતાં હતાં?"

દિલશાદને રૌનક મહેલનું સ્મરણ થતાં જ શરીરપર કમ્પારી છૂટી.

"નહિ," તેણે ધીમેથી જવાબ વાળ્યો, "પણ મને લાગે છે કે, આપ મને નૂરમંઝીલમાં લઈ ગયા હોત તો વધારે સારું. મારે ત્યાં જ જવું જોઇએ."

"શાહજાદી સાહિબા!" ઉત્કટ લાગણીવ્યંજકસ્વરે ઇક્રામુદ્દોલા બોલ્યો, "જ્યારે મેં આપને રૌનક મહેલમાંથી છોડાવ્યાં તે વખતે આપ બેશુદ્ધિમાં હતાં, અને આપને એમને એમ રસ્તામાં મૂકી દેવાં, એ મને ઠીક લાગ્યું નહિ. એ ખરી વાત છે કે, રસ્તામાં સિપાઈ મળ્યા હતા, ને આપને મેં તેમને સ્વાધીન કર્યાં હોત તો તેઓ નૂરમંઝીલમાં આપને લઈ જાત; પણ હું આપના પ્રેમની બેડીમાં એવો તો જકડાયો છું કે આપને એમ એકાએક ત્યજી દેતાં મને ઠીક લાગ્યું નહિ. આ ઉપરાંત વળી એમ પણ મનમાં થયું કે આપ જો નૂરમંઝીલ હશો તો મલેક મુબારક ફરીથી આવીને આપને સતાવ્યા કરવાનો. આપની મરજી હો યા ન હો, પણ આપને રૌનક મહેલમાં ગયા વગર છૂટકો થોડો થવાનો હતો? ખુદ સુલ્તાન ફુલિખાં આપને ત્યાં મોકલી આપત કારણ કે દુનિયાની નજરમાં તો આપ મલેક મુબારકનાં પત્ની છો. તે હજી સુધી તમને પોતાની બીબી લેખે છે, અને જ્યાં સુધી તેના જીવમાં જીવ છે ત્યાં સુધી તે નહિ આપને છોડે, કે નહિ મને તો જીવતો રહેવા દે. મેં જો ધાર્યું હોત તો કાલે જ એના આત્માને સ્વર્ગમાં મોકલી આપ્યો હોત, અને જો એમ થયું હોત તો ઘણું સારું થાત. તમારે માટે સારું, અને મારે માટે પણ સારું થાત. પણ શું કરું? તેની અસહાય અવસ્થાનો લાભ લેવો, એ એક વીર પુરુષનું કામ ન હોતું."

"કબૂલ, દિલશાદે પ્રત્યુત્તર આપ્યો, "પણ આપ જે કહો છો તે વાત ખરી હોય તો મને નૂરમંઝીલમાં જવાને શો વાંધો હતો? જો મલેક મુબારકે મારી સાથે નેકાહ કરવામાં કંઈ દગાબાજી કરી હોત તો તેનો બદલો અબ્બાજાન લેત, અને મને પછી કોઈ જાતનો વાંધો ન હતો."

"બાનુ!" ઇક્રામુદ્દોલા બોલ્યો, "એમાં મલેક મુબારકની દગાબાજી નથી. પરંતુ એમાં કંઈ બીજો ભેદ છે. જે ભેદ હું અત્યારે ખુલ્લો કરી શકતો નથી. દશ દિવસ વ્યતીત થવા દો, અને એ ભેદ હું આપને સ્પષ્ટ રીતે જણાવીશ, એટલું જ નહિ, પણ સારી દુનિયાની નજરમાં એમ સાબીત કરી આપીશ કે આપનાં મલેક મુબારકની સાથે લગ્ન થયાં નથી. આથી વધારે હાલ હું આપને જણાવી શકતો નથી."

"વારુ, પણ પછી ?"

"પછી ? પછી આપને સઘળી હકીકત જણાવીશ. બીજું શું ?"

"પણ એ દશ દિવસમાં આપ કોણ જાણે ક્યાં હશો, ને મારું પણ ક્યાં ઠેકાણું હશે ?"

"આપણે હુસ્નાબાદ ચાલી જઇશું. ત્યાં કોઈ વાતની ફિકર નથી."

"આપને નહિ, હોય પણ મને તો છેને."

"શાની!" ઇક્રામુદ્દૌલાએ પૂછયું.

"શાની?" તોરમાં હોય તેમ દિલશાદ બોલી, "દુનિયાની અને જાતની."

"તો શું મારા બોલવાપર આપને વિશ્વાસ નથી?"

"ના," દિલશાદે દૃઢતાથી જવાબ વાળ્યો; "મલેક મુબારક સાથે મારી શાદી થઈ નથી, એમ આપે હજી સુધી પુરવાર કરી બતાવ્યું નથી. આપ માત્ર મોંએથી એમ કહો છો એટલું જ."

"તો બાનુ સાહિબા! આપ શું રૌનક મહેલનાં માલિકા બનવા રાજી છો?"

"હજરત!" દિલશાદ સંતપ્ત મુદ્રાએ બોલી, "મેં આપને એક વાર જણાવ્યું. ફરી ફરીને એ વાત શામાટે છેડો છો? આ જીવમાં જીવ છે ત્યાં સુધી હું રૌનક મહેલમાં જવાની નથી. ગઈ કાલ રાતે જ મને ખબર પડી કે માણસમાં એવી પણ નીચતા હોય છે. મલેક મુબારક જેવો નીચ, દગાબાજ, માણસ ભાગ્યે જ આ દુનિયામાં હસ્તી ધરાવતો હશે. જો પ્રથમથી જ એ નીચતા મારા જાણવામાં આવી હોત ને પરમેશ્વરે જો મને તેની સાથે લગ્ન કરવા કહ્યું હોત, તો હું એમ ના કરત. પણ હુજૂર, આપ પણ તેના મિત્ર છો, એટલું જ નહિ, પણ આપ તેના સાથીદાર અને મળતીઆ છો."

"હું નથી તેનો મિત્ર કે નથી તેનો સાથીદાર," ગર્વભરી દૃષ્ટિએ ઇક્રામુદ્દૌલા બોલ્યો.

"તો આપ એક જાસૂસ છો."

"શાહજાદી સાહિબા! હું જાસૂસ પણ નથી."

"તો આપ એક કમીના ચોર છો. આપે જ આકાના પત્રો ચોર્યા હતા?"

"જી, આ સેવક ચોર નથી, અને તેણે કાગળો ચોર્યા ન હતા;" હસ્તાં હસ્તાં ઇક્રામુદ્દૌલાએ જવાબ આપ્યો. "કહો, શાહજાદી સાહિબા! આપને બીજું કંઈ કહેવું છે? આપને બીજાં આળ મુકવાં છે? કહોને કે કાલ રાતે રૌનક મહેલમાં છૂપી રીતે પ્રવેશ કીધો, મલેક મુબારકના હાથમાંથી છોડાવી આપને બળજોરીથી અહીં લઈ આવ્યો. ખરું કની ?"

દિલશાદ ચૂપ રહી. તે વિચારમાં પડી ગઈ. અહા! જો ઈશ્વરે તેને ઇક્રામુદ્દૌલાના અંતરમાં જોવાની શક્તિ આપી હોત તો કેવું સારું! તેની પ્રથમ મુલાકાત વખતે ઇક્રામુદ્દૌલાએ તેના મનપર સારી છાપ પાડી હતી, અને તે રૌનક મહેલની રાત, એકાએક તેનું મદદે દોડી આવવું, રાતના નૂરમંજીલમાં મૂકવા આવવું, રસ્તામાં તેની પ્રેમની યાચના વગેરે બીના દિલશાદના સ્મરણપટપર તાજી થઈ, અને ફરીથી પછી ગઈ કાલે જ તેણે મલેક મુબારકના પંજામાંથી છોડવી. ઇક્રામુદ્દૌલા કેવી પ્રકૃતિનો માણસ હશે તે તે નક્કી કરી શકી નહિ. તે સ્વભાવત્ મુંગી બેસી રહી.

"શાહજાદી સાહિબા!" ઇક્રામુદ્દૌલા બોલ્યો, "આપ શું નુરમંઝીલમાં જવા રાજી છો?"

"જરૂર," દિલશાદે જવાબ વાળ્યો.

"પણ આપ એટલું યાદ રાખજો કે, મલેક મુબારક સાથે આપનાં લગ્ન થયાં નથી, એ સાબીત કરનાર આજ કોઈ ત્યાં નથી."

"તો શું કાલે ત્યાં કોઈ એમ પૂરવાર કરે તેમ હતું?"

"જી," ઇક્રામુદ્દૌલાએ જવાબ વાળ્યો, "પણ આજ તો કોઈ નથી. આજ કોઈ એમ નહિ કહે કે, આપનાં લગ્ન મલેક મુબારક સાથે નથી થયાં. દરેક જણ એ વાત માનશે નહિ. દરેક જણ આપની વિરૂદ્ધ જશે. દરેક જણ એમ જ માને છે કે, આપે રાજીખૂશીથી લગ્ન કર્યાં છે. માત્ર એક જ રસ્તો છે, અને તે એ કે આપને રૌનક મહેલમાં ગયા વગર છુટકો નથી. ત્યાં જઈ આપ એમ કહી શકશો કે, મને ઇક્રામુદ્દૌલા મારી મરજી વિરુદ્ધ બળાત્કારથી લઈ ગયો તે સિવાય બીજો રસ્તો નથી."

"અને હું એ રસ્તો પત કરું તો?" દિલશાદખાનમે કહ્યું.

"આપ તેમ કદાપિ નહિ કરો," ઇક્રામુદ્દૌલાએ જવાબ આપ્યો.

"આપ અસત્ય બોલવાનાં નથી, અને આપ મલેક મુબારકનો આશ્રય લેવાનાં નથી."

"ખરી વાત, પણ અહીં રહીને હું શું કરવાની છું?"

"તો આપ વરંગુલમાં જઈ શું કરવાનાં છો?" ઇક્રામુદ્દૌલાએ પૂછયું.

"વરંગુલમાં એક જરૂરી કામ કરવાનું છે. અબ્બાજાને એક ખતપર દસ્કત કરી આપ્યા છે. એ પત્રપર દસ્કત કરી આપ્યા ત્યારે તેઓ શુદ્ધિમાં ન હતા. તેમને નિશો કરાવી દગાબાજીથી તેપર સહી કરાવવામાં આવી હતી. આ પત્ર મેળવવાને માટે હું મલેક મુબારક જોડે શાદી કરવા તૈયાર થઈ. તેણે તે પત્ર મને વસ્લની રાત્રે આપવા કબૂલ કર્યું હતું, પરંતુ તે પત્ર તો કોઈ ચોરી ગયું છે, એમ મને કાલે જ ખબર પડી, અને સાથે એ પણ જાણ્યું કે એ પત્ર મારી સાથે લગ્ન થયા પૂર્વે જ ખોવાઈ ગયો હતો, છતાં એ વાત તેણે મને જણાવી નહિ અને મલેક મુબારકે મને જાણી જોઇને ઠગી. આ પત્ર કોઇના હાથમાં જરૂર ગયો હોવો જોઇએ. તે કાગળની અંદરની બીના એવી તો હાનિકારક છે કે તે કાગળ કોઇના હાથમાં રહેવા દેવો એ સારું નથી. એ કાગળ જેના હાથમાં હશે તે સુલ્તાન કુલિખાંના નાશના સાધન તરીકે વાપરશે. આ કાગળને માટે મારે વરંગુલ જવું પડશે. પણ હા, હું ભુલી, મને એમ જણાવવામાં આવ્યું છે કે એ કાગળ આપની પાસે છે?"

"આપને એ વાત કોણે જણાવી? મલેક મુબારકે?" દિલશાદે જવાબમાં ડોકું ધુણાવ્યું.

"તો એ તદ્દન ખોટી વાત છે. એ પત્ર મારી પાસે નથી. આપ એ પત્ર મેળવવાને જેટલાં ઉત્સુક છો તેટલો જ હું તે પ્રાપ્ત કરવાને માટે ઉત્સુક છું. એ પત્ર લાવનાર હું જ હતો, અને તે પત્ર પાછો પોંચાડવાનું કામ પણ મેં જ પત કર્યું હતું, પણ અત્યારે હવે વરંગુલ જવું એ મારા હિતને માટે સારું નથી, અને જો મારું ચાલશે તો આપ પણ વરંગુલ પાછાં નહિ ફરો."

"એટલે? આપ શું મને જબરજસ્તીથી કયદ કરવા ધારો છો?"

"આપની મરજી વિરુદ્ધ નહિ, પણ આપની ઇચ્છાથી હું આપના પગમાં પ્રેમની સુવર્ણબેડી નાંખીશ, અને આ મનમંદિરમાં આપને કયદ કરીશ, કે પછી આપ કંઈ ભાગી જાઓ નહિ."

"વારુજી, તેમ કરવા પહેલાં એ જણાવશો કે, એ પત્ર કોની પાસે છે તે આપ જાણો છો?"

"જી, હા," ઇક્રામુદ્દૌલાએ કહ્યું.

"કોની પાસે છે તે મને જણાવવા કૃપા કરશો કે?"

"ના," ઇક્રામુદ્દૌલાએ કહ્યું, "હું તેમ કરવા અસમર્થ છું."

"આપ તે પત્ર મેળવી શકો એમ છો?"

"જો હું ચાહું તો તે મેળવી શકું ખરો."

"શી રીતે?" દિલશાદ ખાનમે પૂછ્યું.

"શી રીતે? તેની કિંમત આપીનેસ્તો."

"આપ તે મેળવશો?" દિલશાદ બોલી.

"મેળવું, પણ તેમ કરવામાં આપ આડે આવો છો."

"હું આડે આવું છું!?" આશ્ચર્યચકિત સ્વરે દિલશાદ બોલી.

"જી, હા, આપની ખાતર હું તેમ કરી શકતો નથી."

દિલશાદ ચૂપ રહી. તે મનમાં પુનઃ વિચારવા લાગી કે, આ માણસના અંતઃકરણના વિચાર જાણી શકાય તો કેવું સારું! એણે જ મલેક મુબારકના પાપી પંજામાંથી છોડવી હતી, લગ્ન નથી થયાં એ વાત પણ તેણે જ જણાવી હતી, અને ખરેખર જો ઈક્રામુદ્દૌલા કહે છે તે પ્રમાણે જાસુસ ન હોય, એક દિલેર સિપહસાલાર હોય, તેણે કરેલી વાત અક્ષરેઅક્ષર સાચી હોય તો તે સદાને માટે તેની ઋણી હતી. તેના મનમાં આવો ખ્યાલ આવતાં તેણે શોધક તીવ્ર દૃષ્ટિથી તેની સામું જોયું.

"શાહજાદી સાહિબા!" ઇક્રામુદ્દૌલાએ કહ્યું, "આપ મારી તરફ શંકાની નજરથી જુઓ છો, નહિ વારુ? પણ હું સાચું કહું છું કે, હું જાસુસ નથી, ચોર નથી, કે નીચ પ્રકૃતિનો એક માણસ નથી. હું આપનો સાચો આશક છું. આજ નહિ તો કોક વખત આપ જાણી શકશો કે, આપની ખાતર મેં શું કર્યું છે. એક તરફ મારા ઉત્કર્ષની અને દ્રવ્યની આશાને લાત મારી, આપના પ્રેમને પત કર્યો છે. આપના પ્રેમની ખાતર દુનિયાની સલ્તનતને પણ વિસાતમાં ગણી નથી. પણ અત્યારે તે જણાવવું નકામું છે." એટલું કહી ઇક્રામુદ્દૌલા ચૂપ રહ્યો. તેણે નદી તરફ નજર કરી અને બોલ્યો, "સબ્ર, શાહજાદી સાહિબા! હું આપને માટે ખાવાનું અને જળ લઈ આવું."

એટલું કહી ઇક્રામુદ્દૌલા જ્યાં ઘોડાનો સામાન પડ્યો હતો ત્યાં ગયો, તેમાંથી ભાથાનો સામાન કાઢ્યો, અને સુરાહી હાથમાં લઈ પાણી ભરી આવ્યો. ઝાડના પાતરાંપર તેઓએ આછુંપાતળું ભોજન કર્યું, ને તે નિર્મળ નદીનું ઠંડું જળ પીધું.

"ત્યારે આપણે હવે આપણા માર્ગે લાગીશું?" થોડી વાર પછી ઇક્રામુદ્દૌલાએ કહ્યું.

"ક્યાં ?" દિલશાદે પૂછ્યું.

"હુસ્નાબાદ તરફ જઇશું ને ?"

દિલશાદે પુંઠ ફેરવી અને કહ્યું, "હું તો વરંગલ જવાની."

આ શબ્દો તેના મોંમાંથી બહાર નીકળ્યા ન નીકળ્યા એટલામાં તો ઇક્રામુદ્દૌલાના હાથમાંની સુરાહી ધબ લઇને નીચે પડી, અને પાણી સર્વ ઢળી ગયું. ઇક્રામુદ્દૌલા નીચો વળી તે લેવા ગયો, પણ તેમ કરતાં તેના બદનમાંથી એક મહોરબંધ પત્ર નીચે પડ્યો. તેણે ઝટ લઇને તે પાછો લીધો અને હતો ત્યાં સેરવી દીધો, અને તે પાણી ભરી લાવવા ગયો.

દિલશાદ પાષાણના પૂતળાની માફક ઉભી રહી. તેણે તે પત્ર દીઠો હતો. તેને લાગ્યું કે, ઇક્રામુદ્દૌલાની પરીક્ષામાં હું છેતરાઈ. તેની ખાત્રી થઈ કે, તે એક જાસૂસ છે, ચોર છે, અને તેણે જે કાગળ જોયો હતો તે અવશ્ય તેજ કાગળ હોવો જોઇએ.

એટલામાં ઇક્રામુદ્દૌલા પાછો આવ્યો અને બોલ્યો,

"શાહજાદી સાહિબા ! ચાલો, ઘોડો તૈયાર છે."

દિલશાદ વિચારમાં પડી, પણ તરતજ તેની પાછળ ચાલી. તેણે ઝટ પોતાના મનમાં વિચાર કર્યો કે, હવે જો એ પત્ર એની પાસે છે, તો એની સાથે જવામાં લાભ છે. યોગ્ય તક હાથ લાગતાંની સાથે તે પત્રનો નાશ કરીશ કે ફરીથી અબ્બાજાનને ચિંતાનું કારણ ન રહે.

ઇક્રામુદ્દૌલાએ તેને ઘોડાપર બેસાડી, પછી તે ઘોડાપર સ્વાર થયો. તેણે પૂર્વવત્ લગામ હાથમાં લીધી, અને ઘોડાને હાંકી મૂક્યો.

રસ્તામાં વાંકીચૂંકી ચઢણ હતી. ઝાડ લીલાં છમ હતાં. હરિયાળી આંખને ટાઢક આપે એવી હતી. આમ તેઓ રસ્તો કાપવા લાગ્યાં. રસ્તામાં ચઢણ ને ઉતરાણ હતાં, પણ દાટ ઝાડીને લીધે છાયા સુખકર હતી. આજુબાજુનો દેખાવ મનોહર હતો. આમ માર્ગક્રમણ કરતાં એક પશુનો ઘુરકાટ કાને આવ્યો. દિલશાદની છાતી ધડકવા લાગી, અને ચેહેરાપર ભીતિનાં ચિહ્ન સ્પષ્ટ જણાયાં. ઇક્રામુદ્દૌલા સાવધ થયો.

"મને લાગે છે કે અહીં આટલામાં વાઘ હોવો જોઇએ."

"ના, ના, એવું કંઈ નથી," દિલશાદનો ભય ટાળવા ઇક્રામુદ્દૌલા બોલ્યો, "પછી તો પરમેશ્વર જાણે, જેવી ખુદાની મરજી !"

"હાસ્તો," એટલું કહી ઇક્રામુદ્દૌલાએ સામે પાર જવાને ઘોડાને નદીમાં ઝંપલાવ્યો. તે ચાલાક પ્રાણી સંભાળપૂર્વક નદી ઓળંગી સામે પાર ગયું. ઇક્રામુદ્દૌલા ઝડપથી ઘોડાને હાંકવા લાગ્યો. થોડે જ છેટે ગયા હશે એટલામાં ઝાડીમાંથી ફરી તે અવાજ આવ્યો.

થોડી વારમાં એક ઘુરકતું રીંછ બાજુએ ચાલ્યું ગયું. એક શિયાળ કીકીઆરી મારતું ઝાડીમાં અદૃશ્ય થયું. આપણા નાસી છૂટેલાં પ્રવાસીઓ રસ્તો ધીમે ધીમે કાપતાં હતાં, છતાં સહવારના પહોરની ટાઢકને લીધે તેમને કંટાળો આવતો નહતો. તેઓ પરસ્પર બોલ્યા વગર આસપાસનું સૃષ્ટિસૌંદર્ય નિરખતાં રસ્તો કાપતાં હતાં. દિલશાદના માથાપરના વાળ છૂટા થયા હતા, અને તેના રેશમ જેવાં ગુંછળાં

હવામાં ફરફર થતાં હતાં. શ્રમથી તેના મોંપર રક્તિમા છવાઈ હતી. તેના પર બાલ સૂર્યનું કિરણુ ઝાડીમાંથી વાંકું વળી કપોલ ભાગપર રમતું હતું. તેની આંખોમાં એક પ્રકારના તરલ તેજની છટા ચમકતી હતી. તે ભયની ચિંતાની છાયારહિત ભાસતી હતી. તેના ઓષ્ઠદ્વય વિભિન્ન હતા, અને તેમાંથી મોતીની સર જેવા શ્વેત દાંત ચમકતા હતા. તે વિલાયલી મૃણાલ સમાન જણાતી હતી. તેનો આ વખતનો દેખાવ જોઇ ઈક્રામુદ્દૌલાના મનમાં અનેક તરંગ ખેલતા હતા. તે દિલ-શાદની આ અવસ્થા જોતાં પોતાનું કાર્ય, કીર્તિ અને મહત્વાકાંક્ષા વિસરી ગયો. તેણે મનમાં નિશ્ચય કર્યો કે, વરવું તો આ જ સ્ત્રીને વરવું. તેને આ રમણીહૃદયપર સામ્રાજ્ય મેળવવાની ઇચ્છા દુનિયાના સામ્રાજ્ય આગળ તુચ્છ જણાતી હતી. પરંતુ દિલશાદ તેનાં મનની અભિલાષાને પોષક પ્રત્યુત્તર આપતી ન હતી. છતાં તેને લાગતું હતું કે આજ નહિ, તો ચાર દિવસ રહીને તે મારી માગણી અવશ્ય સ્વીકારશે. દિલશાદે કંઈ નહિ તો તેની એક માગણીનો સ્વીકાર કરી, તેની સાથે જવા સંમત થઈ હતી, એ કાંઈ નાની સુની વાત ન હતી. આમ ઇક્રામુદ્દૌલા રમ્ય સ્વપ્નસૃષ્ટિમાં વિહરતો જતો હતો, જ્યારે દિલશાદ શૂન્ય મનથી તેની સાથે જતી હતી.

આમ તેઓ માર્ગક્રમણ કરતાં હતાં એટલામાં એકાએક તે અરણ્યની નિસ્તબ્ધતામાં ભંગ થયો; એક ભયંકર ગર્જના કાને સંભળાઈ.

"અહીં કંઈ ચિતા બિતા હોય એમ જણાય છે," ઇક્રામુદ્દૌલા બોલ્યો. પણ આ શબ્દ પૂરા નીકળ્યા નહિ હોય એટલામાં તો ઝાડીમાં ત્રણ ચિત્તા નજરે પડ્યા.

"ઓ બાપ! આ તો ત્રણ ચિત્તા છે ને?"

"ખૂદા કરે ને તેઓ સામટા ન તુટી પડે તો બસ્સ. પણ શાહજાદી સાહિબા! ગભરાવાનું કંઈ કારણ નથી. હું ઘોડાપરથી ઉતરી જાઉં છું તમે આ ઘોડાને દોડાવતાં આગળ ચાલવા માંડો અને આઘુંપાછું જોતાં જ ના."

"નહિ, કદિ નહિ, મારી ખાતર આપની જીંદગીને હું જોખમમાં નહિ નાંખવા દઉં," એટલું કહી દિલશાદ તેને વળગી અને લગામને પકડી. ઈક્રામુદ્દૌલાએ તેના બોલવાપર ધ્યાન આપ્યું નહિ, અને ઝટ લગામ ખેંચી ઘોડાને ઉભો રાખ્યો; તરતજ તેને તરછોડી જમીનપર કૂદ્યો ને તમંચો લઈ, દિલશાદના હાથમાં આપ્યો. દિલશાદે કંઈ પણ બોલ્યા ચાલ્યા વગર મૂંગે મોંએ તે લીધો. ઇક્રામુદ્દૌલાએ પોતાના હાથમાં તરવાર લીધી, અને મનમાં ખયરુન્નિસાનો આભાર માનવા લાગ્યો કે, તેણે આ સર્વ જોગવાઈ અગમચેતીથી કરી હતી. તેણે તરવાર હાથમાં લેતાંની વાર કહ્યું,

"શાહજાદી સાહિબા, આપ હવે આપના કામે લાગી જાઓ. અહીં પળ પણ ઉભાં ન રહો."

દિલશાદ કંઈ પણ બોલી કરી નહિ.

"શાહજાદી સાહિબા!" "ઇક્રામુદ્દૌલાએ કહ્યું, "આપ સાંભળતાં નથી? ભાગો, નહિ તો આ ચિત્તાઓ ફાફરડી ખાશે."

"પણ આપ શું કરશો?" દિલશાદે પ્રત્યુત્તર વાળ્યો, "હું આપને અહીં એકલા

મૂકી એક ડગલું પણ આગળ ખસીશ નહિ. મારી ખાતર હું આપની જીંદગીને જોખમમાં નહિ નાંખવા દઉં."

"અલહમ્દુલિલાહ!" ઇક્રામુદ્દૌલા બોલ્યો, અને તેણે નજર કરી તો એક ચિત્તાને વાંકા વળી કૂદવાની તૈયારીમાં જોયો. ઇક્રામુદ્દૌલાએ ઝટ લઇને ઘોડાના પાછલા ભાગપર તરવારની મૂઠવતી પ્રહાર કર્યો. તે તેજી ઘોડો જોસમાં નાસવા લાગ્યો. દિલશાદના ચહેરાપરથી લોહી ઉડી ગયું. તે ઘોડાને થોભાવવા યત્ન કરવા લાગી, પણ તેનું કંઈ વળ્યું નહિ. તેણે પાછળ નજર કરી તો જોયું કે, એક ચિત્તો ઇક્રામુદ્દૌલાની ગરદનપર તલપ્યો.

ઇક્રામુદ્દૌલા ઝટ વિજળીને વેગે વાંકો સરી ગયો, અને તરવારનો સપાટો એવા જોરથી ફેરવ્યો કે તે ઘાતકી પશુનું પેટ લગભગ કપાઈ ગયું અને ચિચિયારી પાડતું શબવત્ જમીનપર પડ્યું.

મરતા પશુની ભયંકર ગર્જનાથી બીજા બે ચિત્તા તેની વાહારે તેનાપર ધસી આવ્યા. એક તો તેની પાછળ થઈ ભાગ્યો, પણ બીજાને આ ભક્ષ ઠીક છે એમ લાગવાથી તે તેનાપર તુટ્યો. ઇક્રામુદ્દૌલાએ એવી ચપળતાથી તરવાર ફેરવી કે તે ચિત્તાનું શિર શરીરથી છૂટું થઈ જમીનપર પડ્યું. આ બનાવ બન્યો નહિ બન્યો એટલામાં તેણે તમંચાનો અવાજ સાંભળ્યો, અને તેની સાથે ભયની કિકિયારી તેને કાને આવી. ઇક્રામુદ્દૌલા હરણના વેગે દોડવા માંડ્યો. ઈશ્વરકૃપાથી તે એન વખતે જઈ પહોંચ્યો. ઘોડો પાછલા પગપર ઉભો થયો હતો. દિલશાદ ઘોડાને વળગી પડી હતી, અને તે તમંચાથી ઘવાયલું પશુ મરણિયું થઈ બમણા જોરથી તલપવાની અણીપર હતું. દિલશાદના એક ગોળી બહારથી તે પશુ સહેજ ઘવાયું હતું, પણ તે બીજે બહાર કરવાને અસમર્થ હતી. ઇક્રામુદ્દૌલાએ આવેશમાં તરવાર જમીનપર ફેંકી દીધી અને તે પશુનું ગળું બે હાથે પકડ્યું, અને ઘોડાપર તલપતા અટકાવ્યું.

"શાહજાદી સાહિબા! આપની કટારી, કટારી કાઢો. જલદી! જલદી!!"

દિલશાદ ઘોડાપરથી ઝટ કૂદી નીચે પડી, અને જોતજોતાંમાં તેણે કટારીથી તે પશુનું હૈયું ચીરી નાંખ્યું, પણ તરત જ તે બેહોશ થઈ પડી.

અહા! શું રમણી હૃદયની વિચિત્રતા! કેવા પરસ્પર વિરોધી ભાવો! કુસુમ સદૃશ કોમળતા અને વજ્રની કઠોરતા એક જ સ્થળે વસે, એ દૈવની કેવી વિચિત્ર લીલા! ભયાનક પ્રસંગ જોતાં જ તે વજ્ર સમાન હૈયું કરતી ભયની સામે થઈ, પરંતુ ભય જતાં ને રકતપાત જોતાં જ તેની આંખમાં તમ્મર આવી, અને તે જમીન પર પડી.

ઇક્રામુદ્દૌલા તરત જ પાણી લેવા દોડ્યો. પાસે વહેતા એક વહેળિયામાંથી થંડું પાણી લાઈ આવ્યો અને તેના મોંપર છાંટયું. શીતળ હવાથી અને પાણીથી તેણે થોડી વારે પોતાની આંખો ઉઘાડી, અને બેબાકળી નજર આસપાસ ફેંકી.

"શાહજાદી સાહિબા! આપને કંઈ ઇજા તો થઈ નથી ને?" ઇક્રામુદ્દૌલાએ પૂછ્યું.

"શુક્રે ખુદા!" દિલશાદે જવાબ વાળ્યો, "જી, ના. કંઈ ઇજા થઈ નથી. આપને તો કંઈ થયું નથી ને?"

"જી, ના, આપની મહેરબાનીથી સહીસલામત છું," ઇક્રામુદ્દોલાએ જવાબ આપ્યો.

"મારી મહેરબાનીથી, જી:" દિલશાદ બોલી; "એમ કહોને આપની મહેરબાનીથી હું આજ બચી ગઈ છું."

"માણસની શું તાકાત છે કે કોઇને બચાવે?" ઇક્રામુદ્દૌલાએ કહ્યું, "પણ શાહજાદી સાહિબા! અહીં બહુ વાર થોભવું એ સારું નથી. આપણે જરા આગળ વધી કંઇક આરામ કરીશું."

"વારુ, તો જેવી આપની મરજી."

એટલું કહી બંને જણે તે ઘોડાપર બેસી આગળ પ્રવાસ ચાલુ કર્યો. રસ્તામાં પછી કંઈ વિઘ્ન તેમને નડ્યું નહિ.

---

# પ્રકરણ ૧૪ મું

## અરણ્યમાં આરામ

અહીં પર્વતમય પ્રદેશમાં કોઈ આરામ લેવાનું સ્થળ જણાતું હતું નહિ. પવન સુસવાટાભેર વાતો હતો, અને જે ઘોડાપર તેઓ મુશીબતને વટાવી આગળ વધતાં હતાં, તે પણ થાકયા જેવો જણાતો હતો.

"આપણે કંઈ વિશ્રાંતિ લેવા જેવું સ્થળ આવે તો ત્યાં જરા આરામ લઇએ," ઇક્રામુદ્દોલા બોલ્યો.

"હા, પરંતુ અહીં કંઈ તેવું સ્થળ નજર પડતું નથી."

"હમણાં આપણે કોઇક ગામડાની પાસે આવી લાગીશું."

"ઠીક, જોઇએ," દિલશાદ લાગણીરહિત સ્વરે બોલી. આમ તેઓ વાતચીત કરતાં માર્ગક્રમણ કરવા લાગ્યાં. ઘોડો સંભાળપૂર્વક ધીમે ધીમે ડગલાં ભરતો હતો. અંતે તેઓ એક ચઢાણ ઉતર્યાં કે એક નદીના કિનારા પાસે આવી લાગ્યાં. અહીં કંઇક ઝુપડાં નજરે પડયાં. ઇક્રામુદ્દોલા ઘોડાપરથી ઉતરી જોઈ આવ્યો, તો ઝુપડામાં કોઇની વસ્તી જણાઈ નહિ. તેને લાગ્યું કે કોઈ ભટકતી જાતના લોકોનું રહેઠાણ હોવું જોઇએ, ને તેઓ ત્યાંથી ચાલ્યા ગયા હોવા જોઇએ. તે તરત જ દિલશાદ હતી ત્યાં પાછો ફર્યો અને બોલ્યો,

"આપણે ત્યારે અહીં જરા આરામ લઇશું?"

"હા, મારાથી તો હવે એક ડગલું આગળ વધાય એમ લાગતું નથી."

"વારુ, તો આપણે અહીં આરામ લઇશું." ઇક્રામુદ્દોલાએ જવાબ આપ્યો.

એટલું કહી તેઓ તે ઝુપડાં આગળ આવ્યાં. દિલશાદને બહાર ઉભા રહેવાનું કહી, તે અંદર ગયો અને જોયું તો તે ખાલી હતું. ખૂણામાં એક ભાંગેલો ખાટલો પડેલો હતો. માટીનાં વાસણો આમતેમ પડેલાં હતાં, અને બીજી વસ્તુઓ આમતેમ અસ્તવ્યસ્ત પડી હતી. ઝુંપડાની પાછળ ઢોર બાંધવાનો વાડો હતો. અહીં સુકું ઘાસ બાજુએ પડેલું હતું, અને એક તરફ અહીં કોઇનો કપાયલો હાથ અને જમીનપર સુકાઈ ગયેલા કાળા રાતા લોહીના ધાબાં હતાં. ઇક્રામુદ્દોલા સમજ્યો કે, અહીં મારામારી અને બળાત્કાર થયો છે.

અમે જે સમયની વાત લખીએ છીએ તે સમયે આવી મારામારી વખતોવખત થતી હતી. લૂંટારુનાં ટોળાં નાના ગામડામાં આવી, છાપો મારી ગરીબ લોકનો સામાનસુમન, ઢોરઢાંખર લઈ જતા હતા; અને કેટલીક વાર જુલ્મ ગુજારતા હતા. આ ઉપરાંત ઘણી વાર યુદ્ધને વખતે પણ આવા જ પ્રસંગ ઉપસ્થિત થતા, અને ગામના લોકોને ભારે હાડમારી વેઠવી પડતી હતી; છતાં લોકો ગાંજ્યા જતા નહિ. તેઓમાં શૌર્ય અને હિંમતનો અભાવ ન હતો. આવા પ્રસંગે એ લોકોની સામે કેમ થવું તે, લોકોને અવગત હતું; અને અત્યારે જેમ શસ્ત્રના નામથી જ બીએ છે, તેમ તે લોકો બીતા ન હતા. નિડર અને તરવાર લાકડી વાપરવામાં કુશળ હોવાથી કેટલીક વખત એવાં ધાડાંઓને હાંકી કાઢતા, અને કોઈ કોઈ વખત તો બેચાર ગામના લોકો સંપ કરીને તેમની બરાબર ખબર લેતા.

ઇક્રામુદ્દૌલાએ તે પડેલા બળાત્કારના ચિહ્નને હાથમાં લઈ દૂર ફેંકી દીધું. બાદ જરા ઝુપડામાં સેહેજ આમતેમ સફાઈ કરી બહાર આવ્યો, અને દિલશાદને અંદર લઈ આવ્યો; ઘોડાને વાડામાં લઈ જઇને બાંધ્યો અને થોડું ઘાસ નીર્યું; પછી ઝુપડાંમાં આવી એક વાસણ લઈ તેમાં પાણી ભરી આણ્યું; છેવટે થોડાં લાકડાં એકઠાં કર્યાં, અને પોતાના સામાનમાંથી ચકમક કાઢ્યો, અને લોઢાના ટુકડા સાથે અથડાવી દેવતા સળગાવી તાપણું કર્યું.

દિલશાદ આટલો વખત બિછાનાપર પડી હતી. તે મુસાફરીના શ્રમથી થાકીને લોથ થઈ ગઈ હતી. તેના માથાના કેશ છૂટા વેરાયલા હતા. કપાળપર તાપણાનો પ્રકાશ પડતો હતો. તેના વાળની લટ તેની મૃણાલ સમાન ડોકપર આવી શિથિલતાથી આલિંગી રહી હતી. તેનો ઉરોજ ભાગ સહેજ કમ્પતો હતો. પાછળના વાડામાં ઘોડો ઘાસ ખાતો હતો, તેનો અવાજ આવતો હતો, તે સિવાય ત્યાં સર્વત્ર નિસ્તબ્ધતા વ્યાપી હતી.

ઇક્રામુદ્દૌલા આ દેખાવ ક્ષણભર જોઈ રહ્યો.

ઇક્રામુદૌલા આમ તેને ત્યાં સૂતી મૂકી બહાર આવ્યો, અને આમતેમ બાજૂના પ્રદેશમાં ફરી થોડાં ફળ તોડ્યાં. પાછા ફરતાં તેણે બીજા ઝુપડાંમાં નજર કરી. અહીં પણ સામાન અસ્તવ્યસ્ત પડ્યો હતો, પણ સદ્‌ભાગ્યે ભંડારમાં માટલાં જણાયાં. આમાંનાં એક માટલાંમાં થોડા ચોખા હતા તે લઈ ઇક્રામુદ્દૌલા પાછો ફર્યો, અને દેવતા પર ચોખાને ધોઈ પલાળીને રાખ્યા. ચોખા સીજવા આવ્યા એટલામાં દિલશાદ જાગૃત થઈ. ઇક્રામુદ્દૌલાને રાંધવાની ક્રિયામાં મશગુલ જોઈ તેને હસવું આવ્યું. તેણે પોતાની ઓઢણી ઠીકઠાક કરી સ્મિતભરી દૃષ્ટિ ઈક્રામુદ્દૌલા પર ફેંકી કહ્યું,

“અહો! આપ તો પાકક્રિયામાં પણ નિપુણ લાગો છો ને?”

“શાહજાદી સાહિબા!” ઇક્રામુદ્દૌલાએ જવાબ આપ્યો, “રંધનક્રિયામાં નિપુણતા છે કે નહિ તે તો ખુદા જાણે, પણ હા, હું થોડુંઘણું પકાવી જાણું છું.”

“વારુ, પણ આપ આ ક્યાંથી શિખ્યા?”

“ક્રાઇએ શિખવ્યું.”

“પણ એ શિખવાની જરૂર?”

“જરૂર?” ઈક્રામુદ્દૌલા બોલ્યો, “જરૂર કેમ નહિ? એકલી તરવાર ચલાવ-

વાની જરૂરિયાતથી બધાં કામ ચાલતાં નથી. અમારે કોઈ વખત ક્યાં ને કોઈ વખત ક્યાં ફરવું પડે છે. કોઈ વખતે મહેલમાં આરામ, તો કોઈ વખતે જંગલમાં મંગળ ગાવા પડે છે. કોઈ વખતે નોકર હોય, ને કોઈ વખત ન પણ હોય. જરા આવું આવડતું હોય તો સારું, એમાં નાનમ શી છે?"

"જી, હું નાનમ ક્યાં કહું છું? હું તો આપની તારીફ કરું છું કે, આપનામાં કેટલી કાબેલિયત છે!"

"વારુ તો, શાહજાદી સાહિબા! આપ તારિફને હમણાં મોકુફ રાખો, અને ભોજનને માટે આપ તૈયાર થઈ જાવ. આપણી પાસે હજી ભાથામાં થોડો સામાન છે. ચાવલ તૈયાર થયા છે, અને હું આ ફળ તોડી લાવ્યો છું. હા, દાળ નથી, પણ આપણે ચટણી પલાળી ચલાવી લઇશું."

ઇક્રામુદ્દૌલાએ પાંદડાંપર ભોજન પદાર્થ મૂકયો. બન્ને જણાં નીરવતાથી ભોજન કરવા લાગ્યાં. થોડી વારમાં તેઓ ભોજન કરી રહ્યાં. પાણી પીવાને માટે એક જ જામ હતું. ઇક્રામુદ્દૌલાએ કહ્યું,

"શાહજાદી સાહિબા! આપણી પાસે માત્ર એક જ પ્યાલું છે. આપણે બન્નેએ તેમાંથી જ પીવું પડશે."

"કંઈ નહિ, તેમાં શું થઈ ગયું?" દિલશાદ બોલી,

"શાહજાદી સાહિબા!" ઇક્રામુદ્દૌલાએ કહ્યું, "માફ કરજો. આ સ્થાનમાં કંઈ પણ મળી શકે એ તદ્દન અસંભવિત છે, નહિ તો કંઇક સારું ભોજન લાવત."

"સારું? આ ભોજન શું ખોટું હતું?" દિલશાદે કહ્યું.

"ખોટું નહિ તો શું? આપ મહેલમાં વસનાર, રોજ મિષ્ટાન્નના ખાનારને આવું આછુંપાતળું ભોજન ક્યાંથી રુચે?"

"હજરત!" દિલશાદે પ્રત્યુત્તર વાળ્યો, "ક્ષણભર એમ માનો કે, હું રોજ મિષ્ટાન્ન જમું છું, તો આજના ભોજનથી મને વધારે આનંદ થવો જોઇએ. કારણ કે રોજની રોજ જે ચીજ ખાવામાં આવે તેનાથી એક પ્રકારનો કંટાળો આવે છે; પણ આજનું ભોજન તો નવી તરેહનું હતું તેથી ઓર મજાહ લાગી."

"એમ?" આશ્ચર્યવ્યંજક સ્વરે ઇક્રામુદ્દૌલા બોલ્યો.

"હા જી, આપના હાથમાં કંઈ મીઠાશ હોવી જોઇએ," હસ્તાં હસ્તાં દિલશાદ બોલી.

"ત્યારે એ પદાર્થની મિઠાશ નહિ કે?" ઇક્રામુદ્દૌલાએ પણ મજાકમાં પૂછ્યું.

"જી, ના," દિલશાદે વ્યંગ્ય અને મજાકદર્શક સ્વરે જવાબ આપ્યો.

"શાહજાદી સાહિબા!" ઇક્રામુદ્દૌલા બોલ્યો, "હું સાચેસાચું કહું?"

"હા, કહોને. શા માટે નહિ?"

"ત્યારે મિઠાશ તો આપની જીભમાં હોવી જોઇએ."

"મારી જીભમાં મિઠાશ છે, એ આપે શી રીતે જાણ્યું?" દિલશાદે પૂછ્યું.

"વારુ, તો મારા હાથમાં મિઠાશ છે, એ આપ શી રીતે જાણી શકયાં?"

"વાહ! શી રીતે કેમ? આપના હાથની મિઠાશ આ ભોજનના પદાર્થમાં ઉતરી આવી હતીને? પણ આપ મારી જીભની મિઠાશ તે શી રીતે જાણી શકયા?"

ઇક્રામુદ્દૌલા ચૂપ રહ્યો. તેની સાથે તે તર્કમાં ફાવી શકયો નહિ. તેને

પોતાની હાર માનવી પડી. આમ વાતોમાં વખત ક્યાં ગયો તે જણાયું નહિ. જોતજોતામાં સંધ્યા વ્યતીત થઈ; પૃથ્વીપર અંધકાર છવાવા લાગ્યો; પક્ષીઓનો કલરવ કાને પડવા લાગ્યો.

ઇક્રામુદ્દૌલા ઉઠ્યો અને બોલ્યો, "શાહજાદી સાહિબા ! આપ હવે આરામથી શયન કરો."

દિલશાદ ઉભી થઈ અને બોલી, "અને આપ ક્યાં જાઓ છો ?"

"હું ક્યાં જવાનો હતો ? હું આ પાછળના વાડામાં જઈ જરા લેટીશ."

દિલશાદના ચેહેરા પર સહેજ ફિક્કાશ છવાઈ. તેણે ભયવ્યંજક સ્વરે કહ્યું, "હજરત! મને અહીં એકલું સુતાં બીક લાગશે."

"પણ હું ક્યાં દૂર છું? હું પણ અહીં જ છુંને. આપ કહો તો આ બાજૂના ભાગમાં સુઈ રહું, પછી ?"

"તો આપ અહીં સુખે આરામ કરો. હું જ તે બાજૂના ભાગમાં પડી રહીશ," દિલશાદ બોલી.

"ના, જી, એમ ન બને. આપ અહીં ત્યાંના કરતાં વધારે સુરક્ષિત છો."

દિલશાદ ચૂપ રહી. ઇક્રામુદ્દૌલાએ બારણું બંધ કર્યાં, આડ નાંખી. દિલશાદ પણ તે તુટેલા ખાટલાપર પડી. ઇક્રામુદ્દૌલા બાજુના ભાગમાં ચાલી ગયો. તે તે ભાગમાં એકલી જ હતી. ઓરડામાં તાપણાનો મંદ પ્રકાશ પડતો હતો. દિલશાદ તેના ભણી જોઈ રહી, અને વિચાર કરવા લાગી. ઇક્રામુદ્દૌલાના આટલા પરિચયે તેના મનપર જલ્દી જ છાપ પાડી હતી. તેના બોલવામાં તેને એક પ્રકારની ગૃહસ્થોચિત સુજનતા અને મિઠાશ લાગતી હતી. તેના વર્તનમાં સભ્યતા અને શિષ્ટાચાર જોતી હતી. તેની હિંમત અને સાહસિક વૃત્તિ જોઈ દિલમાં આનન્દ પામતી હતી. તેના હલનચલનમાં યૌવનસુલભ તનમનાટ અને ભયના સમયે પ્રસંગાવધાને તેના મનપર અસર કરી હતી. આટલું છતાં તેનું મન કોઈ કોઈ વખત કુશંકાના કાંપમાં ગળી જતું હતું. ઇક્રામુદ્દૌલા પોતાના મનની વાત સ્પષ્ટ રીતે જણાવતો ન હતો. એ ખરી વાત કે, તેણે બરંગુલમાં આવવાનું કારણ જણાવ્યું હતું, પરંતુ તે સિવાયની હકીકત તેણે ગુપ્ત રાખી હતી. તેના શરીરપરના વસ્ત્રમાંથી કાગળો નીકળ્યા હતા. તે જાસૂસ હતો એમ પૂરવાર થયું હતું, છતાં આ વાત તે સ્પષ્ટ રીતે ઇનકાર કરતો હતો. વળી આ ઉપરાંત તે એમ પણ જણાવતો હતો કે, મારાં લગ્ન થયાં નથી, એ શું ? ખરેખર આ વાતમાં કંઈ ઘોટાળો છે. આમ વિચારમાં ને વિચારમાં તેને પોતાના પિતાનું સ્મરણ થયું, અને તે પત્રની બીના તેના મગજમાં સ્કુરી આવી. તેણે તે કાગળ મેળવવાને કોશેશ કરી હતી, પરંતુ તેમાં તે ફાવી નહિ. અને જ્યાં સુધી એ કાગળ હાથમાં ન આવે કે નષ્ટ ન થાય ત્યાં સુધી સુલ્તાન કુલિખાંની જીંદગી ભયમાં રહેવાની. ઇક્રામુદ્દૌલાના હાથમાં જો એ કાગળ રહ્યો, તો તે અવશ્ય દુશ્મનના હાથમાં આપવાનો, અને પછી તેનું શું પરિણામ આવશે ? એ ખરી વાત કે, સુલ્તાન કુલિખાંએ શુદ્ધિમાં તેનાપર સહી કરી ન હતી ને કપટથી તે પત્રપર સહી લેવામાં આવી હતી, પણ આ વાત માને કોણ ? અને માને, તો એ વાત કહે કોણ ? વળી એ પત્ર જો ઇક્રામુદ્દૌલા પાસે હોય, તો તે ન આપે એની ખાત્રી શી ?

તે પત્ર ગમે તેની પાસે હોય પણ જ્યાં સુધી તેનો નાશ ન થાય ત્યાં સુધી ભય ટળે નહિ, એની એને ખાત્રી હતી. તે પત્રની ખાતર મલેક મુબારક સાથે લગ્ન કરવા પ્રસ્તુત થઈ હતી, અને તે પત્રની ખાતર જ ઇક્રામુદ્દૌલાની સાથે જવાને તૈયાર થઈ હતી, તો અત્યારે જ તે પત્ર શા માટે ન ચોરી લેવો એમ તેના મનમાં થઈ આવ્યું.

આ વિચાર આવતાંની વાર તે એકદમ બેઠી થઈ, અને હળવેથી પગનો અવાજ ન થાય તેમ તે ઇક્રામુદ્દૌલા સુતો હતો તે ઓરડી આગળ આવી. હળવેથી બારણું ખોલી અંદર દાખલ થઈ. ઓરડીમાં અંધારું હતું. ઇક્રામુદ્દૌલા બિછાના-પર પડ્યો ઉંઘી ગયો હતો. તેણે એક હાથપર માથાને ટેકવ્યું હતું, અને બીજો હાથ છાતીપર હતો. પોતાની હમેશની સહચરી તરવાર નીચે પાસે જ પડી હતી. માત્ર તેનો શ્વાસોશ્વાસ સંભળાતો હતો; આ સિવાય નીરવતા હતી. દિલશાદ વાંકી વળી, પણ તે પત્ર કાઢવાની હિમ્મત તેને થઈ નહિ. છેલ્લી ઘડીએ તેણે હિમ્મત ખોઈ દીધી. તેને લાગ્યું કે, જો કદાચ તે જાગે તો? તેનો હાથ અડતાં જ તે ચોંકી ઉઠે તો? તો શું? તે તરત જ મનસુબો કળી જાય, અને ફરીથી તે પત્ર મેળવવાની સંધિ કદાપિ પણ આવે નહિ. વળી તે મારે માટે કેવી કલ્પના કરે? આવો વિચાર આવતાં તેણે પત્ર લેવાનો વિચાર માંડી વાળ્યો, અને જે પ્રમાણે આવી હતી તે પ્રમાણે ધીમે પગલે પાછી ફરી, અને જતાં જતાં બારણું હતું તેમ બંધ કરી દીધું.

તે આવી ખાટલાપર પડી અને શરીરપર શાલ ઓઢી લીધી; પણ તેને નિદ્રા આવી નહિ. તે આમતેમ પાસાં બદલવા લાગી. એટલામાં કોઈ બારણું ઠોકતું હોય એવો તેને ભાસ થયો. તરત જ તેણે કાન માંડ્યાં. આ વખતે તેને સ્પષ્ટ સમજાયું કે, કોઈ બારણું ઠોકે છે. તેની છાતીમાં ધ્રાસ્કો પડ્યો. તેનું હૈયું જોરથી ધડકવા લાગ્યું. તેણે છાતીપર હાથ દઈ દીધા. ફરીથી કોઇએ બારણું ધબકાવ્યું. તરત જ તે સફાળી ઉઠી બેઠી થઈ, ઇક્રામુદ્દૌલા જે ઓરડીમાં સુતો હતો ત્યાં ચાલી ગઈ, અને એકદમ મોટેથી બોલી,

"હજરત! હજરત! કોઈ બારણું ઠોકે છે. જાગો. જાગો."

ઇક્રામુદ્દૌલા એકદમ બેઠો થયો, ઝટ તરવાર લીધી અને બોલ્યો,

"શું છે? શાહજાદી સાહિબા! એમાં ગભરાવાનું શું છે?" એમ કહી તે ઓરડીમાંથી નીકળી શાહજાદીવાળી જગામાં આવ્યો; ત્યાં સળગતાં લાકડાંને સંકોર્યાં અને જરા અજવાળું કર્યું; પછી બારણાં આગળ આવ્યો, એટલામાં ફરીથી કોઇએ બારણું ઠોક્યું.

"કોણ છે?" ગંભીર અને નિડર સ્વરે ઇક્રામુદ્દૌલાએ પૂછ્યું.

"ખુદાની ખાતર દરવાજો ખોલો," જવાબ મળ્યો.

"પણ આપ કોણ છો તે જણાવશો?" ઇક્રામુદ્દૌલાએ ફરીથી પૂછ્યું.

"ખુદાનો બંદો, એક ગરીબ ફકીર."

ઇક્રામુદ્દૌલાને તે બોલનારનો સ્વર પૂર્વે સાંભળ્યો હોય એમ લાગ્યું. તેણે ફરીથી પૂછ્યું,

"આપનું ઈસ્મ શરિફ?"

"નિઝામુદિન ચિશ્તી! ખોલો, ખુદાની ખાતર જલદી દરવાજો ખોલો."

ઇક્રામુદૌલાએ દરવાજાની આડ કાઢી નાંખી, અને હાથમાં તરવાર લઈ ઉભો રહ્યો કે વખતે કંઈ દગો હોય તો ઝટ તરવાર ઉગામાય. બારણું ઉઘાડતાંની વાર એક જટાળો ફકીર ઝટ લઇને અંદર દાખલ થયો. ઇક્રામુદૌલાએ બારણું પુનઃ બંધ કરી દીધું, અને તરવારને મ્યાનમાં નાંખી, અને હસ્યો.

"પાક પરવરદિગાર!" ઇક્રામુદૌલાએ કહ્યું, "મેં જાણ્યું કે કાં તો સિપાઇઓ છે, વા કોઈ લૂટારૂફૂટારૂ છે. પણ ખુદાના શુક્રાના છે કે, આપ નીકળ્યા. મૌલાના! આટલી રાતે અને આવા વિકટ સ્થાનમાં આપની મુલાકાતનો લાભ મળશે, એવી મને સ્વપ્ને પણ કલ્પના ન હતી. વારુ પણ મૌલાના! આપ ભલે આવ્યા. આ સુરાહીમાં જરા શિરાજી છે તે પીઓ, અને આ થોડાં ફળ છે તે આરોગો. જરા તાપણા પાસે બેસી ટાઢ ખંખેરી નાંખો."

"શુક્રે ખુદા!" એટલું કહી મૌલાનાએ સુરાહીપર હાથ નાંખ્યો, અને એક ઘુંટડામાં સાફ કરી દીધી. પછી તાપણા આગળ જઈ લાકડાં ખોરી, કુંપાને ભડકો કર્યો. તેના ચેહેરાપર ખુમારી આવી. હોઠ મટમટાવી મૌલાનાએ કહ્યું,

"હજરત! મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે, હું ફરીથી આટલા જલદીથી આપને મળીશ. પણ ખયર! ખુદાતાલાની રહેમનો પાર નથી. આજ મેં ખુદાની બંદગી ગુજારી હતી કે, મને કોઈ રફિક મળી જાય તો ઠીક ને જરા દુખ્તરે અંગુર* મળે તો સારું. ખુદાની મહેર છે કે બન્ને ચીજે મળી." એટલામાં આ ફરતા ફકીરની નજર દિલશાદ પર પડી. ઝટ ઉભા થઈ સાંઈ સાહબ બોલ્યા,

"માફ કરજે શાહજાદી સાહિબા! મેં આપને જોયાં નહિ. પણ ખરેખર આપ અહીં જ હોવાં જોઇએ, એમાં નવાઈ શી છે?"

"હું અહીં હોવી જોઇએ?" નમ્ર રોષદર્શકસ્વરે દિલશાદ બોલી:–"શા માટે મૌલાના! આપનું એમ ધારવું થયું?"

ફકીરના ચેહેરાપર હાસ્યછટા ખેલવા લાગી, અને તેની આંખોમાં મલકાટ થનથન કરવા લાગ્યો, તેણે કહ્યું,

"જ્યારે હું વરંગુલથી નીકળ્યો ત્યારે આપ નાસી ગયાં, એ સમાચાર ગામમાં ઘેરેઘેર પ્રસરી રહ્યા હતા. કોઈ કહેતું કે, હજરત ઇક્રામુદૌલા શહાવતપરસ્ત આદમી છે, અને તે આપને આપની મરજી વિરુદ્ધ બળજોરીથી ઉપાડી ગયો છે. પણ મને તો બરાબર ખબર હતી, અને બીજા કેટલાક એમ ધારે છે કે, આપ રાજીખૂશીથી ઇક્રામુદૌલા સાથે નાસી ગયાં છો; એટલા માટે કે, આપ મલેક મુબારકના હાથમાંથી બચી જાઓ. ગમે તેમ, પણ જે થયું છે તે ઠીક થયું છે, અને હું આપને મુબારકબાદી આપું છું."

દિલશાદની આંખની કીકીઓ વક્ર થઈ.

"આપની મુબારકબાદીની મને અગત્ય નથી, મૌલાના!" દિલશાદે મરડાટમાં કહ્યું; "આપ તેને આપની પાસે રહેવા દ્યો, અને મને જણાવો કે આપ કોણ છો?"

---

* દુખ્તરે અંગુર=દ્રાક્ષની દુહિતા અર્થાત્ કે શરાબ.

"હું એક ખુદાનો બંદો છું;" ફકીરે જવાબ વાળ્યો; "પણ આપ શું મને ઓળખતાં નથી ? એમ બને જ કેમ ? હું નિજામુદ્દિન ચિશ્તી—"

"આપે જ મારી શાદી મલેક મુબારક સાથે કરાવી હતી ને ?"

"જી, હા, શાહજાદી સાહિબા ! એ આ સેવકનું જ કામ હતું."

"પણ મને એમ કહેવામાં આવે છે કે, મેં તેની સાથે શાદી કરી નથી, એ શું ?" દિલશાદે પૂછ્યું.

સાંઈ સાહબે એક તીવ્ર દૃષ્ટિપાત ઇક્રામુદ્દૌલાપર ફેંક્યો. ઇક્રામુદ્દૌલાએ તે દૃષ્ટિનો દૃષ્ટિથી જ જવાબ વાળ્યો. સાંઇબાવાની ખાત્રી થઈ કે, રહસ્ય બહાર પડ્યું નથી એટલે સંતોષજનક ચેહેરે જવાબ આપ્યો, "કદાચ તેમ પણ હોય. એ શું બનવા જોગ નથી ?"

"તેમ પણ હોય એટલે ?" આશ્ચર્યજનક ચેહેરે ખિન્નતાવ્યંજક સ્વરે દિલશાદ બોલી, "શું મારાં લગ્ન થયાં નથી, એ સાચી વાત છે ?"

"સાચી છે કે ખોટી તે બરાબર વખત આવ્યે સમજાશે," ફકીરે જવાબ આપ્યો.

"નક્કી કંઈ કાવતરું જણાય છે. આપ બન્ને જણ મારાપર દગો રમો છો, એમાં કંઈ શક નથી," મ્લાન મુદ્રાએ દિલશાદ બોલી.

"શાહજાદી સાહિબા !" ફકીરે કહ્યું, "અમે તો ખુદાના બંદા છીએ. રાતદહાડો ખુદાની મસ્તીમાં રહીએ છીએ. નેક કામ કરવા પર અમારું ધ્યાન હોય છે. આ દુનિયામાં નઠારાં કામ કરવાં એ ફકીરને લાજમ નથી, તો પછી આપ એમ શા માટે માનો છો, કે મેં કંઈ કાવતરું રચ્યું હશે. આપનું નુકસાન કરવામાં મને કંઈ લાભ છે ?"

"પણ ત્યારે ખરું શું છે તે આપ કહેતા કેમ નથી ?" દિલશાદે રોફમાં પૂછ્યું.

"ખરું શું છે તે આપોઆપ જણાશે;" ફકીરે કહ્યું ! "પણ શાહજાદી સાહિબા ! આપનાં લગ્ન થયાં એ આપને બરાબર યાદ છે. ?"

"એટલે ?" ચોંકીને દિલશાદે પૂછ્યું.

"એટલે હું એમ પૂછું છું કે, આપે બધા માણસોની સમક્ષ મલેક મુબારક સાથે શાદી કરી, એ આપને સ્મરણ છે ખરું ? આપ એ કમરામાં આવ્યાં હતાં એમ આપને લાગે છે કે ?"

દિલશાદ ચૂપ રહી. શું કહેવું તે તેને સૂઝ્યું નહિ; પણ તેના મનમાં એમ થઈ આવ્યું કે આ બાબતમાં કંઈ ઘોટાળો છે, અને આ ફકીર તે સારી રીતે જાણે છે."

દિલશાદને ચૂપ જોઈ ફકીરે કહ્યું,

"જુઓ, શાહજાદી સાહિબા ! એમાં અફસોસ કરવા જેવું કંઈ નથી. ખુદા જે કરે છે તે મનુષ્યના ભલાને માટે જ કરે છે. અમે પણ કોઇનું બુરૂં કરતા નથી. બધું આપોઆપ જણાશે," એટલું કહી ઇક્રામુદ્દૌલા તરફ વળી કહ્યું; "ત્યારે હવે આપણે જરા આરામ કરશું ?"

"હા ચાલો," એટલું કહી બન્ને જણા ત્યાંથી ઉઠ્યા, અને ઇક્રામુદ્દૌલા પ્રથમ સૂતો હતો તે ઓરડીમાં આવ્યા. આવતાંની વાર ઇક્રામુદ્દૌલાએ કહ્યું,

"હજરત ! આપે પણ ઠીક બનાવી."

"તો શું કરું? શાહજાદી સાહિબા પણ ખરેખર ગુંદની માફક વળગી પડ્યાં તો એમ કર્યા વગર છૂટકો ન હતો."

"પણ આપને પણ વાતને ઉડાવતાં ઠીક આવડે છે જો."

"અરે, તે તો પૂછતા જ ના. પટાવવું એ તો મારે મન રમત છે. જુઠું બોલવામાં પણ પાછો પડું એમ નથી. આ ઉપરાંત બીજા કેટલાક ગુણ સેવકમાં છે. પણ, હા, હજરત! ગામમાં બધે હાહાકાર થયો છે. સુલ્તાન કુલિખાં એમ ધારે છે કે, આપ જાસુસ છો, એટલું જ નહિ પણ આપ હવશપરસ્ત આદમી છો, અને તેથી તેની દુખ્તરને ભગાવીને નાસી ગયા છો. માટે તે સિપાઇઓ લઇને આપની પુંઠે પડેલ છે. મલેક મુબારકના હિતચિંતકો એમ ધારે છે કે, આપ તેને મારીને બળાત્કારથી તેની બૈરી ઉપાડી ગયા છો, માટે તેઓ તમને પકડવા ઇચ્છે છે. પણ વધારે ઉત્કટ ઇચ્છા તો ખયરુન્નિસાને આપને પકડવાની છે. આપે તેના દિલને જખ્મી કરી, તેના આપેલા ઘોડાપર સ્વાર થઈ, સોબતમાં તેને સાથે ન લેતાં બીજાને સોબતમાં લઈ ભાગી આવ્યા, તેથી તે આપને ધિક્કારે છે, ને તેણે ભાડુતી માણસો એકઠાં કર્યાં છે, અને આપની પુંઠ પકડવા તે પણ નીકળી છે."

ઇકામુદ્દૌલા હસ્યો અને બોલ્યો,

"વારુ, એ તો મારી વાત થઈ; પણ આપનું કેમ છે?"

"અરે, ન પૂછો વાત. મને પણ ભાગતાં કંઈ કંઈ મુસિબત નડી છે. પહેલાં તો જંગલમાં બે ચિત્તા મળ્યા. પણ આ ખૂદાના બંદામાં ઉઠાવવાની અને પટાવવાની હિકમત ઉપરાંત બીજી હિકમત છે, અને તે એ કે સેવક અચુક નેમ એવી તાકે છે કે ન પૂછો વાત. મને લાગે છે કે લોકો એ ચિત્તા, હરણનો શિકાર કરવા રાખે છે, તે જ તેમણે છોડી મુક્યા હોવા જોઇએ."

"અમને પણ એજ મુસિબત નડી હતી," ઇકામુદ્દૌલાએ કહ્યું; "અમારી પાછળ ત્રણ હતા. એમાંથી બેને તો મેં મારી તરવારથી મારી નાંખ્યાં, અને ત્રીજાને શાહજાદીએ કટારથી વીંધી નાંખ્યો. સદ્ભાગ્યે એટલું સારું થયું કે, તે વખતે રાત ન હતી, નહિ તો બાર વાગી જાત. પણ હજરત! આપ કયાં સુધી વરંગુલમાં હતા?"

"થોડો જ વખત. આપની વાત વરંગુલમાં ફેલાઈ, બાદમાં હું ત્યાંથી ચાલી નીકળ્યો. પહેલાં તો દિલશાદના લગ્નની વાત આખા શહેરમાં ફેલાઈ, અને સઘળા આશ્ચર્ય પામ્યા. બાદમાં એવી વાત ફેલાઈ કે, આપે મલેક મુબારકનું ખૂન કર્યું, અને તેની બીબીને લઈ નાસી ગયા. હું પણ તરત જ રવાના થયો, અને આ બીજુને રસ્તે નાસી આવ્યો, અને અહીં આપની મુલાકાત થઈ. સારું થયું, આપણે હવે સાથે જ મુસાફરી કરીશું, પણ જો દિલશાદને વાંધો ન હોય તો. પણ હા, હજરત! આપણે પહો ફાટતાં જ અહીંથી નીકળી જવું જોઇશે, સમજ્યા? આપની પાસે તો ઘોડો છેને?"

"પણ તે પર તો દિલશાદખાનમ સ્વારી કરશે," ઇકામુદ્દૌલાએ કહ્યું.

"હા, પણ તે આ જંગલમાં જ. બાદમાં ઘોડો રાખવો એ ઠીક નથી, કારણ કે એથી આપણને પકડાઈ જવાનો સંભવ રહે છે. આપણે કયો માર્ગ લીધો કે ક્યાં છીએ, તે એનાથી જલદીથી કળી શકાય છે."

ઇક્રામુદ્દૌલાએ ડોકું ધુણાવ્યું અને ફકીર સાહએ બગાસું ખાધું.

"વારુ તો હું જરા આરામ લઉં," ફકીરે કહ્યું; "તમે ત્યાં સુધી જાગતા રહો. થોડી વાર પછી આપ મને જગાડજો, અને આપ સુઈ જજો. પછી હું જાગતો રહીશ. કેમ ઠીકને?"

"હા, ઠીક છે. એમ કરીએ," ઇક્રામુદ્દૌલાએ કહ્યું.

"વારુ ત્યારે, આ મારી દારુની નાની મશક છે. મારો તમંચો માત્ર બહાર મેં સંતાડ્યો છે."

"બહાર?" ઈક્રામુદ્દૌલાએ ભવાં ઉંચાં ચઢાવી આશ્ચર્યમાં પૂછ્યું, "બહાર તમંચો સંતાડ્યો છે?"

"જ્યારે મેં અહીં આવી બારણું ઠોકર્યું," ફકીરે જવાબ આપ્યો, "ત્યારે મને ખબર નહોતી કે આપ અહીં હશો. અને આવી વખતે આ ફકીરના વેષમાં તમંચો રાખવો એ સારું નહિ, એમ જાણી મેં તેને બહાર સંતાડયો છે."

"વારુ, તો આપણે તે લઈ આવીએ," ઇક્રામુદ્દૌલાએ કહ્યું; "કોણ જાણે કયી વખતે તેની જરૂર પડે તે કહેવાય નહિ."

એટલું કહી ઈક્રામુદ્દૌલા ઉભો થયો; સાંઈ સાહેબ પણ તેની પાછળ ચાલ્યા. તે બન્ને જણા હળવેથી બારણું ઉઘાડી બહાર આવ્યા.

"આ રહ્યો તે તમંચો," ઈક્રામુદ્દૌલાએ ફકીરે કહેલે સ્થાને વાંકા વળી હાથમાં લઈ કહ્યું.

"ચૂપ, હજરત!" સાંઇ સાહએ કહ્યું; "જુઓ તો પેલી તરફ, પણે લાંબે શું જણાય છે?"

ઈક્રામુદ્દૌલાએ દૂર નજર કરી. તે ખીણમાં લાંબે છેટે તાપણું સળગાવી કોઈ માણસોની ટોળી મળી હોય એમ તેને ભાસ્યું.

"કાં તો સુલ્તાન કુલિખાંનાં સિપાઇઓ, મલેક મુબારકના માણસો, વા ખયરુન્નિસાના ભાડુતી માણસો પૈકી કોઈ હોવા જોઇએ," ફકીરે કહ્યું; "જુઓ હજરત! અહીંથી આપણે મધરાત વ્યતીત થતાં નીકળી જવું, અને પહો ફાટતાં પહેલાં આ ડુંગરો વટાવી આગળ જતા રહેવું જોઇએ. જો એમ નહિ કરીએ તો આપણને તેમના હાથમાં સપડાવું પડશે, અને જો તેમ થયું તો તમારી બધી મેહેનત બરબાદ જશે."

આમ તેઓ પુનઃ પોતાને સ્થાને આવ્યા. ફકીર બાવા તો બિસ્તરાપર આળોટી પડ્યા અને ઘસઘસાટ ઉંઘવા લાગ્યા. અર્ધ રાત્રિ વ્યતીત થઇ કે ઝટ ઈક્રામુદ્દૌલાએ સાંઈ સાહેબને ઢંઢોળી જગાડ્યા અને કહ્યું:-

"મૌલાના! ચાલો તૈયાર થઈ જાઓ, વખત થયો છે."

"શાનો વખત?" સાંઈ સાહએ પૂછ્યું, "આપને આરામ લેવાનો અને મારે પહેરો ભરવાનો કે?"

"ના જી, આપણે અહીંથી કુચ કરવાનો સમય થયો છે. હું શાહજાદીને જગાડું છું. તમે જઇને ઘોડાને સજ્જ કરો," ઇક્રામુદ્દૌલા બોલ્યો.

આકાશમાં અસ્તમિત થતા નક્ષત્રોનો પ્રકાશ હતો. સાંઈ મૌલા વાડામાં આવી ઘોડાપર ખોગીર નાખવા લાગ્યા. આણી તરફ ઇક્રામુદ્દૌલા શાહજાદી

સુતી હતી ત્યાં આવ્યો અને બારણું ઠોક્યું. તરત જ દિલશાદ જાગૃત થઈ અને બારણું ઉઘાડ્યું.

"શાહજાદી સાહિબા!" ઇક્રામુદ્દૌલા બોલ્યો, "સિપાઇઓ આ દરીમાં છે, ને આપણે અહીંથી ભાગવું જોઇએ."

"સિપાઇઓ!" દિલશાદ જાણે વિચારમાં કે સ્વપ્નમાં હોય તેમ બોલી.

"જી, હા," ઇક્રામુદ્દૌલાએ કહ્યું; "આપણે તેઓ કૃત્ય કરે ત્યાર પહેલાં અહીંથી ભાગવું જોઇએ."

"અહીં સિપાઇઓ!" દિલશાદ મનમાં વિચાર કરવા લાગી.

'જો અહીં સિપાઇઓ હશે તો વાલિદ પણ સાથે આવ્યા હશે. યા નસિબ! જો તે કાગળ કાઢી લીધો હોત તો કેવું સારું થાત. જેને માટે આ બધી માથાકુટ કરું છું, તે એકદમ ટળી જાત; અને તેમને મળી તે કાગળ આપી તેમની ચિંતાનો પણ પાર આણત. પછી મલેક મુબારકની સતાવણી પણ ચાલત નહિ. પણ શું કરવું? મેં મૂર્ખીએ આવેલી તક ગુમાવી.' આ પ્રમાણે વિચારોના મોજાં તેના મનરૂપી સમુદ્રમાં આવતાં હતાં. તેને લાગ્યું કે, હવે તો ઇક્રામુદ્દૌલાની સાથે મુસાફરી કર્યા વગર છુટકો નથી. હવે જ્યાં સુધી તક મળે નહિ અને ઈશ્વરના કરવાથી તે કાગળ હાથમાં આવે નહિ ત્યાં સુધી સાથે જ જવું એમ તેણે નિશ્ચય કર્યો.

પવન ઠંડો ફુંકાતો હતો. દિલશાદે ઝટ શાલ દિલપર વીંટાળી, અને તેઓ બન્ને વાડામાં આવ્યાં.

"આપ ઘોડાપર સ્વાર થાઓ," ઇક્રામુદ્દૌલાએ કહ્યું; "અને અમે બન્ને જણ સાથે ચાલીએ છીએ."

પવનનો સપાટો ચાલતો હતો. આકાશમાં નક્ષત્ર મંદ પ્રકાશ નાખતા હતા. ઘોડાની ખરીનો અવાજ તે દરીની નીરવતાનો ભંગ કરતો હતો. તેઓ આમ જતાં હતાં એટલામાં એક માણસ બાજુમાંથી હરણની માફક દોડી ગયો.



# પ્રકરણ ૧૫ મું

## ભગ્નહૃદય

જંગલમાં જે તાપણું સળગતું ફકીર અને ઈક્રામુદ્દૌલાના જોવામાં આવ્યું હતું ત્યાં સિપાઇઓ હતા ખરા, પણ તે સુલ્તાન કુલિખાંના માણસો ન હતા કિંવા મલેક મુબારકના પણ ન હતા. પરન્તુ તે કપટનીતિકુશળ અબળા નહિ પણ પ્રબળા ખયરુન્નિસાના હતા. તે સાધારણ સૈનિકો નહિ, પરંતુ પૈસાને માટે કોઈ પણ કામ કરવા તત્પર થાય તેવા લૂટારા હતા. ચાર વાંસડાને આધારે એક ચંદની ઉભી કરી તેની નીચે ખયરુન્નિસા ગાદીપર પડી હતી. તાપણાનો પ્રકાશ તેના મોંપર પડતો હતો. તે લૂટારુઓ આમતેમ ટોળાબંધ બેસી ગપ્પાં હાંકતા હતા. ખયરુન્નિસા મલેક મુબારકને ધિક્કારતી હતી, પરંતુ અત્યારે તેનો ધિક્કાર ઇક્રામુદ્દૌલા પ્રતિ ચાર ગણો વધ્યો હતો. ઈક્રામુદ્દૌલાને તેણે યુક્તિ રચી છોડવ્યો હતો, તેને નાસી જવાને માટે સાધનો પૂરાં પાડ્યાં હતાં, અને તેણે તેને સાથે

લઈ જવા કબુલ કર્યું હતું, પરન્તુ ઇક્રામુદ્દૌલાએ તેના પ્રેમની પરવા કર્યા વગર, તેણે આપેલી સહાયને કંઈ લેખામાં ગણ્યા વગર સીધી શૈનકમેહેલની વાટ પકડી, ને મલેક મુબારકને હંફાવી તેની સ્ત્રીને લઈ તે નાસી ગયો. અને એ સ્ત્રી તે કોણ? ખયરુન્નિસાની દુશ્મન, હલિફ. તેણે જ મલેક મુબારકના મનપર ભૂરકી નાંખી હતી, અને વળી તેણે જ ઈક્રામુદ્દૌલાના મનને વશીભૂત કર્યું હતું. ખયરુન્નિસાએ ઇક્રામુદ્દૌલા સાથે લગ્ન કરી, વરંગુલમાં સ્વતંત્ર હાકેમીની આશા બાંધી હતી. ઇક્રામુદ્દૌલાએ જો આ વાત મનપર લીધી હોત તો તેને તેમ કરવું એ એક રમત હતી, કારણ કે તેમ કરવામાં જો તેને સહાયની જરૂર હોત તો યુસફ આદિલ કે દસ્તુર દિનાર વગેરે ખૂશીથી મદદ કરવા તત્પર થાત. આ હાકેમો બ્રાહ્મણી સલ્તનતના ટૂકડા કરવા તત્પર થયા હતા, અને એવા કામમાં અન્યને સહાયભૂત થવામાં પોતાની ચઢતી છે એમ માનતા હતા; કારણ કે સામાને મદદ કરી વખત પડે સામા પાસેથી મદદની અપેક્ષા તેઓ રાખતા હતા.

ઇક્રામુદ્દૌલાના વર્તનથી ખયરુન્નિસાની સઘળી આશા ધૂળમાં મળી, તેના મનોરથ સ્વપ્નાંની માફક ભાગી ગયા. તેના વિચારમણિમાળાના મણકા તૂટી ગયા. ઇક્રામુદ્દૌલાએ તેના પ્રેમની પરવા કરી નહિ; જે પત્રથી તે વરંગુલમાં સ્વતંત્ર સત્તા ભોગવત તે પત્રને મેળવવાની દરકાર કરી નહિ, અને એક યુવાન બાળાના પ્રેમ-પાશમાં પડી, પોતાની આબરૂ, વૈભવ અને ભવિષ્યની રાજ્યાકાંક્ષાને લાત મારી અત્યારે જંગલમાં ભટકતો હતો. આ વિચાર ખયરુન્નિસાના મનમાં આવતાં વૈરનો અગ્નિ પ્રચંડ બળવા લાગ્યો. તેણે નિશ્ચય કર્યો કે, મલેક મુબારક પોતાના કામમાં ફાવે કે ન ફાવે, સુલ્તાન કુલિખાંના સપાટામાં ઈક્રામુદ્દૌલા આવે કે ન આવે, પણ હું તો ઇક્રામુદ્દૌલાને જીવતો વા મરેલો વરંગુલમાં પાછો લાવું તો જ ખરી. ખયરુન્નિસાને ખબર પડી કે ઇક્રામુદ્દૌલા દિલશાદને લઈ ભાગ્યો છે કે, તરતજ તે વીસ માણસો લઈ તેને પકડવા નીકળી, અને તેણે કૃતનિશ્ચય કર્યો કે ઇક્રામુ-દ્દૌલાની પ્રવંચનાનો પૂરેપૂરો બદલો લેવો; આથી તે સહુથી પહેલી નીકળી. તેની પછવાડે સુલ્તાન કુલિખાંના સિપાઇઓ આવતા હતા, અને એની પાછળ મલેક મુબારક સો માણસની ટુકડી લઈ ઇક્રામુદ્દૌલાને પકડવા બહાર પડ્યો હતો. ખયરુન્નિસા આમ બેઠી હતી, એટલામાં એક જાસૂસ ખબર લાવ્યો કે, ઇક્રામુદ્દૌલા અને દિલશાદ થોડે જ છેટે છે, અને તેઓએ આગળ કુચ કરવાનું શરુ કર્યું છે. આ ખબર મળતાંની વાર તેણે તેના માણસોને પીછો પકડવા તત્પર કર્યા, અને તે પણ ઘોડાપર બેસી તેમની સાથે જવા લાગી.

પહો ફાટતાં ફાટતાંમાં તો આ ટોળીની નજરે ત્રણ માણસો પડ્યાં. એક ઘોડાપર સ્વાર હતું, જ્યારે બીજા બે જણ બાજુમાં ચાલતા હતા. આમ શિકાર નજરે પડતાંની વાર તે ટોળીના નાયકે ઝડપથી ઘોડા હાંકવાનો હુકમ આપ્યો. વરુના ટોળાંની માફક તેઓ વેગથી ચાલવા લાગ્યા. તેઓને ચૂપકીથી જવાની જરૂર ન હતી.

રસ્તો સાંકડો હતો. બે પર્વતની વચ્ચે ખીણમાં નદીનો પ્રવાહ વળતો હતો. કોરાણપર સંભાળીને ઈક્રામુદ્દૌલા અને ફકીર જતા હતા એટલામાં તે લૂંટારૂમાંના બે જણ જે સહુથી આગળ નીકળ્યા હતા તેઓએ તેમને પકડી;

પાડ્યા. કંઈ પણ બોલ્યા વગર, કે ઇસારો કર્યા વગર, તેઓ સામા થયા. એક જણે ઘોડાની લગામ પકડી, જ્યારે બીજાએ સાંઈમૌલાપર શસ્ત્ર ઉગામ્યું. પણ આમ કરવામાં તેઓએ સજ્જડ થાપ ખાધી. તેઓએ પોતાના સાથીદારોને આવવા દેવા જોઇતા હતા. કારણ કે એક નિમિષમાં તે ફકીરે શસ્ત્ર ફેંકી દીધું, અને પોતે તે હુમલો કરનારને જોરથી વળગી પડ્યો. જે માણસે લગામ પકડી હતી તે પણ આપ દેતો પાછો પડ્યો, કારણ કે તેને પણ તેના માથાનો માણસ મળ્યો હતો. ઇક્રામુદ્દૌલા તેનાપર વાઘની પેઠે તુટી પડ્યો, અને તરવારના એક સપાટાથી તેના આત્માને પ્રભુની દરબારમાં મોકલી આપ્યો.

ઇક્રામુદ્દૌલાએ આમતેમ નજર ફેરવી. સાંઈ અને તે માણસ બાથમબાથી કરતા હતા. ઇક્રામુદ્દૌલા ઝટ મદદે દોડ્યો, પણ તેની મદદ નકામી હતી. કારણ કે જ્યાં આગળ તેઓ દ્વન્દ્વ યુદ્ધ કરતા હતા. ત્યાં જમીન પોચી હતી અને તેથી બંનેના પગ સરી પડ્યા અને નીચે નદીના જળમાં પડ્યા. ઇક્રામુદ્દૌલા ચકિત દૃષ્ટિએ આ જોઈ રહ્યો. ફકીરને મદદ કરવી એ શક્ય ન હતું. 'હરિ ઇચ્છા' એમ કરી તે પાછો જ્યાં દિલશાદ હતી ત્યાં આવ્યો. જમીનપર તરવારને લોહી નાંખી, સાફ કરી, કોષમાં મૂકી, અને મ્લાન મુદ્રાએ દિલશાદને કહ્યું:–

"શાહજાદી સાહિબા ! આપણે જેમ પહેલાં મુસાફરી કરતા હતા તેમ કરવી પડશે. આપણે આપણા એક સાથીને ગુમાવ્યો છે, શું કરવું ?"

"ખુદાની મરજી," દિલશાદ બોલી.

પૂર્વવત્ ઇક્રામુદ્દૌલા ઘોડાપર સ્વાર થયો. દિલશાદને આગળ બેસાડી અને વેગથી ઘોડાને હાંકી મૂક્યો. તેઓ એમ કેટલોક વખત આગળ વધ્યાં. ઘોડો થાકીને લોથ થઈ ગયો હોય એમ જણાયું. અમુક અંતરે આવી પહોંચ્યા પછી ઇક્રામુદ્દૌલાએ કહ્યું:–

"ઘોડાએ પોતાનું કામ બરાબર બજાવ્યું છે, અને તે હવે થાકીને લોથ થઈ ગયો છે. હવે માત્ર આપણી પાસે એક જ ઇલાજ છે, અને તે એ કે પેલી ટેકરી પર જઈ આપણે થોડીવાર ત્યાં જ વિસામો લેવો."

એટલું બોલી તે ઘોડાપરથી નીચે ઉતર્યો, અને દિલશાદને હાથ ઝાલી નીચે ઉતારી, ઘોડાપરનું ખોગીર પણ કાઢી નાખ્યું, લગામ કાઢી નાંખી, અને તેને છૂટો મૂકી દીધો. ઘોડો ઘાસ ચરતો ચરતો દૂર જવા લાગ્યો.

"ચાલો, શાહજાદી સાહિબા !" ઇક્રામુદ્દૌલા બોલ્યો,–"આપણે આ ટેકરીપર ચઢી, પણે જઈ આરામ લઇએ."

દિલશાદ મુંગે મોંએ તેનો હાથ પકડી ચાલવા લાગી. ચઢાણ કપરી હતી. અહીંતહીં મોટી શિલાઓ પડી હતી, અને કોઈ સ્થળે કંટરી છોડવા હતા. જમીન કોઈ જગાએ એવી તો પોચી હતી કે પગ સરી જવાની ધાસ્તી લાગતી હતી. આમ તેઓ હાંફતાં હાંફતાં ચઢણ ચઢવા લાગ્યાં. અંતે તેઓ તે ટેકરીના મથાળાપર આવી પહોંચ્યાં. દૂર ક્ષીણનો રમ્ય દેખાવ નજરે પડતો હતો: આણી તરફ નસીમાબાદ નદી તીરે જણાતું હતું; ત્યાં કિલ્લેદારનું મથક, એક મસ્જીદ અને નાનાં ઝુપડાં જણાતાં હતાં. સૂર્ય મધ્યાહ્નનો તપવા માંડ્યો હતો.

"મને લાગે છે કે આ જ નસીમાબાદ," દિલશાદ મૌનભંગ કરતાં બોલી; "અહાહા ! કેવા એકાંત અને રમણીય સ્થળમાં આ જગા આવી છે !"

"ખરું કહો છો, શાહજાદી સાહિબા !" ઇક્રામુદ્દૌલાએ જવાબ આપ્યો; "પણ આપણે જે સ્થાને ઉભાં છીએ તેના જેવી એકાંત જગા તે ભાગ્યે જ હશે. ચાલો, આપણે આ તરફ આ ખડકની બાજુમાં બેસીએ. હું ત્યાં આ પત્થરા ગોઠવું કે આપણ સર્વની નજર આડમાં આવીશું."

તેઓ બન્ને જરા આગળ ચાલ્યાં. અહીં એક અણઘડ શિલાની છાટપર તેઓ બેઠાં. ઇક્રામુદ્દૌલાએ પોતાનાં કપડાં કાઢયાં, શસ્ત્ર બાજુએ રાખ્યાં, અને પત્થર અહીંતહીંથી એકઠા કરવા લાગ્યો. દિલશાદનું હૈયું ધડકધડક થવા લાગ્યું. તેના મનમાં વિચાર આવ્યો કે, લાગ ઠીક છે; લાવને કાગળ લઈ લઉં. તરત જ તેણે ઇક્રામુદ્દૌલાના કપડામાં હાથ નાંખ્યો, અને જોતજોતામાં કાગળ બહાર કાઢયો. તેનું અંતઃકરણ કુદવા લાગ્યું:–'શું કરવું? આ કાગળ લઈ અહીંથી નાસી જઉં? અહીં કંઈ પત્થર નીચે સંતાડું? અને પછી પાછા ફરતાં તે લઈ આકાને આપું તો? ના, ના, એમ કરવામાં શો ફાયદો? વળી કદાચ પકડાઈ જાઉં તો? કદિ એ કાગળ પાછો ઝુટવી લે તો? લાવને ફાડીને ચીરેચીરા કરી ફેંકી દઉં. આવો લાગ ફરીથી ક્યાં મળવાનો છે?' આમ વિચાર આવતાં તેણે તે પત્રનો નાશ કરવાનો નિશ્ચય કર્યો. રખેને ઇક્રામુદ્દૌલા આવી પહોંચે, ને તેના હાથમાં કાગળ જોઇને સંશય પામે, તે બીકે ઝડપથી તેણે તે પત્રના ચીરેચીરા કરી નાંખ્યા, અને જરા આઘે સરી દૂર ફેંકી દીધા.

ઇક્રામુદ્દૌલા પત્થર એકઠા કરી ગોઠવવા લાગ્યો, અને તેમ કરી રહ્યા બાદ દિલશાદના સામું જોયું. તેની આંખોમાં તરલ તેજ ચમકતું હતું. તેના વિજય મમત્ત ચહેરાપર આનંદની છટા રમતી હતી. તેના અંતરનો આનંદ ઉભરાઈ બહાર નીકળતો જણાતો હતો. તેના શરીરનું પ્રત્યેક અવયવ હર્ષના કે ઉત્સાહના તરંગથી કમ્પી ઉઠતું હતું. તેના કેશની લટો હવામાં ફરફર થતી હતી. તેની મુદ્રા તેના ઉત્સાહને દર્શાવતી હતી. અત્યારે તેના દેખાવમાં અવર્ણ્ય આનંદ અને મનોહરતા ભાસતી હતી. ઇક્રામુદ્દૌલા આશ્ચર્યમગ્ન મુદ્રાએ તેના સામું જોઈ રહ્યો.

દિલશાદ એક ગર્વમિશ્ર વિજયોન્મત્ત દૃષ્ટિ ઇક્રામુદ્દૌલાપર રોપી બોલી, "હજરત ! હું ફાવી."

ઇક્રામુદ્દૌલાએ તીક્ષ્ણ દૃષ્ટિ તેની સામે ફેંકી, અને શાંત, ગંભીર અને વિકાર રહિત મુદ્રાએ કહ્યું,

"આપ ફાવ્યાં ! શામાં ? ફાવવાનું શું હતું, શાહજાદી સાહિબા !"

"જેને માટે હું આપની સાથે આવી હતી તે કામમાં," દિલશાદે પ્રત્યુત્તર આપ્યો.

"આપ શાને માટે મારી સાથે આવ્યાં હતાં? મને તો કંઈ ખબર નથી કે, આપ કોઈ કામને માટે મારી સાથે આવ્યાં હો !" આશ્ચર્યવ્યંજક સ્વરે ઇક્રામુદ્દૌલા બોલ્યો.

"આપને જો ખબર હોત તો હું ફાવત શાની ?"

"પણ ફાવવાનું શું છે, તે તો જરા કહેશો ?" ઇક્રામુદ્દૌલા વ્યથિત મને બોલ્યો.

"શામાં ? મારા કામમાં. મને જે પત્ર જોઇતો હતો તે પત્ર મળી ગયો."

"કયો પત્ર ?" બેબાકળી મુદ્રાએ ઇક્રામુદ્દૌલાએ પૂછ્યું.

"કયો પત્ર!" ગર્વોન્મત્ત મુદ્રાએ દિલશાદે જવાબ આપ્યો, "કયો પત્ર કેમ? જે પત્રપર અબ્બાજાને મલેક મુબારકને સહી કરી આપી હતી તે પત્ર."

ઇક્રામુદ્દૌલાએ પોતાના બદનમાં હાથ નાંખ્યો, અને સ્થિર વિકારરહિત મુદ્રાએ તેના સહામું જોઈ કહ્યું:—

"એમ કે? ત્યારે આપે મારા શાહનો પત્ર લઈ લીધો, નહિ વારુ?"

"હા," નિડરતાથી દિલશાદે જવાબ આપ્યો, "આપે તે પત્ર મલેક મુબારક પાસેથી ચોરી લીધો હતો, અને મેં તે તમારા કપડામાંથી ચોરી લીધો, એટલુંજ નહિ, પણ ફાડીને તેના ચૂરેચૂરા કરી નાંખ્યા. જૂઓ પણે," એટલું કહી આંગળી વતી તે સ્થાન બતાવવા લાગી.

"એમ, ત્યારે તમે ફાવ્યાં ખરાં," ઇક્રામુદ્દૌલા ખિન્ન સ્વરે બોલ્યો; "તે કાગળ ગયો, સદાને માટે ગયો." અગ્નિ વર્ષતાં નયને ઇક્રામુદ્દૌલાએ તેના સામું જોઈ ઉમેર્યું.

"શાહજાદિ સાહિબા! આપ ધારો છો તે પત્ર તે નહતો. આપે શું કર્યું તેનો આપને ખ્યાલ છે? નહિ જ; ક્યાંથી હોય? યા મૌલા! યા રહિમ! શાહજાદિ સાહિબા, શાહજાદિ સાહિબા! આપે પોતે જાણી જોઇને આપના પગમાં કુહાડો માર્યો છે! આપની શાદી મલેક મુબારક સાથે થઈ નથી એની એક પક્કી સબૂત, આપે આપને હાથે નષ્ટ કરી નાંખી છે. સાંઈ હવે આ દુનિયાપર નથી, અને સાબિતીમાં આ એક પત્ર હતો તે પણ આપે નાશ કરી નાખ્યો! હવે આપ કહેશો કે લગ્ન થયાં નથી, તે વાત કોણ માનશે? શા માટે માનશે? શા આધારે માનશે?"

દિલશાદનો ચહેરો ફીક્કો પડી ગયો. જે નયનોમાં ઉત્સાહની છટા દીસતી હતી, ત્યાં નિરાશા વ્યાપી. તે દિઙ્મૂઢ જેવી બેબાકળી આંખે તેના સામું જોઈ રહી.

"આ પત્રથી અને તે ફકીરના કથનથી દુનિયાને ડંકો વગાડી કહત કે આપનાં લગ્ન થયાં નથી. શાદી ખોટી છે," ઇક્રામુદ્દૌલા હૃદયના આવેગથી કહેવા લાગ્યો; "પણ હવે બેમાંથી એક પણ સાધન હયાત નથી. શાહજાદી સાહિબા! આપે શા માટે મારા કહેવાપર ઇતબાર રાખ્યો નહિ? શા માટે માત્ર થોડા દિવસની ધીરજ ખમાઈ નહિ? શા માટે આપે પોતે આપના સુખનો નાશ કર્યો? હા, દશ દિવસ પછી તે જ પત્ર હું આપને આપવાનો હતો. પણ નસીબ, બીજું શું? નહિ તો આપને આમ કરવાનું સુઝે ક્યાંથી? હવે આપ ગમે તે કહેશો, પણ આપના કથનને કોઈ માનવાનું નથી. દુનિયાની નજરમાં આપ મલેક મુબારકનાં બીબી છો, એ વાત ખરી ઠરવાની, અને હવે કોઈ તમારી કે મારી વાતપર વિશ્વાસ નહિ આણે. શાહજાદી સાહિબા! આપ જે પત્રની તલાશમાં છો તે પત્ર મારી પાસે નથી. તે પત્ર એક બીજા પાસે છે. ખરું કહું? તે પત્ર અયરુન્નિસા પાસે છે."

ઇક્રામુદ્દૌલાના વચનેવચને દિલશાદના દિલમાં કાંટા ભોકાવા લાગ્યા. તેની આંખોમાં ઝળઝળીયાં આવી ગયાં. તેણે હાથવતી કપાળ કુટયું, અને પછી બે હાથવતી પોતાનું મોં ઢાંકી દીધું.

"અયરુન્નિસા!" તુટયા અવાજે ડુસ્કાં લેતી હોય તેમ બોલી, "શું તે પત્ર

ખયરુન્નિસા પાસે છે? થઈ રહ્યું, હવે કંઈ આશા નથી. હવે અબ્બાજાનનું આવી બન્યું; વરંગુલનું પણ આવી બન્યું. હવે તે પત્ર પાછો હાથમાં આવે એ બનવાજોગ નથી. અહા! અબ્બા, અબ્બા! શું થશે?"

તેણે ઇક્રામુદ્દૌલાનો હાથ પકડ્યો અને કહેવા લાગી, "હજરત! આપને કદાચ એ ખબર નહિ હોય કે, જે વખતે અબ્બાજાને તે પત્રપર દસ્કત કર્યા, તે વખતે તેઓ બરાબર શુદ્ધિમાં ન હતા. તેમને મલેક મુબારકે શરાબમાં કંઈ કેફી ચીજ આપી હતી, અને નશો ઘણો જલદ હતો. અબ્બાજાનની સહી કરાવી લેવા માટે મલેક મુબારકે કાવતરું રચ્યું હતું. અબ્બાજાનની મુરાદ કેવી છે? તેઓ કેવા રાજ્યભક્ત અને વફાદાર છે, તે સારી જહાનમાં રોશન છે. પણ જે વખતે તેઓ મલેક મુબારકને ત્યાં ગયા હતા, તે પહેલાં એક શાહી ખત આવ્યો હતો. તેની અસર તેમના મનપર તાજી હતી. એ અસર અને તેના પર નશાની ચીજ એ બન્નેએ મગજને ઉશ્કેરી નાખ્યું. તેમણે ધુનમાં ને ધુનમાં તેનાપર સહી કરી આપી. જો તેઓ શુદ્ધિમાં હોત તો કદિ પણ તેનાપર સહીદસ્કત કર્યા ન હોત. એ કાગળ મેળવવાની ખાતર હું મારી જાત વેચવાને તત્પર થઈ. પ્રભુ! પ્રભુ! હજરત! હું આટલી હકીકત જણવ્યા પછી, ખરી વાત આપના ધ્યાનમાં આવ્યા પછી, હું એમ પૂછું છું કે, જો એ પત્ર આપની પાસે આવે તો આપ તેને અબ્બાજાનની વિરૂદ્ધમાં વાપરશો? આપ તે પત્રનો લાભ લેશો? આપ શું અબ્બાજાનને સલ્તનત સામે કાવતરામાં સામેલ કરવા પ્રયત્ન કરશો, કે આપ તે પત્ર શાહના હાથમાં જાય તેમ કરશો ખરા? બોલો, બોલો, ખરું કહો."

ઇક્રામુદ્દૌલા ચુપચૂપ તેના સામું જોઈ રહ્યો, તેણે કંઈ પણ પ્રત્યુત્તર આપ્યો નહિ.

"બોલો, બોલો હજરત! ખરું કહો," દિલશાદ ફરીથી આજીજી કરતી હોય તેવા સ્વરે બોલી.

"ગમે તે પ્રકારે તે પત્રપર સહી મેળવવાને માટે હું અહીં આવ્યો હતો. મારો ઉદ્દેશ તે પત્રને લઈ જવાનો હતો."

દિલશાદનો ચેહેરો ઉતરી ગયો. તેણે ગરદન નીચી ઝુકાવી દીધી, અને તેની આંખોમાંથી આંસુની ધાર ટપકવા લાગી.

"શાહજાદી સાહિબા!" ઇક્રામુદ્દૌલા બોલ્યો, "જૂઓ, તે પત્ર મારી પાસે નથી. અત્યારે તો તે ખયરુન્નિસાના હાથમાં છે, અને જે પળે હું આપને મારી સાથે લેતો આવ્યો તે પળથી તે મને ધિક્કારવા લાગી હશે. હવે મેં એને જન્મની વેરણ બનાવી છે. આપના અબ્બાજાનને જો કંઈ નુકસાન પહોંચવાનો સંભવ હોય તો તેના તરફથી છે, તો પછી મારું વચન આપવું શા કામનું છે? એટલું ખરું કે જો તે પત્ર મારા હાથમાં હોત, વા મલેક મુબારકની પાસે હોત તો જેટલું જોખમ હતું, તેના કરતાં સોગણું જોખમ એ પત્ર ખયરુન્નિસાની પાસે રહેવામાં છે. એ ખરી વાત છે, કે એ પત્ર મેળવી સહુ પોતપોતાનું કામ કાઢી લેવા માગતા હતા. મારે કંઈ જૂદો જ ઉદ્દેશ હતો. મલેક મુબારકનો વળી અન્ય હેતુ હતો; પરંતુ ખયરુન્નિસાને નથી હજરત સુલ્તાન કુલિખાંની પરવા કે નથી તેને બીજી કોઈ વાતની દરકાર. તે માત્ર તમારો નાશ કરવાને અબ્બાજાનને શૂળીને લાકડે ચઢાવતાં પણ પાછી અટકશે નહિ. જો તમને હાનિ પહોંચે એમ હશે, તો પોતાનો જાન શયતાનને વેચવા પ્રસ્તુત થશે."

દિલશાદ ભયચકિત દૃષ્ટિએ ઇક્રામુદ્દૌલાના સામું જોઈ રહી અને બોલી,

"હું જાણું છું, જાણું છું. પણ હજરત! અબ્બાજાનને બચાવી લેવાની કાંઈ પણ તદબીર નથી?"

"છે," મંદ સ્વરે ઇક્રામુદ્દૌલા બોલ્યો; "પણ તે બર આવે કે નહિ, એ જરા શક પડતું છે."

આશાના અંકુર દિલશાદના દિલમાં ફુટવા લાગ્યા. તે ઉતાવળમાં બોલી:–

"શી છે? એવી તદબીર શી છે?"

"શાહજાદી સાહિબા!" ઇક્રામુદ્દૌલાએ જવાબ આપ્યો, "જે રાત્રીએ હું નૂર મહેલમાંથી છૂટચો તે રાત્રે ફરીથી રૌનક મહેલમાં પગ ન દીધો હોત, આપને હું સાથે ન લાવ્યો હોત, તો ખયરુન્નિસા, જેણે મારા છૂટકારાને માટે એટલી ગોઠવણ કરી હતી તે, મારી સાથે આવવા રાજી હતી, એટલું જ નહિ પણ તે પત્ર મને સ્વાધીન કરવા તેણે મને વચન સુદ્ધાં આપ્યું હતું. પણ તેની એક શરત હતી."

દિલશાદ અધિરાઇથી તેના સામું જોઈ રહી.

"શરત એ હતી કે, મારે તેની સાથે લગ્ન કરવાં," ઇક્રામુદ્દૌલાએ હળવેથી ઉમેર્યું, અને એટલું કહી તે દરીની તરફ જોઈ રહ્યો.

"પણ શું તે તમને ચહાતી હતી? તમારા પ્રતિ તેનો પ્રેમ હતો?" દિલશાદે પૂછ્યું.

"તે પોતાની રીતિએ પ્રેમ કરતી હતી," લાગણીરહિત મુદ્રાએ ઇક્રામુદ્દૌલા બોલ્યો; "હજી પણ કદાચ તે મને ચહાતી હોય. અને જો તેમ હશે તો હું તે પત્ર તેની પાસેથી મેળવી શકીશ; પણ જો પ્રેમને બદલે તેના મનમાં વેર વ્યાપ્યું હશે તો,—તોપણ હું પ્રયત્ન કરી જોઇશ. જૂઓ, આ નસીમાબાદ તો આ રહ્યું. હું ત્યાં આપને રાખી જઉં છું. જોઉં છું, શું થાય છે તે. જો ફાવીશ તો ઠીક છે, આપને પાછો મળીશ; નહિ તો સંદેશો તો જરૂર પહોંચડાવીશ."

ઇક્રામુદ્દૌલા સ્થિર દૃષ્ટિથી તેના સામું જોઈ રહ્યો. દિલશાદની આંખો પણ તેના અંતરમાં પ્રવેશ કરવા મથતી હતી.

"તો શું આપ સરત પાળવા જાઓ છો? આપ ખયરુન્નિસા પાસે જાઓ છો?"

તેણે ડોકું ધુણાવ્યું.

ઇક્રામુદ્દૌલા દિલશાદનો હાથ પોતાના હાથમાં લઈ ચાલ્યો, અને કહ્યું, "હું તમને નસીમાબાદમાં રાખી આવું."

દિલશાદ બોલ્યા ચાલ્યા વગર તેની સાથે ચાલવા લાગી. તે જાણે નશામાં કે સ્વપ્નમાં હોય તેમ જણાતી હતી. તે ઉંઘમાં ચાલતી હોય તેમ શૂન્યમુન્ય ચહેરે તેની સાથે ડગલું ખેડતી હતી. રસ્તે વચ્ચે વચ્ચે અણઘડ પત્થરા નડતા હતા, પણ આનું તેને લવલેશ ભાન ન હતું. તે મનમાં વિચાર કરતી હતી કે, 'ઇક્રામુદ્દૌલા છોડીને ચાલી જાય છે. તે વરંગુલ તરફ વળશે. રસ્તામાં તેના દુશ્મનો તેનો પ્રાણ લેવાને તલપી રહ્યા છે, અને ખયરુન્નિસાનું શું? ઇક્રામુદ્દૌલા કદાચ પરણવાની હા કહેશે, તોપણ તે માનશે ખરી? અને નહિ માન્યું, તો પછી ઇક્રામુદ્દૌલાના શા હાલ થશે? કદાચ મલેક મુબારકના માણસોને તે સ્વાધીન કરે તો? તો જરૂર ઇક્રામુદ્દૌલાનું આવી જ બન્યું. પછી તેને બચવાનો કાંઈ પણ રસ્તો નથી.'

આમ તેઓ તે ટેકરી ઉતર્યાં, તે દરમિયાન દિલશાદના મનમાં અનેક તર્ક ઉત્પન્ન થતાં હતા, અને તેના મનને વીંધી નાખતા હતા. તેની દૃષ્ટિ સમીપ ઈકરામુદ્દૌલાના ભવિષ્યનું ચિત્ર ખડું થતું. તે જોતી કે ઇકરામુદ્દૌલાના હાથપગ બાંધ્યા છે, અને સિપાઇઓ તમંચાવડે તેને મારી નાખવા તલપી રહ્યા છે. જોતજોતામાં ધડાકો થયો, અને 'યા પરવરદિગાર' કરી ઇકરામુદ્દૌલા જમીનપર પડ્યો. તેનું બદન લોહીથી ખરડાઇ ગયું. આ ચિત્ર જોતાં તેણે કિકિયારી મારી અને ફાટી આંખે આમ તેમ જોયું. નદીનો પ્રવાહ ખળખળ વહેતો હતો. ઝાડપર એક પક્ષી કિલકિલાટ કરી રહ્યું હતું. તેણે ઈકરામુદ્દૌલા પ્રતિ જોઇ કહ્યું:—

"હુજૂરેવાલા! મારી ખાતર આપ આપની જીંદગીને જોખમમાં નાખતા ના, હું આપની તેવી દયાને પાત્ર નથી. હું ખરું કહું? હું આપની સાથે આવી ખરી, પણ તેમ કરવામાં મારો કંઇક જૂદો જ હેતુ હતો. મારું એવું ધારવું હતું કે, તે પત્ર આપની પાસે છે, અને તે ગમે તે પ્રકારે પ્રાપ્ત કરવો, એ મતલબથી હું આપની સાથે આવી હતી. મને જો એમ ખબર હોત કે, તે પત્ર આપની પાસે નથી, તો હું પાછી વરંગુલ ચાલી ગઇ હોત."

"શાહજાદી સાહિબા!" ઇકરામુદ્દૌલા બોલ્યોઃ–"હું મારા મનમાં એમ ધારતો હતો કે, કંઇ નહિ, હું આપના હૃદયને મારી તરફ વાળી લઇશ. મારો બળવત્તર પ્રેમ આપના દિલને સ્પર્શ કર્યા વગર નહિ રહે, અને વખતના જવાની સાથે આપ નેહની નજરથી નિરખશો, એમ મારું માનવું હતું. વળી એમ પણ ધારતો હતો કે, આપ વરંગુલ પાછાં નહિ ફરો. એક જરા જેટલો કીડો પત્થરની અંદર ઘર કરી રહે છે, તો એક ઇન્સાનને દિલબરીના દિલમાં વાસ કરવો, એ કંઇ મુશ્કેલ વાત નથી. નહિ, પણ મારી માન્યતા ખોટી હતી. એમાં આપને દોષ દેવો નકામો છે. હું ન હોતો જાણતો કે, આપ માત્ર તે કાગળ લેવાની આકાંક્ષાથી મારી સાથે આવવા પ્રસ્તુત થયાં. મારો જૂદો જ ભ્રમ હતો, પણ તે ભ્રમ આપે ભાંગી નાંખ્યો, એ એક રીતે ઠીક જ થયું છે. શાહજાદી સાહિબા! જે દિવસે આપ ફરીથી મારી દૃષ્ટિએ પડ્યાં ત્યારથી જ કોણ જાણે, મારા મનની શી સ્થિતિ થઈ છે, તે હું જાણતો નથી. આપે શું જાદુ કર્યો છે, તે હું સમજી શકતો નથી. શા માટે મારું મન આપને મળવાને તલપે છે? શા માટે મારી આંખો આપના દિદારને દેખવા ઉત્સુક રહે છે? શા માટે કાનને આપના મીઠા બોલ સાંભળવા ગમે છે? શા માટે હૃદય આપના હૃદયને ભેટવા ઉછળી પડે છે? શા માટે, શા માટે આમ થાય છે? હું જ્યાં ફરું છું ત્યાં આપની મૂર્તિ હૈયામાં ધારણ કરી ફરું છું. હું પૂર્વે કેવો હતો, અને અત્યારે કેવો થઈ ગયો છું! આપના પ્રેમની ખાતર મેં દુનિયાની મોટાઇને તિલાંજલિ આપી, રાજની મોટાઈ, આબ્રુ અને નામનાને પગ તળે કચડી નાંખી; દુનિયાની સલ્તનતને પણ કંઈ લેખામાં ગણી નહિ. હું કર્તવ્યભ્રષ્ટ થયો. થયું, થયું તે ખરું. કોઇના હૃદયપર પરાણે અધિકાર મેળવાતો નથી. શાહજાદી સાહિબા! હું આપને દોષ દેતો નથી, હું આપને ઠપકો આપતો નથી, ઠપકો આપવા જેટલો મને અધિકાર નથી. દોષ મારો પોતાનો, મારા પોતાના હૃદયનો છે. પણ

અગર દાનિસ્તમી રોજે અજલ દાગે જુદાઇરા.
નમી કરદમ બદિલ રોશન ચરાગે આશનાઇરા*

નસીમાબાદ પાસે જ જણાવા લાગ્યું. ઇક્રામુદ્દૌલા બોલ્યો,

"શાહજાદી સાહિબા! જૂઓ આ સામે નસીમાબાદ. આપ ત્યાં સીધાવો, હું વરંગુલ તરફ પાછો વળું છું. ખયરુન્નિસાને મળું છું, અને જો તે પત્ર મેળવવામાં હું ફત્તેહમંદ નીવડીશ તો આપને તે પહોંચાડીશ. પણ યદા કદાચિત્ હું પાછો ન ફરું કે મારી તરફથી આપને સંદેશો ન મળે, તો જાણજો કે મેં તે પત્ર મેળવવાને યત્ન કર્યો હતો, પણ તે પાર પડ્યો નહિ. શાહજાદી સાહિબા! હું આપને અહીં લઈ આવ્યો, એમાં જો આપને મારો વાંક જણાતો હોય તો હું માફી ચહાઉં છું, આપ રહેમદિલથી ક્ષમા કરશો. જૂઓ, સામે પેલું મકાન. હું જાઉં છું, ખુદા હાફેજ."

એટલું કહી ઇક્રામુદ્દૌલાએ દિલશાદના હાથ પોતાના હાથમાં લઈ અવનત ડોકે નમન કર્યું, અને પછી કંઈ બોલ્યા ચાલ્યા વગર, કે પાછું જોયા વગર તે દરીની વાટ પકડી.

દિલશાદની આંખમાં ઝળઝળીયાં આવ્યાં. જો ઈક્રામુદ્દૌલાએ આ સમયે તેના સામું જોયું હોત તો કેટલી તીવ્ર પ્રાર્થના, પ્રેમવ્યાકુળતા તેની એક દૃષ્ટિમાં જોઈ શકયો હોત. દિલશાદ ક્ષણભર ત્યાં ઉભી રહી. પછી તરત જ ડુસ્કાં ભરતી, "ઇક્રામુદ્દૌલા! ઈક્રામુદ્દૌલા! જરા ઉભા રહો," એમ બૂમ મારતી તેની પાછળ દોડી. ઇક્રામુદ્દૌલા ઝાડીમાં અદૃશ્ય થઈ ગયો હતો. તે તેની દૃષ્ટિએ પડ્યો નહિ. પાંદડાનો ખડખડાટ, પવનનો સુસ્વાટ તેના બોલને હસવા લાગ્યા.

---

## પ્રકરણ ૧૯ મું

### પત્ર હાથ આવ્યો

ઈક્રામુદ્દૌલા આવેશમાં ને આવેશમાં આગળ ચાલવા લાગ્યો. તેના મગજપર આજનો બનાવ તરી આવતો હતો. રસ્તામાં તેને પકડવા નીકળેલી લુટારુઓની ટોળી, વરંગુલ પાછા ફરવામાં જાનને જોખમ, એ વાત તેના મગજમાંથી સરી ગઈ. સુલ્તાન કુલિખાંના સિપાઇઓ, મલેક મુબારકના માણસો, કરાલ મૃત્યુની માફક મોં ઉઘાડી તેને પકડવા તત્પર હતા, એનું એને સ્મરણ રહ્યું નહિ. તે ધુનમાં ને ધુનમાં આગળ ચાલવા લાગ્યો. દિલશાદપરનો ચાહ તેના હૃદયમાં અગ્નિની માફક ભભૂકી ઉઠયો હતો. દિલશાદનું મુખ તેના નયન આગળ તરી આવતું હતું. તે પોતાના દિલમાં કહેતો હતો કે,

મરા મજરૂહ કર દી દર નીગાહમ્ રૂખ બપોશીદી;
ચે તકસીરમ્ કે દિલબુરદી વ હાલે મન ન પુરસીદી.†

---

* ભાવાર્થ:—જો હું પ્રથમ દિવસે જ એમ જાણતો હોત કે, જુદાઇની બળતરાથી પીડાવું પડશે, તો હું મારા દિલમાં પ્રેમના દિવાને પ્રગટ કરત નહિ.

† ભાવાર્થ:—એક નિગાહથી મારું મન વશ કરી લીધું. અહા! એવી ભૂલ શી થઈ કે મારા મનની હાલત ન પૂછો એવી એ મનહરણીથી થઈ.

ઈક્રામુદ્દૌલાને તેના ચહેરાનું સ્મરણ થતાં તેના મનમાં એમ થઈ આવતું હતું કે, શું એનું દિલ પત્થરની માફક સખ્ત છે? સંભવિત છે. શા માટે નહિ? તેણે પોતે જ તો કહ્યું હતું કે, હું માત્ર તે પત્ર લેવાને માટે આવી હતી, અને પત્ર મેળવી પાછી વરંગુલ જવા ઇચ્છતી હતી. આટલું છતાં ઈક્રામુદ્દૌલાનું દિલ માનતું નહિ. તેના મનમાં તેના જ તરંગો ઉઠતા હતા. ઘડિમાં તેનું વિષન્ન મુખ, તેના મીઠા બોલ, તેની વિલાયલી આંખો, તેના અવયવોનું હલનચલન તેની દૃષ્ટિ આગળ ખડું થતું. તેણે એમ માન્યું હતું કે, દિલશાદનું દિલ આસ્તે આસ્તે પીગળવા માંડ્યું હતું. તેનો અહંકાર દૂર થતો હતો. તેનો સબળ પ્રેમપ્રવાહ તેના હૃદયના પ્રવાહને પોતાની તરફ ખેંચતો હતો, પણ તેના એક જ શબ્દે ઈક્રામુદ્દૌલાના દિલપર કારી જખમ કર્યો હતો, તેનાં સુખનાં સ્વપ્નાં ભાગી નાંખ્યાં હતાં. આ વિચાર આવતાં તેના મનમાં ક્રોધની લાગણી ઉત્પન્ન થઈ આવી, પણ તરત જ તે વિચાર પલટાઈ ગયો. તેને લાગ્યું કે, મારા જેવા એક ગરીબ સૈનિકને ઇશ્ક સાથે શું કામ? આ સમયે દક્ષિણમાં ભારે ઉથલપાથલ થતી હતી. કહીં કહીંના માણસો આવી ભાગ્યપરીક્ષા અજમાવતા હતા. કેટલાક સાહસિક નરો પોતાની ઉમેદ બર આણતા હતા, અને ઈક્રામુદ્દૌલા કરતાં બુદ્ધિમાં ઉતરતા અને શૌર્યમાં નબળા માણસોએ પોતાની અભિલાષા તૃપ્ત કરી હતી. ઈક્રામુદ્દૌલાને પોતાનું ઇષ્ટ સાધવાને ઘણી સુગમતા હતી. તેણે લડાઇમાં નામના મેળવી હતી. તેના શૌર્યનો ડંકો ચોમેર વાગી રહ્યો હતો. પોતાના સ્વામીની તેનાપર પૂર્ણ મહેરબાની હતી, છતાં તેણે અત્યાર સુધીમાં કીર્તિ સિવાય શું મેળવ્યું હતું? જો તે મલેક મુબારક કે બીજા કેટલાક રાજ્યના માણસો જેવો ખટપટી, કાવાદાવા રમવામાં કુશળ, પોતાનો હેતુ સિદ્ધ કરવા ગમે તેવા ઉપાય યોજવામાં નિડર એવો હોત તો આજ તેનો બેડો પાર થઈ ગયો હોત. પણ તે બીજાની માફક વાંકા માર્ગે જવા ઇચ્છતો નહિ. જે ઉપયોગી કામને અર્થે તે વરંગુલમાં આવ્યો હતો તે લગભગ પાર પડવાની અણીપર આવ્યું હતું, પણ તે છેલ્લી ઘડીએ ફસ્કી ગયું. શાથી? માત્ર એક રમણીના પ્રેમથી. અહા! પ્રેમ! તારી શી અપૂર્વ બલિહારી! કેવો પ્રબળ પ્રભાવ! એક વખત આંખમાં પ્રેમનું અંજન અંજાયા પછી દુનિયા કંઈ અપૂર્વ વિલક્ષણ ભાસે છે. ઈક્રામુદ્દૌલાની પણ તેવી જ સ્થિતિ હતી. નથી તેને રાજકાજનું ભાન, નથી તેને કોઈ બીજી બાબતમાં આરામ, છે માત્ર તે સુંદરીના પ્રેમનું ધ્યાન. તે વરંગુલમાં આવી પોતાનો ઉદ્દેશ સિદ્ધ કરી શક્યો નહિ, કે સિદ્ધ થયેલો તેના હાથમાંથી સરી પડ્યો. અને હવે? હવે તે સિદ્ધ થાય એની આશા જ ક્યાં હતી? ફરીથી તે પત્ર હાથમાં આવે, તોપણ તેનાથી શો ફાયદો થવાનો હતો? એ પત્રનો ઉપયોગ નહિ કરવા તેણે પોતે જ દિલશાદને શું વચન આપ્યું ન હતું? આપ્યું હતું. ત્યારે હવે વરંગુલમાં રહેવાથી ફાયદો શો? પાયતખ્ત પાછા ફરવામાં ખોટું શું? કંઇ જ નહિ. પણ હા, તેનો સ્વામી તેને માટે હવે શું મત ધરાવશે? અત્યાર સુધી જેની ધારણા એવી હતી કે, ઇક્રામુદ્દૌલામાં કેવળ સમરમાં સામર્થ્ય બતાવવાની શક્તિ છે એમ નહિ, પરંતુ રાજનીતિમાં પણ કુશાગ્રબુદ્ધિ છે, તેઓ તેને માટે કેવા પ્રકારની કલ્પના કરશે? તેઓ તેને નિષ્ફળ પાછો ફરેલો જોઇ શું કહેશે? રાજકાજના ખેલાડીપણામાં કાચો છું; યુક્તિના પાસા ફેંકતા આવ-

ડતા નથી, માત્ર રણનીતિમાં જ ચતુર છું એમ કહેશે. ફરીથી આવી ઉપયોગી બાબત મને કદિ સોંપવામાં નહિ આવે, માત્ર સૈન્યનું નાયકત્વ આપી અહીંતહીં લડાઇમાં મોકલવામાં આવશે. મને આ કામ શાથી સોંપવામાં આવ્યું હતું? તેઓની ધારણા હતી કે, મારામાં સુલ્તાન કુલિખાંના જેટલી કુનેહ છે; જો સલ્તનતમાં કોઈ માણસ યુક્તિથી તેને ફેરવી શકે તો તેવો મનુષ્ય હું જ છું, તેથી જ; પણ તે કામ તો પાર પડ્યું નહિ. ત્યારે હવે પાછા ફરવામાં હાનિ શી છે? આમ વિચારમાં ને વિચારમાં તે ભૂલી ગયો કે, વરંગુલમાં કેટલાક માણસો તેનું લોહી પીવાને તરસ્યા વરૂની માફક તલપી રહ્યા છે.

મોત! મોતની તે પરવા કરતો નહિ. સપાહી બન્યો રોજ મોતની સાથે રમે છે. તે સારી રીતે જાણતો હતો કે, જો ખયરુન્નિસા સીધી ઉતરી તો ઠીક, નહિ તો ધારેલી વાત બર આણવી સહેલ નથી. ખયરુન્નિસા જો પહેલાંની માફક તેની સાથે આવવા રાજી થાય, દિલશાદને લઇ ચાલી ગયો, એ વાત મનમાં ન લાવે તો તો ઠીક, પણ ખયરુન્નિસા તેમ કરે ખરી? ના, તેમ કરે એ બનવા જોગ નથી. છતાં રમણીહૃદયની વાત નિશ્ચયપૂર્વક કહી શકાય નહિ. વળી તેના મનમાં વિચાર આવ્યો કે, શા માટે વરંગુલ જાઉં છું? સુલ્તાન કુલિખાંને આફત-માંથી બચાવવાને માટે, પણ સુલ્તાન કુલિખાં તો ઉલ્ટા મને જ આફતમાં આણવા તૈયાર થયા છે ને? ના, ના, સુલ્તાન કુલિખાંને માટે નહિ પણ, દિલશાદને માટે. અહા! દિલશાદને માટે કેવી લાગણી! અને ખયરુન્નિસા? જો ખયરુન્નિસાની માગણી કબૂલ રાખી તો? અને વળી લગ્ન પછી તે કાગળ દિલશાદને આપ્યો હતો એ વાત તેણે જાણી તો? તો પછી હમેશ કુતરાંબિલાડાનું જીવન; બીજું શું? આમ તેનું મન અનેક પરસ્પર વિરોધી તર્ક વચ્ચે કુરુક્ષેત્ર બન્યું હતું. તે ગમે તેટલો પ્રયત્ન કરતો હતો, પરંતુ દિલશાદપરનો સ્વાભાવિક પ્રેમ તેના દિલમાંથી ખસતો નહતો. જો તેણે જતાં જતાં દિલશાદની બૂમ સાંભળી હોત તો, તે પાછો ફર્યો હોત. જો તેણે દિલશાદના ચેહેરા સામું જોયું હોત તો, તેનું હૃદય વાંચી શક્યો હોત, અને ત્યાંથી એક ડગલું પણ આગળ ખસ્યો ન હોત. તેની પ્રેમભીની દૃષ્ટિમાં સ્નાન કરતો ત્યાં જ રહ્યો હોત. તેને વક્ષસ્થળે ચાંપી આશ્વાસન આપતો હોત, અને પ્રેમના નશામાં સુલ્તાન કુલિખાં, વરંગુલ, દસ્તુર દિનાર કે યુસુફ આદિ-લને વિસરી ગયો હોત, પણ તે શાહજાદીને ત્યાં ઉભેલી મૂકી ચાલી ગયો. તેની માન્યતા એવી દૃઢ થઇ કે, દિલશાદના હૃદયમાં મારે માટે સ્થાન નથી. તે તેનાથી હમ્મેશને માટે છૂટા પડવાનો ઇરાદો કરી ત્યાંથી નીકળ્યો હતો, અને જો કે તેનું દિલ દિલશાદને ચહાતું હતું, તેને માટે છટપટ કરતું હતું, છતાં તે આ પ્રેમની વિસરામણ થવા ઈશ્વરને પ્રાર્થતો હતો.

તે દરીમાં તમંચાનો અવાજ સંભળાયો, અને તરત જ કોઇના હસવાનો અવાજ ઇક્રામુદ્દૌલાને કાને પડ્યો. પછી પૂર્વવત્ શાંતિ વ્યાપી. ઇક્રામુદ્દૌલા ચાલતો હતો ત્યાં ઉભો રહ્યો, અને કઈ દિશામાંથી અવાજ આવ્યો, તે વિચાર કરવા લાગ્યો. ઝાડની ઓથમાં તે ઉભો હતો એવામાં એક સ્ત્રીને તેણે નાસતી જોઈ. તેની ઓઢણી માથાપરથી સરકી ગઈ હતી. તેના વાળના લચ્છા હવામાં ઉડતા હતા, અને ઓઢણી ફરફરતી હતી. તેના ચેહેરાપર રક્તિમા છવાઈ હતી, અને ભયનાં

ચિહ્ન સ્પષ્ટ જણાતાં હતાં. પાસે આવતાં ઇક્રામુદ્દોલા જોઈ શક્યો કે, તે રમણી બીજી કોઈ નહિ પણ ખયરુન્નિસા હતી. ફરીથી તે દરીમાં ધડાકો સંભળાયો; તે અવાજનો પ્રતિધ્વનિ તે નિર્જન દરીમાં વ્યાપ્યો. ખયરુન્નિસા કાનપર હાથ દઈ વેગથી નાસવા લાગી. એકાએક ઇક્રામુદ્દોલા તેના માર્ગમાં આવી ઉભો. ખયરુન્નિસાએ કિકિયારી નાંખી, અને શ્વાસ લેતી ઉભી રહી, અને તરત જ હર્ષના આવેગથી તેને વળગી પડી.

"ઇક્રામ! પ્યારે ઇક્રામ! આપ અહીં ક્યાંથી? ખરેખર ખુદાએ તમને બરાબર વખતે મોકલી આપ્યા છે. યા અલ્લાહ! મારું આવી જ બન્યું હતું. તીરથી મારો ઘોડો ઘવાઇ મરણ પામ્યો. સાથીદારોમાંના અરધા તો જખ્મી થઇ ગયા છે, અને બાકીના મરણ પામ્યા છે. ઇક્રામુદ્દોલા! નાયકો અને સંતાલો પુંઠે પડ્યા છે. કહો, આપણે ક્યાં ભાગીશું? અહીં કંઇ સંતાવાનું સ્થાન છે?"

ઇક્રામુદ્દોલા આવ્યો તે રસ્તે પાછો વળ્યો, અને ખયરુન્નિસાનો હાથ પકડી ચાલવા લાગ્યો. તેઓ ઝાડોની ગીચ ભૂલભૂલામણીમાં થઇ જવા લાગ્યાં. દાટ ઝાડી એવી હતી કે, એમાં થઇ કોઇ માણસ જતાં હશે, એની ભાગ્યે જ કલ્પના થાય. તેઓ આ પ્રમાણે રસ્તો કાપવા લાગ્યાં. વચ્ચે ઝાડી ઓછી થતી, અને સાફ જગા આવતી હતી. આમ તેઓ થોડા વખતમાં તે ટોળાંથી ઘણે દૂર ચાલી ગયાં, વખતોવખત બંદુકનો અવાજ સંભળાતો હતો, પરંતુ તે ઘણે દૂર લાગતો હતો અને અસ્પષ્ટ જણાતો હતો જેથી તેઓ તેમનાથી ઘણે છેટે ચાલી ગયા છે, એમ સ્પષ્ટ જણાતું હતું. અને એમ પ્રતીતિ થતી હતી કે, તેઓ ખયરુન્નિસાના માણસો સાથે લડવામાં ગુંથાયલા હતા.

"બાનુ સાહિબા!" ઇક્રામુદ્દોલાએ ઝાડીની ઘટામાં આવી ખયરુન્નિસાને શ્વાસ લેવા કહેતાં પૂછ્યું, "આપ અહીં જંગલમાં શું કરતાં હતાં?"

"હું તમને શોધતી તમારી પાછળ આવતી હતી," મંદ અવાજે ખયરુન્નિસા બોલી.

"તો તે લુટારુ આપના સાથીદાર હતા કે?"

ખયરુન્નિસા નીચું જોઈ રહી.

"મને પકડવા માટે બીજા કોણ કોણ બહાર પડ્યા છે?" ઇક્રામુદ્દોલાએ પૂછ્યું.

"હજરત સુલ્તાન કુલિખાં, તેમના સિપાઇઓ, અને તે સિવાય વરંગુલના કેટલાક નાના ઉમરાવ પણ સાથે છે."

"અને મલેક મુબારક, તે શું વરંગુલમાં છે?" નિરપેક્ષ ભાવે ઇક્રામુદ્દોલાએ પૂછ્યું.

"મને તેની બરાબર ખબર નથી. પણ એટલું તો ખરું કે, જો તેમનામાં ઘોડાપર બેસી આવવા જેટલી શક્તિ હશે, તો જરૂર તેઓ પણ તમારી પુંઠ પકડવા નીકળ્યા જ હશે. પણ હા, હજરત! આપ શાહજાદી સાહિબાને ક્યાં રાખી આવ્યા છો?" વ્યંગ, ઇર્ષ્યા અને મજાક કરતી હોય તેવા સ્વરે ખયરુન્નિસાએ પૂછ્યું.

"નસીમાબાદમાં, સાંઇના તકિયામાં," ઇક્રામુદ્દોલાએ જવાબ વાળ્યો.

"સાંઇના તકિયામાં? અહીં સામેજ ને?" આશ્ચર્યચકિત સ્વરે ખયરુન્નિસાએ પૂછ્યું!

"હા, અહીં પાસે જ," ઇક્રામુદ્દૌલા શાંતપણે બોલ્યો; "હું તેમને ત્યાં રાખી આવ્યો છું. અમે બન્ને એકમેકથી છુટાં પડ્યાં, અને હું આપને અહીં મળ્યો ત્યારે વરંગુલ જતો હતો."

"વરંગુલ ! શું કહો છો ? આપને ખબર છે કે, વરંગુલમાં મોત મોં ફાડી આપને કોળિયા કરવા ઉભું છે."

"હું તો ત્યાં આપને મળવા જતો હતો," શાંતચિત્તે ઇક્રામુદ્દૌલા બોલ્યો; "આપ મને પકડવા લુંટારુઓની મદદ લેશો એ હું જાણતો હતો, પણ મને એ સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે, આપ ખૂદ મારી પાછળ આવશો. તેથી હું જાતે જ આપને મળવા પાછો ફરતો હતો."

"શા માટે ?" ખયરુન્નિસાએ આતુરતાથી પૂછ્યું.

"શા માટે ?" ઇક્રામુદ્દૌલાએ જવાબ વાળ્યો; "મારા શાહનો કાગળ લેવા માટે. સમજ્યાં બાનુ સાહિબા ?"

"આપને મારી શરત શી છે, તે ખબર છેને ?" સ્થિર આંખોથી ઇક્રામુદ્દૌલા સામું જોઈ, સામી થતી હોય તેવા સ્વરે ખયરુન્નિસા બોલી.

ઇક્રામુદ્દૌલા અર્થસૂચક મુદ્રાએ તેના સામું જોઈ રહ્યો.

"ત્યારે આખરે આપ ઠેકાણે આવ્યા ખરા," ખયરુન્નિસા તિરસ્કારવ્યંજક સ્વરે બોલી; "આપને શાહજાદીના પ્રેમ કરતાં એક કાગળની કિંમત વધારે લાગી કે શું ? વરંગુલની તુર્કદારી આગળ શાહજાદીના પ્રેમને ઠોકર મારી, કે આપનો પ્રેમ ધુમાડાની માફક ઉડી ગયો ? શું માનઇક્રામ આગળ પ્રેમની કિંમત નથી ? ખરી વાત; માનઇક્રામ હશે તો સેંકડો શાહજાદિ કદમબોશી કરવા આવશે, એ આપની માન્યતા ખોટી નથી. એમ કહે છે કે, પુરૂષનું મન સ્ત્રીઓના મન કરતાં વધારે દૃઢ હોય છે, પણ હું તે વાત માનતી નથી. આપ તેનું પ્રત્યક્ષ પ્રમાણ છો. આજ શાહજાદીને આપ વિસરી ગયા, તો કાલ મને નહિ વિસરી જાઓ એની શી ખાત્રી ? હજરત ! જો હું આપને સાફ સાફ કહી દઉં કે, હું આપને ચાહાતી નથી, ને હું કદિ પણ આપની સાથે સ્નેહના બંધનમાં જોડાવા ઇચ્છતી નથી, તો ? હું તે પત્ર કદાપિ કાળે આપને આપવાની નથી, તો ?"

ઇક્રામુદ્દૌલાએ જવાબમાં ચટ લઇને કાંડુ પકડ્યું; ખયરુન્નિસાએ ચીસ પાડી.

"બાનુ સાહિબા!" ઇક્રામુદ્દૌલા બોલ્યો, "આપ મારા સપાટામાં આવ્યાં છો, તે એમ સેહેજમાં છટકો એમ નથી. આપને જતાં કરવાં કે નહિ, એ મારી મુન્સફીની વાત છે. આપને તે કાગળ આપવો જ પડશે."

ખયરુન્નિસા વિકરાળ વાઘણની માફક તેની તરફ જોઈ રહી અને બોલી,

"આપવો પડશે, એટલે ? હું આપવા ના પાડીશ, તો શું આપ જોરજુલમથી તે પત્ર મારી પાસેથી લઈ લેશો ?"

ખયરુન્નિસાપર કારમી દૃષ્ટિ રોપી ઇક્રામુદ્દૌલા બોલ્યો,

"કદાચ તેમ કરું તો ? તેમાં ખોટું શું છે ? કાગળ મારો છે, સમજ્યાં ?"

પળવાર ખયરુન્નિસા બોલ્યા ચાલ્યા વગર ગુસ્સાથી તેના સામું જોઈ રહી; પછી તરત જ બાજી ફેરવી, અને પ્રસંગાવધાનથી હસી જવાબ વાળ્યો,

"આપ શું એમ ધારો છો, કે તે પત્ર અહીં મારી પાસે છે ? હું તે લઇને

આપને આપવા આવતી હતી, નહિ વારુ? પ્યારે ઇક્રામ! તે પત્ર તો વરંગુલમાં છે; નહિ કે અહીં, સમજ્યા? મેં તે પત્રને ખાલાજાનને ત્યાં સંદુકમાં બંધ કરી મૂક્યો છે, સમજ્યા?"

"આપ કસમ ખાઓ છો કે, તે પત્ર આપની પાસે અહીં નથી?" ઇક્રામુદ્દૌલાએ ધીમેથી કહ્યું.

"હા, હું કસમ ખાઉં છું," જાણે સત્ય અને સરળતાની મૂર્તિ હોય તેવા દેખાવે ખયરુન્નિસા બોલી.

"વારુ તો, આપણે અહીંથી વરંગુલ જઇએ," શાંત ચિત્તે ઇક્રામુદ્દૌલા બોલ્યો; "કહો તો આપણે આપની ખાલાજાનને ત્યાં જઇએ. ત્યાં ગયા પછી આપ તે પત્ર મારે હવાલે કરજો, પછી? ચાલોને આ ઘડીએજ આપણે પાછાં ફરીએ, એમાં શું છે?"

"એમાં શું છે? એમ કેમ?" ભોળી પૂણી જેવી મુદ્રાએ ખયરુન્નિસા બોલી; "અત્યારે આવા વખતે આપણે વરંગુલ જઇએ! એ બને જ કેમ? આપ સાથે આવો તોપણ હું આવવા રાજી નથી. જંગલમાં કાફરોની ટોળી આવી છે, તે આપ નહિ જાણતા હો. આપ તેમનાથી ન બીહો, એ ખરી વાત છે, પણ હું આવીને શું કરું? આપ એકલા એટલા બધા માણસો સામે મારું રક્ષણ કરી શકો, એ બનવા જોગ નથી. આ નસીમાબાદ અહીંથી બે ડગલાં દૂર છે. આપ કહો છો કે, હું આપના કબજામાં છું, તો તેમ. હું કંઈ નસીમાબાદથી ભાગી જવાની નથી. આપના વગર મારું અહીં કોણ રક્ષણ કરી શકે એમ છે? ઈક્રામુદ્દૌલા! મારા કહેવાપર વિશ્વાસ રાખો, એ પત્ર ક્યાંય જવાનો નથી."

ઈક્રામુદ્દૌલાએ ડોકું ધુણાવ્યું.

"બાનુ સાહિબા," ઇક્રામુદ્દૌલા બોલ્યો: "જો આપનું હું બદિયન ખોલું તો હમણાંજ તે પત્ર બહાર નીકળે, પણ હું બળાત્કારે તે પત્ર લેવા માંગતો નથી. હું જાણું છું કે, આપે મારાપર મોટો ઉપકાર કર્યો છે. આપના પ્રયત્નના પ્રભાવે હું છૂટવા પામ્યો છું. આપે જો તે ઘોડો મને ન આપ્યો હોત તો હું સહિસલામત અહીં સુધી આવી પહોંચ્યો હોત, કે નહિ, એ પણ શંકાસ્પદ છે. આપે મારી જાનપરથી આફત ટાળી છે, એટલું જ નહિ, પણ શાહજાદી સાહિબા પણ બચી ગઈ તે આપને લીધે જ. બાનુ સાહિબા, આપનો ઉપકાર કદિ વિસરાય તેમ નથી. હું આપની શરત પાળવા કબૂલ છું, પણ આપને તે પત્ર તો મને આપવો જ પડશે."

"તો શું આપ મારી સાથે શાદી કરવા તૈયાર છો?" એટલું બોલતાં બોલતાં ખયરુન્નિસાના આનંદની છટા ચહેરાપર ચમકવા લાગી.

"આપ કહો તો કબૂલ," ઈક્રામુદ્દૌલા બોલ્યો.

તરતજ વૈજયંતિ માળાની માફક ખયરુન્નિસા તેના ગળે વિંટળાઈ પડી, પોતાનું માથું તેની છાતીપર રાખ્યું, અને સેજ સરી ઉંચી થઈ ચૂમી લીધી. ઇક્રામુદ્દૌલા વિકારરહિતમુદ્રાએ સ્તબ્ધ જોઈ રહ્યો; કોણ જાણે શાથી તેના દિલપર સેજ પણ અસર થઈ નહિ. તે પત્થરના પૂતળાની માફક ઉભો રહ્યો, અને જાણે તેના સ્પર્શથી દૂષિત થતો હોય તેમ તેણે તેને શાંત ચિત્તે પોતાના શરીરથી અલગ કરી કહ્યું,

"બેગમ સાહિબા! પ્રથમ કાગળ, પછી બીજી વાત."

ખયરુન્નિસા તેનું હૃદય વાંચી શકી; તેના ચેહેરાપરથી તેનો ભાવ સમજી શકી. સ્ત્રીઓમાં અમુક પ્રેરણા બુદ્ધિ હોય છે, અને ઘણી વાર તેઓ માણસના મનની પરીક્ષા સ્પષ્ટ કરી શકે છે. ખયરુન્નિસા તાડી ગઈ કે, ઇક્રામુદ્દૌલા તેને ચાહાતો નથી, પરંતુ ધિક્કારે છે. જો તે વખતે તેના હાથમાં કટાર હોત તો તેણે ઇક્રામુદ્દૌલાનું ખૂન કર્યું હોત. એકાએક તેના દિલમાં ઇક્રામુદ્દૌલા પ્રતિ જૂના પ્રેમનો આવેગ દાબેલા ફુવારાની માફક બમણા વેગથી ઉછળી આવ્યો. ઇક્રામુદ્દૌલાએ તેનો પ્રતિકાર કર્યો, તેને તરછોડી નાંખ્યો; તે તેના પ્રેમના દર્શનથી પોતાની મુદ્દાની વાત ભૂલ્યો નહિ. તેણે બાજુના ખડકને ભુજપાશમાં બાંધ્યો હોત તો તે ખડક કદાચ દ્રવ્યો હોત, પણ ઇક્રામુદ્દૌલાનું હૃદય દ્રવ્યું નહિ. તે ખડકની માફક અડગ ઉભો રહ્યો. ખયરુન્નિસાના ધિક્કાર અને ઘૃણાનાં મોજાં તેનાપર વિફળ આઘાત કરવા લાગ્યાં.

"તું મારા પ્રેમની આવી કદર કરે છે, નહિ વારુ?" રોષકમ્પિત સ્વરે ખયરુન્નિસા બોલી; "ઓ શયતાન! તું ન સમજીશ કે હું નથી સમજતી. તું જાણે છે કે, હું કોણ છું? હું કાળી નાગણ છું, અને તારા પ્રાણ લઇશ. પત્ર! આપને પત્ર જોઇએ છે? હવે તે પત્ર મળવાની આશા રાખવી, એ ફોકટ છે. આ ખયરુન્નિસા તે પત્ર સાથે લાવે એવી ભોળી નથી. તે તો વરંગલમાં સહીસલામત છે, અને તે પત્રનો ઉપયોગ કેમ કરવો, તે મને કોઇને શિખવવું પડે એમ નથી. હું મરજીમાં આવશે તે ઉપયોગ તેનો કરીશ. હું મલેક મુબારકને પગે પડીશ. હું જાણું છું કે તે મને ચાહાતા હતા અને હજી પણ ચાહાય છે. તે શયતાને ખાલા દિલશાદે મારો પ્રેમ ચોરી લીધો હતો, પણ તેનું પણ હવે આવી બન્યું છે. તે આપની સાથે નાસી નીકળી ત્યારથી જ તેનું નસીબ તો ફુટી ગયું. હવે ફરી મલેક મુબારક તેને સંઘરશે ખરા? નહિ, કદિ નહિ. અને જ્યાં સુધી આ જીવમાં જીવ છે, ત્યાં સુધી હું તેમ થવા દઇશ નહિ. એ કાગળનો લાભ તો હું જ ભોગવીશ. ખબર છે? જ્યારે આપ જન્નતશીન થશો, જ્યારે દિલશાદને તલાકનામું મળશે; જ્યારે સુલ્તાન કુલિખાંનું માથું વિશ્વાસઘાતકી તરીકે હાથીના પગ તળે છુંદાશે, ત્યારે મલેક મુબારક વરંગુલની હાકેમગીરી કરશે, અને હું તેની બેગમ બની હકુમત ચલાવીશ. આહ! એક વખત એવો પણ હતો કે હું આપના એક મીઠા બોલને માટે તરસતી હતી; હું મારી જીંદગી આપને અર્પણ કરવા તૈયાર હતી; હું આપની તાબેદારી ઉઠાવવા મંજૂર હતી, અને આપને આ મનમંદિરના એકલા માલેક બનાવવા એક પગે તૈયાર હતી. આપને કયદમાંથી છોડાવવા મેં ખટપટ કરી, આપને નાસી જવાનાં સાધન તૈયાર રાખ્યાં, અને આ સર્વનો બદલો આ! આવો તિરસ્કાર કરી મારી લાગણીને આપ પગ તળે છુંદી નાખવા માગો છો, મારા પ્રેમને તરછોડી નાંખો છો! ભલે તેમ કરો, પણ આપ જાણો છો કે, રમણીનો પ્રેમ તિરસ્કારમાં પરિણીત થાય છે ત્યારે તેનું શું પરિણામ આવે છે? આપને માટે મારા દિલમાં હવે પ્રેમને બદલે વેર વ્યાપ્યું છે, અને એ વેર કેમ વાળીશ તે જોજો. જ્યારે હજરત સુલ્તાન કુલિખાં આપને શૂળીએ ચઢાવશે, કે મલેક મુબારકની છરી આપની છાતીનું લોહી પીશે, ત્યારે જ એ વેર હોલાશે. ત્યાં સુધી મારા જીવને શાંતિ વળવાની નથી."

ઇક્રામુદ્દૌલા આ છંછેડાયલી સાપણના સામું સ્થિર દૃષ્ટિથી જોઈ રહ્યો. તે એક પણ અક્ષર બોલ્યો નહિ, અને તરત જ પીઠ વાળી ત્યાંથી પસાર થયો. થોડી વાર ગુસ્સાના આવેશમાં ખયરુન્નિસા ત્યાં જ બેસી રહી; પછી તેણે આમતેમ નજર નાંખી; તેની છાતીમાં ભયનો સંચાર થયો. જો અહીં ફરીથી તે કાફર લુંટારુની ટોળી આવી પહોંચી તો? આ વિચાર આવતાંની વાર તેના શરીરના રુંવાડાં ઉભાં થયાં. તેને લાગ્યું કે, 'આ અરણ્યમાં જો તેઓ આવી પહોંચ્યા તો પૂરી કમબખ્તી. અહીં હવે કોઈ મારું રક્ષણ કરે એમ નથી.' આ વિચાર આવતાં તે ત્વરાથી ઉભી થઈ, અને ઇક્રામુદ્દૌલા ગયો હતો તે માર્ગે દોડવા લાગી. તેણે ઇક્રામુદ્દૌલાને દૂર નદી કિનારે જતો જોયો. તે શ્વાસોશ્વાસ લેતી તેની પાછળ દોડવા લાગી. એટલામાં તેણે પાછળ કોઈ લૂટારુની બૂમ સાંભળી. તેણે એક ક્ષણ પાછું જોયું, અને તરત ભયભીત હરિણીની માફક નાસવા લાગી. જંગલનો એક ક્રૂર આદમી તરવાર લઈ વિકરાળ ચેહેરે તેની પાછળ દોડતો જણાયો. તે જોરથી ઇક્રામુદ્દૌલાની પાછળ ચીસ પાડતી નાસવા માંડી.

"હજરત! હજરત ઇક્રામુદ્દૌલા," કરી કારમી ચીસ પાડી.

ઇક્રામુદ્દૌલાએ તેની બૂમ સાંભળી, તરવાર કોષમુક્ત કરી, તે પાછો ફર્યો. તે માણસ તેને જોતાં જ જાણે જમીનમાં અદૃશ્ય થઈ ગયો હોય એમ જણાયો. ખયરુન્નિસા ઇક્રામુદ્દૌલાના પગ આગળ મૂર્છા ખાઈ પડી.

ઇક્રામુદ્દૌલાએ આમતેમ નજર ફેંકી પણ કોઈ આવતું જણાયું નહિ. પછી તેણે હળવેથી ખયરુન્નિસાનું બદિયન ઢીલું કર્યું, હાથ નાંખી આમતેમ જોયું તો કંઈ પત્ર જેવું જણાયું. તરત જ તેણે તે બહાર કાઢી જોયું તો, જે પત્રની એટલી બધી તીવ્ર ઉત્કંઠા હતી, જે પત્રપર સુલ્તાન કુલિખાંએ દસ્કત કર્યા હતા, જેને માટે દિલશાદ તેની સાથે આવી હતી, તે પત્ર હતો. ઇક્રામુદ્દૌલાના ચેહેરાપર આનંદની છટા ખેલવા લાગી. તેના મોંપર હાસ્ય છટા નૃત્ય કરવા લાગી. તેની કીકીઓ હર્ષથી નાચવા લાગી. તેણે ખયરુન્નિસાને પોતાના હાથમાં ઉચકી લીધી, પણ ત્યાર પહેલાં તેનું બદિયન હતું તેમ ઠીકઠાક કર્યું, અને સંભાળપૂર્વક તે પત્રને પોતાના શરીરપરના વસ્ત્રના અંદરના ભાગમાં મૂકયો. બાદમાં તેને ઉચકી નસીમાબાદના કિલ્લા તરફ ચાલવા લાગ્યો. કિલ્લો દૂર ન હતો; સામે જ હતો.

જતાં જતાં તે હસવા લાગ્યો, અને પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે, 'એમાં શું છે? એ પત્ર મારો હતો ને મેં પાછો લીધો, એમાં ખોટું શું કર્યું છે? તે પત્ર તેણે પણ કે દહાડે સીધી રીતે મેળવ્યો હતો? ખરેખરી રીતે એ પત્ર મારો જ હતો. હું તેનાપર સહી કરાવવાને લાવ્યો હતો. મને મલેક મુબારકે ઠગ્યો. મલેક મુબારકને ખયરુન્નિસાએ થાપ આપી અને તેની પાસેથી મેં લઈ લીધો, એમાં ખોટું શું છે? પણ હા. જ્યારે તે જાણશે કે પત્ર ચોરાઈ ગયો છે, ત્યારે સાપણની માફક ફરી ફુફાડા મારશે. ભલેને મારે! જોઈ લેવાશે. તે વખતે જે થાય તે ખરું.'



# પ્રકરણ ૧૭ મું

## નસીમાબાદ

નસીમાબાદ એક નાનું સરખું ગામડું હતું. અહીં રાજ્યની સીમાના બંદોબસ્તને માટે થાણું રાખવામાં આવ્યું હતું, અને તેને માટે એક કિલ્લો બાંધવામાં આવ્યો હતો. નસીમાબાદનો કિલ્લો કંઈ બહુ મોટો ન હતો તેમ નાનો પણ ન હતો. તે સાધારણ હતો. તેને કોઈ ભોંયકોટ કહે તો તે તેવા પ્રકારનો ન હતો, તેમ તેને ડુંગરી કિલ્લો એ નામ પણ આપી શકાય તેમ ન હતું. તેને એક સાધારણ ટેકરીપર બાંધવામાં આવ્યો હતો, અને બાંધનારની ખૂબીપરથી એમ સ્પષ્ટ પ્રતીત થતું હતું કે તે વખતની યુદ્ધ વિદ્યાનું જ્ઞાન તેને હોવું જોઇએ. બચાવ કામને માટે ખાસ કાળજી રાખવામાં આવી હતી. તેની ભીંતો પત્થરની અને મજબૂત બનાવવામાં આવી હતી. તેને બે બાજૂએ બૂરજો હતા, અને મુખ્ય દરવાજાના ઉચ્ચ ભાગપર એક તોપ ગોઠવવામાં આવી હતી. એક તરફ નદીનો ખળખળ કરતો પ્રવાહ વહેતો હતો, અને તેને સામે તીરે એક સાંઇનો તકિયો હતો. આ સાંઈ અસલ ઈરાન દેશનો હતો. તેણે ત્યાં આવી ઘણા ચમત્કાર દેખાડ્યા હતા, અને અંતે તેના શબની અંત્યેષ્ટિ પણ ત્યાં જ કરવામાં આવી હતી. લોકો તેની કબ્રપર ફુલ ચઢાવવા આવતા અને ત્યાં ઘણાક માનતા રાખી જતા. આ દરગાહનું મકાન વિશાળ હતું. તેની આસપાસ ફરતી ચોરસ દિવાલ હતી. તેના પ્રાંગણમાં પ્રવેશ કરતાં મધ્ય ભાગમાં મોટું ટાંકું હતું, અને તેની સામે છેડે તે પવિત્ર ફકીરની કબ્ર હતી. તેની આસપાસ એક મોટો ઘુમ્મટવાળો ઓરડો હતો. દરગાહની ભીંતની અડોઅડ પડાળી નાખવામાં આવી હતી. ત્યાં માણસો ઉતરતા હતા. વર્ષમાં બે વખત અહીં મેળો ભરાતો હતો, જે વખતે આજુબાજુના ગામોમાંથી હજારો માણસ એકઠા થતા હતા. વળી તોફાનના વખતે ગામના માણસો આવીને કાંતો કિલ્લામાં કે કાંતો દરગાહમાં આશ્રય લેતા હતા.

અત્યારે આ કિલ્લાનું સ્વામિત્વ અમીર ઇનાયતખાંના હાથમાં હતું. ઇનાયતખાં અસલ ઇરાનમાં નિશાપુરનો રહેવાસી હતો, ને તેનું ખાનદાન ઘણું ઉંચું હતું. ત્યાં તેની મોટી જાગીર જપ્ત કરવામાં આવી હતી, તે મેળવવાને તેણે ઘણા પ્રયત્ન કર્યા હતા. આખરે તે નસીબ અજમાવવા હિન્દુસ્તાનમાં આવ્યો હતો. તેણે ઘણી ચઢતી પડતી જોઈ હતી, અને પોતાના જ પરાક્રમથી ઉંચી પદવીએ ચઢયો હતો. તેણે બ્રાહ્મણી સુલ્તાનની સારી મેહેરબાની સંપાદન કરી હતી; પણ પાછળથી તે રાજ્યધાનીના કાવાદાવાથી કંટાળી ગયો હતો. તેણે પોતાની જાગીર આ અરણ્ય સ્થાનમાં રાખી હતી, અને અહીં સીમાડો સાચવવાને તેને સોંપરત કરવામાં આવી હતી. ઇનાયતખાં એક ઉત્તમ લડવૈયો હતો, એટલું જ નહિ પણ રાજનીતિમાં પણ કુશળ હતો, અને તેને હાથે ઘણાં સારાં કામ થયાં હતાં. ઈશ્વરની કૃપાથી તેનું ભાગ્ય ઉઘડ્યું હતું, પરંતુ ઉત્તર અવસ્થામાં તેને કૌટુમ્બિક દુઃખ શોષવાં પડ્યાં હતાં. તેની એકની એક સ્ત્રી મરણ પામી હતી, અને થોડા વખત ઉપર તેનો એકનો એક પુત્ર યુદ્ધમાં લડતાં મરણ પામ્યો હતો. આથી કરીને તેનું મન સંસારપરથી ઉઠી ગયું હતું. તે અહીં

એકાંતસ્થાનમાં પોતાનો ઘણોખરો વખત કુરાનના વાંચનમાં અને ઈશ્વરભક્તિમાં ગાળતો હતો. જે ફકીરની દરગાહ અહીં હતી તેનો તે શિષ્ય હતો, અને દરગાહની વ્યવસ્થાપર દેખરેખ રાખતો હતો.

અમે જે વખતની વાત લખીએ છીએ તે વખતે રાજ્યના સીમાડાપર ઘણી વાર બખેડા થતા હતા, અને ત્યાંના અસલના વતની હિંદુઓ વખતોવખત બંડ ઉઠાવતા હતા. ગયા પ્રકરણમાં ખયરુન્નિસાના સાથીદારોપર હુમલો થયાની હકીકત વાંચકોને અવગત થઈ છે તે હુમલો કરનાર હિંદુઓ હતા. આ હિંદુઓ તે તરફના ડુંગરી પ્રદેશના વતનીઓ હતા, અને કોઈ કોઈ વખત ટોળાબંધ લૂંટ કરતા કે લડાઇનો પ્રસંગ ઉપસ્થિત થાય તો સૈન્યમાં દાખલ થતા હતા. જે સમયે ઈક્રામુદ્દૌલા જંગલમાંથી પસાર થતો હતો તે વખતે આવી એક ટોળી ડુંગરાઓમાંથી બહાર પડી હતી.

સાંજનો વખત થવા આવ્યો હતો. અમીર ઈનાયતખાં પોતાના સુસજ્જીત ઓરડામાં બેસી એક પરોણા સાથે વાતચીત કરતો હતો.

"હજરત!" પરોણો બોલ્યો, "મને આશ્ચર્ય લાગે છે કે આપના જેવો માણસ આ નિર્જન સ્થાનમાં રહેવાનું પસંદ કરે. ખરેખર જે માણસે પોતાની જીંદગીનો મોટો ભાગ શાહી મહેલમાં, રાજકાજની ચર્ચામાં ગાળ્યો છે, જેણે લડાઇના મેદાનમાં ફતેહ મેળવી છે; તેવા માણસને અહીં રહેવાનું પસંદ આવે નહિ."

"આપનું કહેવું ખરું છે, નાસિરખાં!" ઈનાયતખાંએ જવાબ વાળ્યો; "પરંતુ મારા જેવા જઈફ આદમીને માટે તો હવે એકાંતવાસ જ ઠીક છે. મારે આ દુનિયામાં કાંઈ રહ્યું નથી. હવે મારે હાય હાય કરવાની કંઇજ જરૂર નથી. જે થોડા દહાડા બાકી રહ્યા છે, તે ખુદાના ધ્યાનમાં અને ભક્તિમાં જાય એટલે બસ્સ."

"ખરી વાત છે," નાસિરખાંએ જવાબ આપ્યો; "પણ શું આપ પાયતખ્તમાં રહીને આ સર્વ કરી શકો નહિ?"

"ના," ઇનાયતખાંએ પ્રત્યુત્તર વાળ્યો; "શહેરમાં અનેક પ્રકારની બીજી બાબતોમાં મન પરોવાયલું રહે છે. પાયતખ્તમાં અનેક પ્રકારના રાજકાજમાં માથું મારવું પડે છે. આજ આ, કાલ બીજું. આજ એક ઉમરાવે આમ કર્યું, કાલે અમુક ઠેકાણે લડાઈ થઈ, તેનો બંદોબસ્ત કરવો. હવે આટલી વયે શરીર ચાલતું નથી. અહીં તો બે કામ થાય છે. આ દરગાહમાં જઈ બંદગીમાં વખત ગાળું છું. બાકી કામમાં તો આ સરહદને સંભાળવાનું છે. બખેડો કોઈ વખત જાગે છે, તો તેનો બંદોબસ્ત કરી નાંખું છું; પણ આજ એકાએક આપનું આવવું થયું, એ શું?"

"જી, વાત એમ છે કે, મારે અહીં વરંગુલમાં જરા કામ છે," નાસિરખાંએ જવાબ આપ્યો.

"ખયર, તો કામ પુરું થયા પછી અહીં થોડો સમય ગાળવામાં કંઈ વાંધો છે?"

"વાંધો?" આશ્ચર્ય દર્શાવતાં નાસિરખાંએ કહ્યું; "આપને ત્યાં રહેવામાં વાંધો શાનો? આપ તો મારા મુરબ્બી છો, અને નિકટના સગામાં હો તો માત્ર આપજ છો."

"ત્યારે પછી અહીં રહેવામાં વાંધો શો છે?" ઈનાયતખાંએ કહ્યું; "હું સમજ્યો કે, આપ સગાઈ બગાઈ કંઈ ભૂલી ગયા હો એમ લાગે છે."

"અરે ના, એમ તે હોય!" નાસિરખાંએ જવાબ વાળ્યો; "પણ હુજૂર! વાત એમ છે કે, વરંગુલમાં કામ કરી લીધા પછી મારે પાછા લડાઇમાં હાજર થવાનું છે, અને ત્યાર બાદ પાછો હું ઈરાન જવા માગું છું."

"ઈરાન! શા માટે ઈરાન જવું છે? હવે ત્યાં શું છે? જ્યાં સુધી સામા પક્ષના હાથમાં બાજી છે, ત્યાં સુધી આપણું કંઈ વળે એમ નથી."

"ખરું, પણ હવે બાજી ફેરવાઈ છે," નાસિરખાંએ જવાબ વાળ્યો, "સામા પક્ષનું બળ તુટયું છે, અને હવે શાહનો ઇતબાર તેનાપરથી ઉઠી ગયો છે. આપણી જાગીર વગેરે પાછું મળવાનો સંભવ છે, એવા સમાચાર ઈરાનથી પાછા ફર્યા છે."

"એમ? ત્યારે તો ઘણું સારું, પણ હું એમ પૂછું છું કે, અહીં હિંદુસ્તાનમાં પણ શું ખોટું છે?"

"ખોટું તો કંઈ નથી," નાસિરખાંએ કહ્યું; "જૂઓને શાયર કહે છે કે:"

હુબ્બે વતન અજ સુલયમાં ખૂશતર.*

"ઠીક તો જેવી મરજી; પણ નાસિર! આજ તું બરાબર વખતે આવી પહોંચ્યો છું. આજકાલ પાછી લડાઈ ચાલુ છે. હું ધારું છું કે, એ કાફરોનાં ટોળાં તીડની માફક અહીં આવશે."

આમ તેઓ વાતચીત કરતા હતા એટલામાં એક નોકર ત્યાં દાખલ થયો. તેણે વિનયપૂર્વક સલામ કરી કહ્યું:—

"હુજૂર! એક સિપહસાલાર કોઈ સ્ત્રીને લઈ આવેલ છે, અને આપને મળવા માગે છે."

"અહીં હાજર કર," ઇનાયતખાંએ જવાબ આપ્યો.

કિલ્લાના માણસો સાથે ઇક્રામુદ્દૌલા દાખલ થયો, અને બોલ્યો,

"આદાબ અર્જ હય કિબ્લએ નેમત; આપનુંજ નામ મુબારક ઈનાયતખાંને?"

"જી, હા, બંદાને ઇનાયતખાં કહે છે."

"આપનું મુબારક નામ?"

"ગરીબ પરવર! આ બંદાને ઈક્રામુદ્દૌલા કહે છે."

"આપનું નામ તો મેં સાંભળેલું છે. આપે શાહ તરફ તે જંગમાં ફતેહ મેળવી હતી, નહિ વારુ?"

"જી, ઇન્સાનની શી મજાલ છે કે, તે ફતેહ મેળવે? ફતેહ આપવાવાળો જુલ જલાલ છે. હજરત! મારે કંઈ કામસર વરંગુલથી પાછું ફરવું થયું હતું. રસ્તામાં આ બાનુ સાહિબાની સાથે જંગલમાં મુલાકાત થઈ. તેના સાથીદારો સર્વ માર્યા ગયા છે, અને તેમને મૂર્ચ્છા આવતાં હું અહીં લઈ આવ્યો છું."

ઇનાયતખાંએ પોતાના નોકરને ખયરુન્નિસાને ઉપરના ઓરડામાં લઈ જવા હુકમ કર્યો. પછી ઈક્રામુદ્દૌલા તરફ વળી કહ્યું,

"હજરત! આ લુટારુ તો દક્ષિણી ઉમરાવોના મદદગાર છે ને?"

"હશે, તેથી શું?" ઇક્રામુદ્દૌલાએ જવાબ આપ્યો; "કામ પ્રસંગે બીજા ઉમરાવો પણ તેમની મદદ કયાં લેતા નથી?"

વાંચનાર! કદાચ ઇનાયતખાંની આ મર્મોક્તિ નહિ સમજે. વાત એમ હતી

---

* પોતાનું વતન એ સુલેમાનના તખ્ત કરતાં પણ વધારે આનંદદાયક છે.

કે, આ વખતે બ્રાહ્મણી સરદારો બે ટોળીમાં વહેંચાઈ ગયા હતા. પૂર્વે આવીને દક્ષિણમાં સ્થાયી વસેલા સીદીઓ વગેરે મુસલ્માન દક્ષિણી તરીકે ઓળખાતા હતા, જ્યારે તુર્ક અને ઇરાની પરદેશીઓ તરીકે ગણાતા હતા. દક્ષિણી ઉમરાવો પોતાની મદદમાં ત્યાંના વતનીઓને લેતા હતા, તેપર ઇનાયતખાંનો તાણો હતો, કારણ કે ઇનાયતખાં જાતે ઈરાનનો વતની હતો.

"હશે, પણ આપ આ સ્ત્રીનું નામ જાણો છો?"

"મેં તેમને મોંએ જ સાંભળ્યું હતું કે, તેઓનું નામ બેગમ ખયરુન્નિસા છે," ઇક્રામુદ્દૌલા બોલ્યો.

તેના આ શબ્દોએ ઇનાયતખાંના પરોણાના ચેહેરાપર વિલક્ષણ અસર કરી. તે ધ્યાનપૂર્વક કાન સરવા કરી સાંભળવા લાગ્યો, અને તેણે એક નિશ્વાસ નાંખ્યો. ઇક્રામુદ્દૌલાએ ઝટ દૃષ્ટિ તે તરફ ફેરવી, તો જાણે તેને વાત સાથે કંઈ લેવા દેવા ન હોય એવો દેખાવ ધારણ કર્યો.

"હજરત! આપ કંઈ કામ માટે વરંગુલ આવ્યા છો?" ઇનાયતખાંએ પૂછ્યું.

"કામ વગર કંઈ આવવું બને ખરું?" ઇક્રામુદ્દૌલા બોલ્યો.

"કામ વગર તો ન બને, પણ હું ધારું છું કે આપ કંઈ રાજખટપટ માટે તો આવ્યા નથી ને?"

"હું ખોટી ખટપટમાં માથું મારતો નથી; મારું કામ તો સિપહસાલરનું છે."

"તો હું સરત મારું છું કે, આપ અહીં કોઈ રમણીના પ્રેમની બેડીમાં જકડાઈ આવ્યા હોવા જોઇએ."

"હુજૂરેવાલા!" ઇક્રામુદ્દૌલા બોલ્યો, "ઇન્સાનની જીન્દગી રમણીના પ્રેમ વગર શુષ્ક છે. ઇશ્ક એવું મીઠું દર્દ છે, કે જમાનો તાલિબ ખરીદદાર અને બનવા મથે છે."

આ વાર્તાલાપ ચાલતો હતો એટલામાં એક નોકર દાખલ થયો. તેણે ખબર આપી કે 'આપણા માણસો ખબર લાવ્યા છે કે એ કાફર લૂટારુઓ આ તરફ આવે છે.'

ઇનાયતખાં અને ઇક્રામુદ્દૌલા બંને જણ ઉઠીને ઉભા થયા, અને પ્રાંગણમાં આવ્યા. ઇનાયતખાંએ કહ્યું,

"હજરત! આપ ઠીક મોકાપર આવ્યા છો. આપ મને આ વખતે ઘણા કામમાં લાગશો."

"જી, મારાથી થઈ શકે તે કરવા તૈયાર છું," ઇક્રામુદ્દૌલાએ જવાબ વાળ્યો.

ઇનાયતખાં પોતાનાં માણસોને વ્યવસ્થાને માટે એકઠાં કરવા લાગ્યો. બબ્બે ત્રણ ત્રણની ટોળીમાં તેઓ આવવા લાગ્યા. ચોગાનમાં જોતજોતામાં સાઠ પોણોસો માણસો એકઠા થઈ ગયા. કિલ્લામાંનો ઘંટ જોરથી વાગવા લાગ્યો, ને આસપાસના માણસો પણ તેનો નાદ સાંભળી કિલ્લામાં આશ્રય લેવા દોડી આવ્યા. ઇનાયતખાંએ બુરજ ઉપર અને બીજે મુખ્ય ઠેકાણે માણસોને ગોઠવી દીધાં.

સૂર્ય અસ્ત થવાની તૈયારીમાં હતો. પશ્ચિમ આકાશમાં રક્તિમા છવાઈ હતી. પર્વતના શિખરોપર આછું તેજ રમતું હતું. ઇનાયતખાં અને ઇક્રામુદ્દૌલા મુખ્ય દ્વાર આગળ ઉભા રહી, અંદર માણસોને દાખલ કરતા હતા. જોતજોતામાં

સંધ્યાનો આછો પ્રકાશ પણ સરવા આવ્યો. અંધકાર હમણાં આવીને પૃથ્વીને પોતાની છાયામાં લેશે, એમ સ્પષ્ટ ભાસવા લાગ્યું. થોડાંજ માણસો આવવાના બાકી હતાં. દરગાહમાં મિન્નતને માટે એક નાની ટોળી આવી હતી; તેમાં એએક ફકીર અને ચારપાંચ સ્ત્રીઓ હતી. તે હજી આવી નહિ. તે લોકોને તેડી આણવા માટે ઇનાયતખાંએ માણસને દોડાવ્યો; કારણ કે રાત થતાં થતામાં લૂટારાઓ આવીને હુમલો કરવાના, એમાં જરા પણ શંકા જેવું ન હતું. આ માણસો આવી જાય કે દરવાજો બંધ કરવાની રાહ જોઈ તેઓ બન્ને ત્યાં ઉભા હતા. એટલામાં એક માણસ નીચે પડ્યો, એ ઈક્રામુદ્દૌલાએ જોયું.

"અરે, તેઓ આવી લાગ્યા," ઈક્રામુદ્દૌલા બોલ્યો, જોતજોતામાં બારણાં બંધ કરવામાં આવ્યાં, અને આડ નાંખી દેવામાં આવી. માણસો પોતપોતાને સ્થાને તીર અને કેટલાક તમંચા લઈ તૈયાર થઈ ગયા, ઝપાઝપી શરૂ થઈ.

"યા ખુદા! જો તે ફકીર અહીં વેળાસર આવી પોહોંચ્યા હોત તો સારું થાત. પણ હવે શું કરવું?" ઈનાયતખાંએ કહ્યું; "ગમે તેમ કરી આપણે તેમને બચાવવા જોઇએ."

આ સમયે દરગાહમાં જવું એ ઘણાં જોખમનું કામ હતું. ટોળાંબંધ માણસો આવવા લાગ્યાં હતાં, અને કિલ્લાને આસપાસથી ઘેરવા મંડ્યાં હતાં. સીપાઇઓએ જામગીરી લગાવી બંદુક ફોડી, અને કેટલાક જણ ઘવાઈ જમીનપર પડ્યા. પોતાના માણસોને ઘવાયલા જોતાં જ લૂટારાઓ શૂરમાં આવ્યા, અને જબરી કિકિયારી ફોડી. ઈનાયતખાં, નાસિરખાં, અને ઈક્રામુદ્દૌલા પોતાના માણસોને હિંમત આપતા હતા, અને આમતેમ ફરી તેમને પોતાના કાર્યમાં અડગ રહેવા પ્રેરતા હતા. એટલામાં આશરે વિશેક જણ મુખ્ય દરવાજા આગળ આવી લાગ્યા. તેઓએ પોતાના સાથીમાંના એકને દિવાલપર પહોંચાડવા શરીરપર ટેકવીને ઉભો કર્યો. તેના હાથ દિવાલને અડતાંની વાર ઈક્રામુદ્દૌલાએ તીરથી વીંધી નાંખ્યો. લૂટારુઓ જોરમાં પ્રયત્ન કરવા લાગ્યા. ત્રણ ચાર દિવાલપર આવી લાગ્યા, અને એક જણ તો ઈક્રામુદ્દૌલાપર કુદ્યો. જોતજોતામાં તેણે એવો તો ફટકો લગાવ્યો કે, ધબ લઈ જમીનપર પડ્યો. એટલામાં બીજાઓએ આવી બાકીના સોબતીઓની ખબર લીધી.

"શાબાશ! દિલેર ઉમરાવ!" ઇનાયતખાં બોલ્યો; "શાબાશ! વાહ, ખૂબ કરી."

"એ બધું તો ઠીક," ઈક્રામુદ્દૌલાએ જવાબ આપ્યો, પણ દરગાહમાં જવાનો કંઈ માર્ગ છે કે?"

"એકજ માર્ગ છે, અને તે એ કે આ પાછલી બારીની વાટે થઈ નદી ઓળંઘી આપ જઈ શકો તો. ત્યાં હોડી તો નાંગરેલી પડી છે," ઈનાયતખાંએ કહ્યું.

"વારુ તો જાઉં છું, જો બને છે તો તેઓને અહીં લઈ આવું છું," ઈક્રામુદ્દૌલાએ કહ્યું.

"પણ આપ એકલા જતા ના, સાથે અહીંથી પાંચ છ માણસોને લઈ જાઓ. કારણ કે હોડી એટલા માણસો વિના એકલાથી હંકારાશે નહિ."

ઈક્રામુદ્દૌલા અહીંથી તહીંથી માણસ લઈ તે તરફ વળવા લાગ્યો. પાછલા ભાગમાંથી સીડી ઉતરતાં તેને ખયરુન્નિસા મળી. તેના કુંગરાયલા ચેહેરાપરથી તે સમજી ગયો કે, પત્ર ચોરાયો છે તે વાતની તેને ખબર પડી છે. તેને જોતાંજ ઈક્રામુદ્દૌલા બોલ્યો,

"બાનુ બેગમ! આપ અહીં શું કરો છો? આપને અહીં ઉભા રહેવું ઠીક નથી. જાઓ આપ ઉપરના કમરામાં જઈ આરામ કરો."

"પણ આપ ક્યાં જાઓ છો?" ખયરુન્નિસાએ પૂછ્યું.

"દરગાહમાં, બીજે ક્યાં?" ઈક્રામુદ્દૌલાએ જવાબ વાળ્યો.

"હં: શાહજાદીને બચાવવા કે?" ઇર્ષ્યાસ્ફુરિત દૃષ્ટિએ ખયરુન્નિસા બોલી.

"હા," વક્ર દૃષ્ટિએ ઈક્રામુદ્દૌલાએ જવાબ આપ્યો, અને એટલું કહી તે વેગથી પસાર થઈ ગયો. ઝટ પાછલા ભાગનું બારણું ઉઘાડી માણસો સાથે બહાર પડ્યો. કિનારા પર હોડી બાંધેલી હતી. તેણે માણસોને ઇસારો કર્યો, અને તેઓ હલેસાં લઈ હોડી હંકારવા લાગ્યા.

આછું અંધારું છવાયું હતું. તેમાં ઝાંખા માણસો પડછાયા જેવા જણાતા હતા. એમની દૃષ્ટિમાં આવ્યા વગર પસાર થવું મુશ્કેલ હતું, અને જો જોવામાં આવ્યા તો તીરનો વરસાદ છૂટવાનો. પણ તેઓ કિલ્લાપર જવાને લડવા મથતા હતા. આ તરફ તે લોકોનું ધ્યાન નહતું, અને ચમત્કારિક રીતે ઈક્રામુદ્દૌલા પોતાના માણસો સાથે સામે કિનારે પોંહોંચ્યો. કોઇના જોવામાં આવ્યા વગર તેઓ દરગાહ આગળ પોંહોંચ્યા. દરવાજો બંધ હતો. ફરીને તેઓ બીજા દરવાજા આગળ પોહોંચ્યા. જઇને દરવાજાપર આઘાત કર્યો. પણ અંદરથી કોઇએ જવાબ આપ્યો નહિ. તે ઉભો રહી કાન દઈ સાંભળવા લાગ્યો કે, અંદર કોઈ માણસો છે કે નહિ; સૂમસામ જણાયું. તેને લાગ્યું કે લૂટારુઓએ અહીં આવીને હુમલો કરી માણસોને મારી નાખ્યાં હશે; પણ તેને ખાત્રી થઈ નહિ. એમ થવું અશક્ય લાગ્યું. તે જાણતો હતો, કે એ લોકો અહીં ભાગ્યે જ હુમલો કરે. કારણ કે, સઘળા જણ કિલ્લામાં ભરાઈ બેસવાના એની એ લોકોને ખાત્રી હતી. આટલું છતાં તેનું મન દિલશાદની સલામતી માટે ખટપટ કરવા લાગ્યું. અહીં આવવામાં ઈક્રામુદ્દૌલાની મતલબ દિલશાદને બચાવવાની હતી. લૂટારુનો તેને ભય ન હતો, પણ દિલશાદનું શું થશે, એની એને ભારે ચિંતા હતી. તેણે ફરીથી તે બારણાને જોરથી આઘાત કર્યો. અંદર માણસોનો સળવળાટ તેને કાને પડ્યો. અવાજ કાને પડતાં તેણે એક વાર ફરીથી તે બારણાને જોરથી ઠોક્યું, અને બૂમ મારી,

"શાહજાદી સાહિબા! દિલશાદખાનમ! ખોલો, દરવાજો ખોલો; ખુદાની ખાતર દરવાજો ખોલો."

આનંદવ્યંજક સુસ્વાટ, પગલાંના અવાજ, સાથેજ દરવાજો ઉઘડ્યો, ને દિલશાદ ઇક્રામુદ્દૌલાને વળગી પડી. તેની ફિકર ટળી ગઈ. તેને લાગ્યું કે, હવે ભય નથી. તે સુખના સદનમાં પ્રવેશી હોય એમ તેને થયું.

"અહીં બીજાં કેટલાં માણસો છે?" ઇક્રામુદ્દૌલાએ પૂછ્યું.

"આ ફકીરો અને આ બૈરાં મળી દશેક જણ છીએ."

"ચાલો, હવે અહીં એક ઘડી પણ થોભવું એ ભયભરેલું છે," ઈક્રામુદ્દૌલા બોલ્યો.

એક ક્ષણ વારમાં તેઓ સર્વ કિનારા આગળ આવી લાગ્યાં. અંધારું પુષ્કળ છવાયું હતું. કોઇનો ચેહેરો સ્પષ્ટ જોવામાં આવતો ન હતો, અને આવી સ્થિતિમાં તેઓ સહીસલામત બીજે કિનારે આવી પહોંચ્યાં; પણ તે લૂટારુઓએ એક ઝુંપડાને આગ

લગાડી હતી, તેનો ઝાંખો પ્રકાશ તેમનાપર પડ્યો. કેટલાક જણની નજર તેમનાપર પડી, અને તરત જ તેમણે "બજરંગ વીર" કરી હાક મારી. કેટલાકે તીર છોડ્યાં. તીરથી એક જણ ઘવાયું; બીજાની આંખમાં લાગ્યું, અને તે ચટ લઇને પડ્યો. તેની જગા ઈક્રામુદ્દૌલાએ લીધી, અને ઝડપથી હોડી હંકારવા લાગ્યો. જોતજોતામાં બીજી બે હોડીઓ નાંગરેલી હતી તે તરફ તે માણસો વળ્યા; અને તેમાં કુદી પડી હોડી છોડી દીધી, ઇક્રામુદ્દૌલાએ જોયું કે ખરેખરી મુશીબત તો હવે છે; જો તેઓ આવી પોંહોંચ્યા તો બારજ વાગી જવાના; ચાર પાંચ માણસો મળી એ લોકોની સામે થવું અશક્ય છે. તે ઝડપથી હલેસાં મારવા લાગ્યો. બચવાનો એક જ ઉપાય હતો, અને તે એ કે ગમેએમ કરી ઝડપથી કિનારે પોંહોંચી કિલ્લાના દરવાજા આગળ પહોંચી જવું. ઇક્રામુદ્દૌલા અતિ ત્વરાથી કિનારા તરફ પોંહોચવા યત્ન કરવા લાગ્યો. આણી તરફ લુંટારુઓ પણ વેગથી પાછળ પડ્યા હતા. તેઓ વધારે હોવાથી ઝડપથી હલેસાં મારતા હતા. કદાચ ઇક્રામુદ્દૌલા પોતાની સાથેના માણસ સાથે કિનારે પહોંચે ત્યાર પહેલાં જ તેઓ પાસે આવી લાગે તો? જોતજોતામાં ઇક્રામુદ્દૌલા કિનારાપર પહોંચ્યો. તેણે માણસોને ઉતાર્યા અને તે દરવાજા તરફ વળવા લાગ્યો. એટલામાં અંધારામાં કોઇએ તેને પકડવા યત્ન કર્યો. એક નિમિષમાં તેણે તરવારના એક ફટકાથી તેનું શિર જુદું કર્યું. એટલામાં પાછળથી કોઈ તેનાપર વાર કરવા ગયું, પણ તેના સાથીદારે તે પોતાનો હેતુ સિદ્ધ કરે ત્યાર પહેલાં તેનો હાથ કાપી નાંખ્યો. ઇક્રામુદ્દૌલા સહીસલામત દરવાજા આગળ આવી પહોંચ્યો, પણ તેને ક્યાંથી ખબર હોય કે, ઇર્ષ્યાથી આંધળી બનેલ ખયરુન્નિસાએ તે બંધ કરી દીધો હતો.



# પ્રકરણ ૧૮ મું

## કિલ્લામાં

ખયરુન્નિસા કિલ્લાની મેડીના એક ઓરડામાં ઉભી હતી. કિલ્લામાં લડાઇનું ઘમસાણ મચ્યું હતું. લડનારાની ભીષણ રણગર્જના, જખમી થયેલાની બૂમ, ઉત્સાહ પ્રેરવાને બોલાતાં વચન, 'મારો, મારો'ની હાક, કિલ્લાના રક્ષકોના 'શાબાસ' પોકારો વગેરે એકઠા થઈ એક વિલક્ષણ કોલાહલ જાગ્યો હતો. ખયરુન્નિસા તે ઓરડાના ગવાક્ષમાંથી આ સર્વ જોતી હતી. વળી તે જોતી હતી કે, લૂંટારુઓએ ઝુપડાને આગ લગાડી હતી. તેના બળતા પ્રકાશમાં આસપાસનો પ્રદેશ, દૂરના ડુંગરા અને વનરાજી ચળકાટ પામતાં હતાં.

એક બે વખત કિલ્લાની તોપોની ભયંકર ગર્જના થઈ. કેટલાક માણસો ઘાયલ થઈ પાછા હઠ્યા. અને રક્ષકોએ ઉત્સાહવ્યંજક ગર્જના કરી. પણ આક્રમણ કરનારા પાછા હઠ્યા નહિ. આજ તેઓ મરણીઆ થઈ લડતા હતા. પૂર્વે તેઓએ આવો ઘસારો કદિ પણ કર્યો ન હતો, અને આટલી મોટી સંખ્યામાં તેઓ બાહાર પડ્યા ન હતા. તેઓ છુટાછવાયા અને છુપાઈને હુમલો કરતા હતા; આજ તેઓએ પોતાની હંમેશની રીત ત્યાગી ટોળાબંધ આવી લાગ્યા હતા, અને રાતે નહિ પણ સમી સાંજના હુમલો કરવાનો નિશ્ચય કર્યો હતો. આજ તેઓ રણમસ્ત

બન્યા હતા. તેઓએ કિલ્લો સર કરવાનો કૃતનિશ્ચય કર્યો હોય એમ જણાતું હતું. તેઓ તોફાની મોજાની માફક કિલ્લાના દ્વાર આગળ તુટી પડતા, તીરના વરસાદથી કેટલાક ઘવાઈ પાછા પડતા, પણ તેઓ હિંમત હારતા નહિ. ખયરુન્નિસા આ સર્વ દેખાવ એક ટશથી જોઈ રહી હતી. કોણ જાણે તેને આજ આ જોવામાં અપૂર્વ રસ પડતો હતો. તેનું ખૂની લોહી ઉશ્કેરાયું હતું. તેનામાં પ્રબળ લાગણીઓનો જુસ્સો ઉશ્કેરાયો હતો. તે જોતી હતી કે લૂટારુઓ ચીભડાંની માફક વઢાઈ પાછા પડતા હતા. અમીર ઉલ ઉમરાવ ઇનાયતખાં શૌર્ય પ્રેરતો પોતાને સ્થાને ઉભો હતો. તેના શિરના સફેદ વાળ હવામાં ફરફર થતા હતા. બાજુમાં તેનો પરોણો ઉભો હતો. એક લૂટારુને તેણે ચઢતાં જોયો કે ઝટ તેને તરવારથી વીંધી નાંખ્યો, અને સફાઇથી તરવાર પાછી ખેંચી. ખયરુન્નિસા મંત્રમુગ્ધ મુદ્રાએ આ સર્વ જોઈ રહી. એકાએક એક તીર ગવાક્ષ આગળ આવ્યું. ખયરુન્નિસાએ ગવાક્ષ બંધ કર્યો. તેના મનમાં ઇક્રામુદ્દૌલાનો વિચાર આવ્યો; તેનું દિલ તેને ખાવા લાગ્યું, તેના અંતઃકરણમાં વૃશ્ચિકવેદના થવા લાગી. 'મેં શું કર્યું ? તે જીવતો હશે ? તે બારણું ઠોકતો હશે ? ના, ના, તે અત્યાર સુધી જીવતો રહેવા શાનો પામે ? તે તો બેહેસ્તમાં ગયો હશે, પણ કદાચ તે ત્યાં ઉભો રહી લઢતો હોય તો ? તે જો જીવતો રહ્યો તો દિલશાદને લઈ અહીં આવવાનો.' તેણે 'ઇક્રામુદ્દૌલા' કરીને એક બૂમ મારી, પણ તેના મનમાં એવા તો વિચાર ખળભળી આવતા હતા કે, તેને કશું ભાન ન હતું. તે થાકીને ભોંયપર બેસી ગઈ. વળી કંઇક ફરીથી વિચાર આવતાં ઉઠીને ઉભી થઈ. તેને એમ થઈ આવ્યું કે, તે હજી લઢે છે અને કોઈ બારણું ઠોકે છે. તે પાછી વળી સ્તબ્ધ પૂતળાની માફક બેબાકળી અને ફાટી આંખે ટગરટગર જોઈ રહી, તેના ચેહેરાપરનું લોહી ઉડી ગયું. તેનું હૃદય ધડકવા લાગ્યું.

"કોણ ? નાસિરખાં," ભય ને ત્રાસવ્યંજક સ્વરે, ભાગેલા અવાજે, ખિન્ન હૃદયે ખયરુન્નિસા બોલી.

ઇનાયતખાંનો પરોણો જેને આપણે, ઇક્રામુદ્દૌલા કિલ્લામાં આવ્યો તે પૂર્વે વાતો કરતાં જોયો હતો, તે એકાએક ભૂત કે પડછાયાની માફક ઓચિંતો તે ઓરડામાં દાખલ થયો, અને ઝટ બારણાને આડ દઈ દીધી. એને જોતાં જ ખયરુન્નિસાના પ્રાણ ઉડી ગયા, અને તેણે ઉપર પ્રમાણે ચીસ પાડી હતી.

"કેમ? આખરે તારો પત્તો મેળવ્યો, હં," નાસિરખાં બોલ્યો.

તેની આંખોમાંથી વૈરની જ્વાળા ભભુકતી હતી, અને સફેદ હોઠ કચકચતા હતા. તેનું શરીર ક્રોધથી ધ્રુજતું હતું. એક હિંસક પશુ પોતાના શિકારપર તલપે તેના જેવો તેનો દેખાવ હતો. તેણે બોલતા બોલતામાં ખયરુન્નિસાનો હાથ પકડ્યો, તે ચીસ પાડી ભોંયપર બેસી ગઈ.

"ખામોશ, માફ," ખયરુન્નિસા બોલી; "પ્યારા નાસિર ! મને મારી નાખતા ના. તમને ફાવે તેમ કરો, ચાહાય તો મને મારો, મને બીજી જોઇએ તે સજા કરો. હું આપની ગુલામ થઇને રહીશ. આપ કહેશો તે કરીશ. આપનો પડતો બોલ ઝીલીશ, પણ મને જાનથી મારતા ના, મને મરવું ગમતું નથી."

"મરવું શાનું ગમે ?" નાસિરખાંએ હસીને જવાબ આપ્યો; "હજી મોજ

મનાઈ કરી ધરાઈ નથી, પણ તારા જેવીને જાનથી મારવામાં ફાયદો શો? મોત તો આ દુનિયાના દુઃખનો અંત છે, હજી તારે મોતની ઘણી વાર છે. હજી તારે ઘણું જોવાનું છે. જો, તારા પાપનો બદલો કેમ મળે છે તે જો: તને બળતી આગમાં ફેંકું, તારા શરીરના ટુકડેટુકડા કરી કુતરાઓને ફેંકું, તારા શરીરની ખાલ ઉતારી નાખું, તને જીવતી કબરમાં દાટું તો પાપ લાગે એમ નથી. ઓ બદજાત! બેવફા ઓરત! તારે માટે મેં શું નથી કર્યું? તારા પડતા બોલને મેં ઝીલી લીધા, તેં કહ્યું તે કર્યું, છતાં તું મને દગો દઈ ભાગી ગઈ! તને પવિત્ર પ્રેમની પૂતળી જાણી સ્વીકારી, ને આ બદલો! આ નીચતા! ઓ પાપીષ્ઠા—"

જેમ કોઈ લોહીનું તરસ્યું પ્રાણી તલપ મારવા પહેલાં વિકરાળ આંખ્યોથી શિકારના સામું જોઈ રહે તેમ ખયરુન્નિસા સામું નાસિર જોઈ રહ્યો. ખયરુન્નિસા નીચું જોઈ બેસી રહી. નાસિરે ફરીથી તેનો હાથ પકડ્યો, અને કહ્યું,

"કેમ, તને ખબર નહોતી કે, આ નાસિર કદિ પણ તારો કેડો મુકશે નહિ? જહનમમાંથી પણ તને ઘસડી આણશે. જ્યારે તારા આશકના ગળામાં હાથ નાંખી બેસતી હતી, ત્યારે તને મારો ખ્યાલ આવતો હતો કે? અહીં તારા ઠાઠમાઠમાં મને કોઈ દહાડો સંભારતી હતી કે? કેમ બોલતી નથી? બદકાર! તારી જીભ શું ઉડી ઉતરી ગઈ છે?"

ખયરુન્નિસા હુસ્કાં ભરવા લાગી.

"જોઉં છું કે હવે તને ચહાનારમાંનો કયો આવી તારા પ્રાણ બચાવે છે? જોઉં છું કે કોણ તને મારા પંજામાંથી છોડાવે છે? કયો આશકજાં તારી વારે આવે છે? મલેક મુબારક કે કોઈ બીજો? મલેક મુબારકનો તો હું પ્રાણ લઇશ. તારો છૂટકો થયો, કે પછી તેનો વારો, સમજી?"

નાસિરખાં પુનઃ ખડખડાટ હસ્યો. લૂટારુઓએ સળગાવેલા ઝુંપડાંના પ્રકાશમાં તે શયતાનની બલા જેવો દેખાતો હતો. ગીધના જેવી તીક્ષ્ણ ક્રારી દૃષ્ટિ ફેરવી તેણે કહ્યું,

"કેમ બોલતી નથી? મારા કહેવાનો શા માટે જવાબ આપતી નથી? કેમ કહેતી નથી, હું શા માટે મરી ગયો નહિ? હં અં?"

"શું બોલું?" ખયરુન્નિસાએ કહ્યું, "મને કહેવામાં આવ્યું હતું કે, આપ જન્નતશીન થયા છો."

"હં અં" દાંત કચકચાવી આંખોની પુતળી નચાવતો નાસિર બોલ્યો, "અને તે તેં ખરી માની, નહિ વારુ? તને ખબર નહોતી કે, એક વાર કદાચ બહિશ્તમાં ગયો હોત તો ત્યાંથી પણ વેર લેવાને પાછો ફર્યો હોત. તું સમજી કે, તારો છૂટકારો થઈ ગયો. તેં એમ માની લીધું કે, એક બલા દૂર થઈ અને તારા માર્ગમાં આડખીલી હતી તે ટળી ગઈ, નહિ વારુ? તું ઘણુંએ મને મરવા ઇચ્છે, પણ મોત રસ્તામાં પડ્યું નથી. જો તને મરવું ગમતું નથી, તો મને પણ શા માટે તેમ કરવું ગમે? તું એમ નહિ સમજતી કે, તારી હકીકત હું જાણતો નથી. મારા પણ જાસૂસો છે. તારાં કામની રજેરજ હકીકત હું જાણું છું. તારી આ પાક આંખોએ અને મુહબ્બતે શાં શાં કામ કર્યાં છે તે બધાં મારે હૈયે લખેલાં છે. જો, કે મલેક મુબારકના પણ શા હાલ કરું છું?"

"નાસિર! નાસિર! માફ કરો. હું એક અસહાય ઓરત છું," ગળગળતા અવાજે ખયરુન્નિસા બોલી.

"તું અને ઓરત! અને તે પણ અસહાય! હું: હું:" તિરસ્કારવ્યંજક સ્વરે નાસિર બોલ્યો; "તને સ્ત્રી કોણ કહે? સ્ત્રી તો એ કે જેનું હૃદય ફુલથી પણ કોમળ હોય, જેના દિલમાં દયા ને શર્મ હોય, જેનામાં ફિરિશ્તાની તીનત અને હૂરની અસ્મત હોય; જેના ચેહેરાપરથી સચ્ચાઈ, અને વફાઈ વર્ષતી હોય. ઓ શયતાનની ખાલા! જિલ્લતની પૂતળી! જીવતી બલા! તને ઓરત કોણ કહે? તેં જબરદસ્તીથી ઓરતનું નામ ધારણ કર્યું છે."

એટલું કહી આવેશમાં આવી તેના બે કાંડાં પકડ્યાં અને તેને ઘસડવા લાગ્યો. ખયરુન્નિસાએ ચીસ પાડી; તેને પણ ગુસ્સો આવ્યો ને બોલી,

"શયતાન! ખબરદાર? જો મને હાથ લગાડ્યો તો, ખબરદાર જો મને મારી તો!"

"હું: હું:! તને જાનથી મારી નાંખવા જેટલી રહમદીલી મારામાં નથી. હું મારે હાથે તારો વધ નહિ કરું. તારું મોત તો બીજાને હાથે છે, સમજી?"

પળભર તે ચૂપ રહી. તે હાલી નહિ કે ચાલી નહિ, પણ બીજી જ ક્ષણે તે છેડાયલી વાઘણની માફક તેના હાથમાંથી છૂટવાને પ્રયત્ન કરવા લાગી. તેણે પોતાનું માથું નીચું કરી ઝટ જોરથી નાસિરના હાથપર એક બચકું ભર્યું. 'હું:' કરતાં નાસિરે તેને છોડી દીધી. ખયરુન્નિસા નાસવા લાગી; નાસિરે તેને પુન: ચોટીમાંથી પકડી જમીનપર પટકી. ખયરુન્નિસા હતાશ થઈ આંખો મીંચી બેઠી. રાક્ષસ જેવા ક્રૂર ચેહેરાએ તે ક્ષણભર તેના સામું જોઈ રહ્યો. તેને મારી નાંખવાની તીવ્ર આકાંક્ષા થઈ આવી. તેને મારે હાથે છુંદી નાંખું તો ઠીક, એમ તેને થઈ આવ્યું. તેણે એ વિચારથી બે વખત પોતાની કટારને કોષમાંથી કાઢી અને પાછી મૂકી દીધી. ત્રીજી વખત તે કટારી તેના હાથમાં ચમકવા લાગી. તેણે મારવાને માટે હાથ ઉગામ્યો, પણ એટલામાં ભયંકર શોરબકોર તેના કાનપર પડ્યો.

કિલ્લાનો દરવાજો લૂટારુઓ તોડવામાં વિજયીભૂત નિવડ્યા હતા. તેઓ ત્યાં તીડની માફક ઉભરાતા હતા. ઇનાયતખાં કેટલાક માણસો લઇને માણની પરવા કર્યા વગર લડ્યો જતો હતો. દિવાલપરથી માણસો તીરનો વર્ષાદ વરસાવતા હતા. ઝપાઝપી હાથથી ચાલતી હતી. કેટલાક દરવાજો વટાવતા હતા તેઓ સિપાઇઓને હાથે કત્લ થતા હતા. બંને પક્ષમાં સબળ જુસ્સો વ્યાપ્યો હતો.

નાસિરખાંએ તેયું તો ખયરુન્નિસા બિલાડીની માફક ચૂપચાપ ઉભી થઈ; જોતજોતાંમાં બારણાની આડ ઉઘાડી અને નાસવા લાગી. નાસિર તેની પાછળ પડ્યો, તેને પકડી.

"શયતાન! દૂર," કરી ખયરે ચીસ પાડી. નાસિરે તેના બોલવાપર જરાએ ધ્યાન આપ્યું નહિ. તેને બે હાથવતી ઉચકી ફરીથી તે ઓરડામાં લઈ આવ્યો. ખયરુન્નિસાએ છૂટવાને ઘણાં ફાંફાં માર્યાં, પણ કંઈ વળ્યું નહિ. નાસિરે ઓરડામાં આવી ફરીથી બારણાં બંધ કર્યાં અને આડ દીધી. અંતે હતાશ થઈ નરમહને ખયરુન્નિસા દયાની ભીખ માંગવા લાગી.

નાસિરખાં શાંત ચિત્તે બારી આગળ ગયો, અને બારણું ઉઘાડી નાંખ્યું, અને પાછો ખયરુન્નિસા પાસે આવી ઉભો રહ્યો.

કોણ જાણે શાથી ખયરુન્નિસાના દિલમાં થઈ આવ્યું કે, આજ નક્કી મારું મોત છે ભયથી અને ત્રાસથી તેણે બુમ મારવા પ્રયત્ન કર્યો, પણ જીભ તાળવે ચોંટી ગઈ; હૈયુ અટકી ગયુ, હોઠ ફફડ્યા, પણ મોંમાથી એક શબ્દ બાહાર નીકળી શક્યો નહિ. તેનું બદન ભયથી થરથર કાંપતુ હતુ તેનો દેખાવ દયાજનક હતો. તેની અત્યારની સ્થિતિ જોઈ ગમે પણ પાષાણ હૃદયના માણસનું દિલ પીગળી ગયુ હોત, પણ સગદિલ નાસિરપર તેની લેશ પણ અસર થઈ નહિ. તેણે ઝાડની માફક ખયરુન્નિસાને પકડી અને ઘસડીને બારી આગળ આણી ક્ષણભર બહાર દૃષ્ટિ ફેંકી મુડદાંનો ઢગલો બહાર પડ્યો હતો આણી તરફ બે તોપચી મરેલા પડ્યા હતા.

નીચે લૂટારાઓએ નાસિરને જોયો, જોતાની વાર જાણે ભક્ષ હાથમા આવ્યુ હોય તેમ બૂમ મારી. નિમિષભર આ વરુના ટોળાપર નજર રોપી, નાસિર નીચેનો દેખાવ જોઈ રહ્યો પછી કઇક વિચાર મનમા આવતાં તેણે ખયરુન્નિસાને ઉભી કરી કહ્યુ,

"જૂઓ, જૂઓ બા બેગમ' નીચે જુઓ આ લોકો આપના લોહીને માટે તરસી રહ્યા છે તમારુ મોત અહીં છે. આ લોકો તમારી જાન લેશે, જીવતા નહિ છોડે, સમજ્યાં કે?

એટલું કહી તે ખયરુન્નિસાના ચેહેરા સામુ જોઈ રહ્યો ખયરુન્નિસાની આખા બધ હતી, માત્ર તેના શરીરનો કમ્પ કહેતો હતો કે, તેનામા જીવ છે, બાકી તેનામા ચેતનાશક્તિ છે કે નહિ તે કહેતું અશક્ય હતુ.

"જો, જો," ફરીથી નાસિરખાએ બૂમ મારી

હથિયારોના અવાજ સિવાય કિલ્લામા બીજો અવાજ સભળાતો નહિ.

ખયરુન્નિસાએ ધીમેથી આખ ઉઘાડી નીચે નજર કરી, કેટલાકની નજર તેને તાકી રહી હતી દરવાજા આગળ સરક્ષકાનાં મુડદાનો ઢગલો પડ્યો હતો. પાસે કેટલાક લૂટારા પણ સુએલા પડ્યા હતા. દૂર ઝૂપડા બળતાં હતાં. આ સર્વ ખયરુન્નિસાની નજરે પડ્યું, પણ તેની સાથે તે બીજુ પણ જોઈ શકી. તેણે જોયુ કે, દૂરથી કોઈ સિપાઇઓની ટુકડીઓ આવે છે. જરા પાસે આવતાં તે પંખાની માફક પોહોળી થઈ કિલ્લાને ઘેરે એમ લાગે છે. તે ભયચકિત આખે જોઈ શકી કે આ સુલ્તાન કુલિખાંના સૈનિકો છે.

"સિપાઇઓ!" તેણે આવેશમાં બૂમ મારી; "આહ' હજરત સુલ્તાન કુલિખાના સિપાઇઓ આવી પહોંચ્યા."

"વરંગુલનાં લશ્કરની આખી ટુકડી આવે તો પણ તુ આજ બચવાની નથી. જો, તારા શા હાલ થાય છે તે?" એટલું કહી તે ઝટપટ બહાર નીકળ્યો, બારણાને કડી મારી અને એક માણસને સાથે લઈ પાછો ફર્યો. હળવેથી દરવાજો ઉઘાડી અંદર દાખલ થયો ખયરુન્નિસા સમજી કે, કોઈ બીજું માણસ સાથે આવે છે. પણ તે આવનારને જોતાંની વાર છળી પડી. તેના મોંમાંથી,

"કોણ ખુર્રમ," એટલા બોલ બહાર પડ્યા.

"હાં, ખુર્રમ. કેમ પહેલાંનો જમાનો યાદ આવે છે કે?" આવનારે કહ્યું.

"કેમ બીબી! આ આદમીના ચેહેરાને પીછાનો છો કે?" નાસિર બોલ્યો.

ફાટી આંખે, ધડકતી છાતીએ, ચિત્તભ્રમ થયેલાની માફક ખયરુન્નિસા તેના સામું જોઈ રહી.

"કેમ બોલતી નથી?" આવનારે પૂછ્યું.

"શું બોલું?" જીવવાની આશાનો ચિરાગ જે ઝાંખો ઝાંખો ખયરુન્નિસાના દિલમાં બળતો હતો, તે આવનારને જોતાં ગુલ થયો. તે સમજી ગઈ હતી કે, હવે જીવવું ફોકટ છે, જીવવાથી કંઈ લાભ નથી. તેથી તે નિડર સ્વરે બોલી,

"શું બોલું?"

"એમ કેમ? બોલ, કબુલ કર કે, તું મારી ઓરત હતી કે નહિ?"

"હા, હતી. એક જમાનામાં હું તારી ઓરત હતી, પણ મને તારાપર સદાને માટે નફરત હતી."

"એ નફરતનો ઇંતેજામ હમણાં જ બતાવું છું," ખુર્રમે કહ્યું.

"ઇંતેજામથી હું ડરતી નથી," ખયરુન્નિસા બોલી.

"કાફિરા! બોલ, દારા ક્યાં ગયો?" આવનારે પૂછ્યું.

"દારા ક્યાં ગયો, તે હું શું જાણું?" ખયરુન્નિસા બોલી.

"કેમ પાપિષ્ટા! મરતી વખત પણ સાચું બોલવાની નથી? હં! બોલ એને મારી નાંખ્યો, કે શું કર્યું?"

"હું શું કામ મારું?" ખયરુન્નિસા બોલી.

"શું કામ મારું?" આવનારે કહ્યું; "તારો સ્વાર્થ સધાતો હોય તો તું એવાં સો ખૂન કરતાં પાછી ફરે એમ નથી."

"નહિ, મેં એને મારી નાંખ્યો નથી," ખયરુન્નિસા બોલી.

"ત્યારે શું કર્યું તે બોલની?"

"એ મને અહીં વેચી ચાલ્યો ગયો. પછી શું થયું તે આખી દુનિયા જાણે છે."

"ઓ બેવફા! દગાબાજ ઓરત! તું જ્યારે મને છોડી તારા યારની સાથે નાસી આવી, ત્યારે તને ખબર નહિ હોય કે તારું મોત મારે હાથે છે. તું જેની સાથે પ્યાર કરી નાસી આવી, તેની સાથે પણ વફાદારીથી રહી શકી નહિ! ધમકી આપી, પૈસાની લાલચ દેખાડી તેને હાંકી કાઢ્યો. ઓ બદજાત, બદકાર ઓરત! ફિટકાર હજો તારા નામપર, લ્યાનત હજો તારા માબાપ પર. હવે જો, હું તારા શા હાલ કરું છું તે. તું દારાને છોડી બીજાને ગળે પડી, અને આ દરિયાદિલ ઉમરાવની આબરૂપર પણ પાણી ફેરવ્યું. અહા! કમજાત! દોજખમાં પણ તારે માટે સ્થાન નથી. તારા રજરજ જેટલા ટુકડા કરું તોપણ પાપ લાગે એમ નથી."

"મોતથી હું ડરતી નથી," ખયરુન્નિસા બોલી; "મોત કોને નથી? જે ઉત્પન્ન થયું છે તે આજ નહિ તો કાલે મરવાનું; જે ખિલ્યું તે ખરવાનું; જે ઉગ્યું તે આથમવાનું, એ દુનિયાનો નિયમ છે. આજ ચઢતી તો કાલ પડતી, એમાં શું છે?"

"શું તું મોતથી ડરતી નથી? જો, જો, મોત કેમ આવે છે તે જો. જો, લોહીના તરસ્યા વરુઓ તારું લોહી કેમ પીએ છે તે જો."

એટલું કહી તેણે ખયરુન્નિસાને ઉચકી બહાર ફેંકી. ખયરુન્નિસા નીચે પડી પણ સદ્ભાગ્યે એક જણના શરીરપર પડી તેથી તેને ઝાઝી ઇજા થઈ નહિ, પણ

એક આદમી તેનાપર તલપ્યો, અને તેના વાળ પકડ્યા. બીજાએ તેના શરીરપર વહાર કર્યો. એટલામાં એક સૈનિકે ત્યાં આવી જોરથી ફટકો માર્યો, તે વહાર કરનારનો હાથ શરીરથી છૂટો પડી ગયો. ચારપાંચ જણ તેનાપર ધાયા, પણ તે બહાદુર સૈનિક નિડરતાથી લડવા લાગ્યો, તેણે પોતાની તરવારથી બે ત્રણ જણના પ્રાણ લીધા, એટલામાં ત્યાં સિપાઇઓ આવી લાગ્યા.

"મારો, કાઢો દૂર એ બદમાશોને," સુલ્તાન કુલિખાંનો અવાજ સંભળાયો.

સિપાઈ લૂટારાઓને ઘેરી વળ્યા. તેઓ પણ જીવપર આવી લઢવા લાગ્યા. ઝાઝી વાર આ લડાઈ ચાલી નહિ. લુટારાઓની કત્લ થવા માંડી. જે બાકી રહ્યા તે પોતાના સાથીદારોને છોડી નાસવા લાગ્યા. જોતજોતામાં ત્યાં તેમાંનું કોઈ રહ્યું નહિ. માત્ર મુડદાંઓનો ઢગલો હતો. આણી તરફ ચોગાનમાં પણ બહાદુર લૂટારાઓની કત્લ ચાલી હતી. સિપાઇઓ સાથે તેઓ જીવની પરવા વગર લઢતા હતા, પણ તેમની સંખ્યા નાની હોવાથી થોડી વારમાં તેઓનો ધ્વંસ થયો હતો.

આ તરફ ઉપરની બાજુએ જેવી ખુર્રમે ખયરુન્નિસાને બારીએથી ફેંકી કે, તરત નાસિરે નીચે નજર કરી એટલામાં એક લૂટારાએ તીર ફેંકયું, ને ખુર્રમ તે તીરથી વીંધાઈ ગયો. નાસિરે જોયું કે એક સૈનિક ખયરની વારે દોડે છે. આ સૈનિક તે કોઈ નહિ, પણ આપણો ઇક્રામુદ્દોલા હતો. તેણે ખયરુન્નિસાને બારીથી પડતી જોઈ કે, તરત દોટ મૂકી ત્યાં આવ્યો, પણ તે આવ્યો ત્યાર પહેલાં જ ખયરુન્નિસાને કારી જખ્મ લાગ્યો હતો.

જેવા લૂટારુઓ નાઠા કે, તરત ઇક્રામુદ્દોલાએ પાસે પડેલી ખયરુન્નિસા તરફ જોયું. તે તેના શરીરપરનો ઘા બાંધવા લાગ્યો. ખયરુન્નિસાએ તેને તેમ કરતાં અટકાવ્યો અને કહ્યું,

"હજરત! મલમપટાની જરૂર નથી. કદિ આ ઘાથી હું બચીશ, પણ મારા જીગરમાં જે કારી ઘા લાગ્યો છે તે મટવાનો નથી. મને ઉગારવાને માટે પ્રયત્ન કરવો મિથ્યા છે. હા, હા, પ્યારે ઇક્રામુદ્દોલા! હું આપનો પ્યાર સમજી શકી નહિ. મેં આપને ઘણું નુકસાન કર્યું છે. હું માફી માગું છું. યા ખુદા, રહમ! રહમ!"

"બાનુ!" ઇક્રામુદ્દોલા બોલ્યો, "ગમે તેમ હો, પણ આપે જ મારો કેદમાંથી છુટકારો કર્યો હતો. આપે જ મારે માટે નાસી જવાનાં સાધનો તૈયાર રાખ્યાં હતાં, અને હું બચવા પામ્યો તે આપના પ્રતાપથી જ. બાનો બેગમ! આપે કોઈ પણ ગુન્હો કર્યો નથી, અને કર્યો હોય તો તેની હું ખરા દિલથી માફી આપું છું. પાક પરવરદિગાર, રહિમ આપને માફી બક્ષે."

ખયરુન્નિસા તેના સામું ટગર ટગર જોઈ રહી. તેની આંખે તમ્મર આવવા લાગ્યા. તેને અંધારું જણાવા લાગ્યું. ઇક્રામે એક સિપાઇને તેને અંદર લઈ જવા હુકમ કર્યો, અને તે પણ તેની પાછળ અંદર દાખલ થયો.

જેવારે ઇક્રામુદ્દોલાએ કિશ્તીને છોડી મૂકી, તે વખતે લૂટારામાંના કેટલાક બીજી કિશ્તીપર સ્વાર થઈ તેની પૂઠે પડ્યા હતા; પણ સદ્ભાગ્યે તેની સાથેના માણસોમાંના બેજણ નદીમાં કૂદી પડ્યા હતા, જેઓ લૂટારાઓની હોડી ઉંધી વાળવામાં ફતેહમંદ નીવડ્યા હતા, અને એટલામાં સામેથી સુલ્તાન કુલિખાંના સિપાઈ આવતા જણાયા હતા. ઇક્રામુદ્દોલા આમ તે સ્ત્રીઓને અને દિલશાદને લઈ બારણા આગળ આવ્યો

પણ બારણું બંધ હતું. મહા મહેનતે તેણે તે બારણું તોડી નાંખ્યું, અને દિલશાદને અને તેની સાથેની સ્ત્રી તથા ફકીરોને અંદર મોકલ્યાં, અને પોતે રક્ષણ કરતો બહાર ઉભો રહ્યો. બેચાર જણ તેની સામે થયા, તેમની તેણે ખબર લીધી. એટલામાં ઉપરથી ખયરુન્નિસાને પડતી જોઈ, તે તે તરફ વળ્યો, અને ત્યાર પછીની બીના વાંચકોને અવગત છે.

ખયરુન્નિસા અસલ ઇરાનની વતની હતી. તેના લગ્ન ખુર્રમ સાથે થયાં હતાં, પણ તે ગરીબ અવસ્થામાં હતો, અને ખયરુન્નિસાનો તેનાપર પ્યાર ન હતો. તે ખૂબસૂરત હતી, તેના અવાજમાં એક અપૂર્વ મીઠાશ હતી; અને વાતચીત અને હાવભાવ એવા હતા કે જોતજોતાંમાં સામા આદમીનું મન હરણ કરી લેતી હતી. જે એક વાર તેને જોતા તે તેનામાં લુબ્ધ થઈ જતા હતા. તે દારા નામના એક માણસ સાથે ત્યાંથી નાસી નીકળી, હિંદુસ્થાનમાં આવી, અને ફરતાં ફરતાં બિદુર આવી. બિદુરમાં તે એક ગાવાવાળીની નજરે પડી, અને તેણે તેને ખરીદી લીધી. ગાવામાં તે ઘણી કુશળ હોવાથી તે રાજદરબારમાં જતી થઈ, અને આખરે તે એક સરદારની સાથે લગ્નગાંઠમાં જોડાઈ. આ ઉમરાવનું મૃત્યુ થયું, અને તે ફરીથી વકિલ ઉલ સલ્તનતના કહેવાથી ઉમરાવ ઉલ નાસિરખાંને પરણી, પણ આમ કરવામાં તેનો હેતુ જૂદો જ હતો. તેને એક નાના સ્વતંત્ર રાજ્યની માલેકી બેગમ થવાની હોંશ હતી. એટલામાં નાસિરના મરણની બૂમ આવતાં તેને મલેક મુબારકને ત્યાં રાજખટપટી વગેરે મોકલી હતી; પરંતુ તે વગેરના કામ કરતાં પોતાના કામપર ઝાઝું ધ્યાન આપતી હતી. નાસિરના મરણની વાત ખોટી ઠરી, અને ભોગજોગે નાસિરને તેનો પ્રથમનો ધણી મળ્યો, તેણે ઉપર પ્રમાણે વેર વસુલ કર્યું.



# પ્રકરણ ૧૯ મું

## ચકમક જામી

"આપ ઘણા મોડા આવ્યા," ઇનાયતખાંએ કહ્યું.

"મોડો! શી રીતે મોડો?" મલેક મુબારકે પૂછ્યું.

"લૂટારુઓને મારી નસાડવા વેળાસર આવી પોંહોંચ્યા નહિ," સુલ્તાન કુલિખાંએ કહ્યું.

"હાં, સમજ્યો. ખયર, લૂટારુઓને નાસી ભગાડવાને માટે ભલે વેળાસર ન આવી પોંહોંચ્યો હોઉં, પણ મારા વેરની વસુલાત માટે તો વેળાસર આવી પોંહોંચ્યો છું ને?"

જાણે લડવાનો પિત્તો ઉછળી આવ્યો હોય એવો દેખાવ ઇક્રામુદ્દૌલાના ચેહેરાએ ધારણ કર્યો. તે મંદ પગલે આગળ સર્યો, અને મલેક મુબારકની પાસે સામો આવી ઉભો. મલેક મુબારકની મુદ્રામાં પણ વિકાર થયો. તેની આંખોમાંથી વેરની ચીણગારીઓ ખરતી હતી. તેણે પોતાની તરવારપર એવી રીતે હાથ રાખ્યો હતો કે, સામા માણસોનાં મનમાં એમ થઈ આવતું હતું કે હમણાં આ બન્ને વચ્ચે ચકમક જામશે. બીજા ગુપચુપ આ દેખાવ જોતા ઉભા રહ્યા.

સુલ્તાન કુલિખાંએ ઇનાયતખાંના કાનમાં કંઈ કહ્યું, અને પછી તેણે પોતાના હાથ નીચેના અમલદારને ઉદ્દેશી કહ્યું,

"નાહિર, દિવાલપર અને દરવાજાપર ચોકી પહેરો ગોઠવી દો, બાકીના સિપાઇઓને તેમને ઠેકાણે જવા કહો. અડધા માણસોને દરગાહમાં મોકલી આપો, અને સાથે આ ફકીરોને અને બીજાં માણસોને ત્યાં લઈ જાઓ. હું ધારું છું કે, ફકીર લોકો ત્યાં જ જવાનું પસંદ કરશે. ગમે તેમ પણ સવાર સુધી કોઈ પણ જાતની હરકત ન આવવી જોઇએ. તેમને સંભાળવાનું અને દરગાહના બંદોબસ્તનું કામ તને સોંપું છું. જો તેમાં જરા પણ ચૂક થઈ તો તેની જુમ્મેદારી તારે ભોગવવી પડશે, સમજ્યો? વારુ, બીજું એ કે, આ અહીં બધી લાશો પડી છે, તેને બરાબર ઠેકાણે પાડવા હુસેનને કહે."

અમલદાર સલામ કરી ત્યાંથી ચાલી ગયો. માણસોને પોતાના આકાનો હુકમ કહી સંભળાવ્યો. કેટલાકને તેણે દરગાહમાં મોકલ્યા; હુસેનને બોલાવી પટાંગણ સાફ કરવા કહી દીધું.

આણી તરફ ઇનાયતખાંએ પણ પોતાનાં માણસોને વરદી આપી. ઉપરનો દાલાન સાફ કરવામાં આવ્યો. ત્યાં બાજઠ મંડાઈ ગયા, અને સુરાહીજામ આવી પડ્યા. મલેક મુબારક, સુલ્તાન કુલિખાં, ઇકામુદૌલા, નાસિરખાં વગેરે આસાયેશ લેતા શિરાજી ઉડાવવા લાગ્યા. આમ થોડી વાર વ્યતીત થયા પછી ભોજન લીધું. બાદમાં સુલ્તાન કુલિખાંએ કહ્યું,

"આપ સર્વ આરામ લો અને અમે પણ જરા કામથી ફારેગ થઈ આરામ કરીશું."

સર્વ જણ ઉઠી પોતપોતાને સ્થાને ગયા.

સુલ્તાન કુલિખાં, ઇકામુદૌલા, અને ઇનાયતખાં વગેરે અંદરના ભાગમાં ગયા. અહીં તેઓની કંઈ મસલત થવાની હતી. થોડી વારમાં ત્યાં દિલશાદ આવી લાગી. ઇકામુદૌલાની દૃષ્ટિ તેની પર ઠરી. મલેક મુબારક પણ તેની સામું જોઈ રહ્યો, પણ તરત જ તેણે પોતાની દૃષ્ટિ ઇકામુદૌલા તરફ વાળી. તે દૃષ્ટિમાં ઇર્ષ્યાની અંગારીઓ વર્ષતી હતી. મલેક મુબારકે કહ્યું,

"હજરત! મારે એક અરજ કરવાની છે. આપણે આપણા કામનો આરંભ કરીએ ત્યાર પહેલાં મારે બે શબ્દ મારી બીબીને એકાંતમાં કહેવા છે."

એટલું કહી તે દિલશાદ તરફ જોઈ રહ્યો. પ્રેમ, હવસ, ઇર્ષ્યા તેના ચેહેરાપર પ્રતીત થવા લાગ્યાં.

"મને આપની સાથે એકાંતની જરૂર નથી. હું આપની બીબી હતી નહિ, અને છું પણ નહિ."

મલેક મુબારક હસ્યો, પણ તેના વિચિત્ર હાસ્યમાં ઠઠ્ઠાનો વ્યંગ અને એક પ્રકારની ધમકી સ્પષ્ટ જણાતી હતી, જે દિલશાદના અંતઃકરણને વીંધી નાખતી હતી.

"આપ મારી બીબી ન હતાં અને નથી?" મલેક મુબારકે કહ્યું.

"ના, નહોતી, અને નથી," દિલશાદે જવાબ વાળ્યો.

"ઠીક, આ પણ નવો તુક્કો. આ કોણે આપને કહ્યું?" મલેક મુબારકે પૂછ્યું.

"હજરત ઇકામુદૌલાએ," દિલશાદ ધીમેથી બોલી. તીવ્ર ધિક્કાર અને ઘૃણા વર્ષાવતી મલેક મુબારકની દૃષ્ટિ ઇકામુદૌલાપર થંભી.

"કોણ, ઇક્રામુદ્દૌલા?" ગુસ્સામાં મલેક મુબારક બોલ્યો.

"આ શયતાન, પાજી, નીચ, હવસપરસ્ત, જે તને મારા શાદીને દિવસે ભગાડી ગયો, તે! એના કહેવાપર વિશ્વાસ! વાહ! વાહ!" તેણે ધીમે અવાજે કહ્યું; "સાહેબો! મને ખાનગીમાં બે શબ્દ કહેવા છે. હું આપની રજા ચાહાઉં છું." "આપ કેમ કાંઈ બોલતા નથી?" એટલું કહી મલેક મુબારક દિલશાદ તરફ વળ્યો. તેની પાસે જઈ તેનો હાથ પકડી કહ્યું,

"દિલશાદ! દિલશાદ! કોઇએ તારું મગજ ભમાવી દીધું છે. તારી સાથે મારાં લગ્ન થયાં છે, એ વાતનો કોઇથી ઇન્કાર થાય એમ નથી. અહીં બેઠેલા-માંથી પણ કેટલાક જણ આ વાત કબૂલ કરશે. જો હું તને લેવાને માટે અહીં કેટલાં માણસો લઈ આવ્યો છું. કદાચ તને સાથે આવવામાં લૂટારુઓનો ભય લાગતો હશે, પણ તેવા પ્રકારનો ભય રાખવા જેવું નથી. મારી સાથે હથિયારબંધ માણસોની ટુકડી છે. આપણે સહીસલામત વરંગુલ પહોંચી જઇશું."

"હજરત! મને લૂટારુઓનો ભય નથી. હું તો આપનાથી ડરું છું."

મલેક મુબારકે દાંત કચકચાવ્યા, હોઠ કરડ્યા.

"ગમે તેમ હો. આપ મારી બીબી છો, અને આપને મારી સાથે આવવું પડશે. તેની કોઇનાથી ના પડાય એમ નથી. હું તારે માટે આ જંગલમાં રખડતો આવ્યો છું, તે નકામો આવ્યો નથી. હું છોડવાનો નથી. આજ આ મકાન છોડી જાઉં ત્યાર પહેલાં આ શયતાનને પૂરેપૂરો બદલો આપીશ. તારા માર્ગ-માંથી તેને સદાને માટે દૂર કરીશ, એ કાંટાને ઉખાડી, ફેંકી દઇશ."

આટલું કહી તે હજરત સુલ્તાન કુલિખાં તરફ વળ્યો. દિલશાદ દૂર સરી ગઈ.

"હજરત!" મલેક મુબારક બોલ્યો, "હું આપને આ બદકાર પાજીને કયદ કરવા અર્જ કરું છું. તે પાજી છે, તે પ્રપંચી છે, તે જાસૂસ છે, તે ચોર છે, અને લૂટારુ છે. તે સલ્તનતનો શત્રુ છે. એને દેશદ્રોહી તરીકે કયદ કરવાને માટે અર્જ કરું છું. તેણે વરંગુલમાં આવી, કીંમતી દસ્તાવેજો ચોર્યા હતા. તેણે આપને આપના આકા વિરુદ્ધ હથિયાર ઉઠાવવા પ્રેર્યા હતા. તેણે જ મને પોતાની જાળમાં ફાંસવા લલચાવ્યો હતો. આવા નીચ કુત્તાને જીવતો રહેવા દેવો, એ ગુનહા કરવા સમાન છે. એને છોડી મૂકવો, એ દેશદ્રોહ કરવા બરાબર છે. હું આપને અર્જ કરું છું, કે એને કયદ કરો, એને શૂળીએ ચઢાવો અને મને મારી હકદાર બીબી સ્વાધીન કરો."

દિલશાદ પોતાના પિતાની પાસે જઈ ભરાઈ અને બોલી,

"વાલિદે મેહેરબાં! હું મરી જઇશ તે કબૂલ, પણ એની સાથે નહિ જઉં."

સુલ્તાન કુલિખાંની મુદ્રામાં સ્ફૂર્તિ આવી. તેની આંખોમાં પૂર્વવત્ તેજ ચમકવા લાગ્યું. તેણે નિષ્કમ્પ સ્વરે કહ્યું,

"હજરત! આપનું કહેવું સાંભળ્યું. જે કરવાનું છે, તે હું કરીશ; પણ અત્યારે તો હું મારી દીકરીને તેની મરજી વિરુદ્ધ કોઇના હાથમાં સોંપવાનો નથી. ભલે-ને તેનો ખાવિંદ આવીને કહે તેથી શું થયું? હું જાણું છું કે, એક દીકરી તેના સ્વામીના ઘરમાં શોભે છે, એટલી તેના પિતાના ઘરમાં શોભતી નથી. ભલેને પછી તેનો ખાવિંદ ગરીબ હોય અને પિતા કોટ્યધીશ હોય, તોપણ સ્વામી તે

સ્વામી, તે તેના શિરનો તાજ છે; તેજ તેનું અકૃત્રિમ ભૂષણ છે. આપે દિલશાદ સાથે નેકાહ કર્યો છે તે વાત હું માનું છું, પણ અત્યારે તેનું મન સ્થિર નથી, તે એક વાત; અને બીજી વાત એ છે કે, તે રાજીખૂશીથી આપની સાથે પરણી નથી. તેના લગ્ન કરવામાં જૂદો જ હેતુ હતો. તે કઠોર કર્તવ્યના અનુરોધે આપની સાથે લગ્નમાં જોડાઈ. તેના અંતરમાં આપનો વાસ નથી. તે આપને ચાહાતી ન હતી, એ વાતથી આપ અજ્ઞાત ન હતા. આપ સારી રીતે જાણતા હતા કે, દિલશાદનું દિલ આપના દિલની સાથે આલિંગી શકતું નથી. તે જાણીબુઝીને તે આપની સાથે લગ્નગાંઠમાં જોડાઈ, તે માત્ર એક વૃદ્ધ માણસની આબ્રુ બચાવવા ખાતર. જે શરતથી તે આપની સાથે લગ્નમાં જોડાઈ તે શરત પાળવામાં આવી નથી, એ વાત આપનાથી પણ નાકબૂલ થાય એમ નથી. ખયર એટલું છતાં હું કહું છું કે, જ્યારે હું વરંગુલ પાછો ફરીશ, તે વખતે મારી સાથે તે આવશે, અને જો આપ તેનું દિલ આપની તરફ વાળી શકશો, તો સારી વાત છે. હું આપના હક્કની ના કહેતો નથી. જો હજરત ઇક્રામુદ્દોલાની વાત કહેતા હો, તો તે બાબતનું શું કરવું તે હું સારી રીતે જાણું છું. હજરત અમીર-ઉલ-ઇનાયતખાં તેનો ન્યાય કરશે. જો તે નિર્દોષ ઠરશે તો ઠીક છે. ગમે તેમ પણ આજ તેમણે ઘણી બહાદુરી બતાવી છે. દરગાહમાંના અનાથ માણસો અને સ્ત્રીઓની રક્ષા તેમને લીધે જ થઈ શકી છે. એમણે જો પોતાની જીંદગી જોખમમાં નાંખી જાનની પર્વા કર્યા વગર તે નિર્દોષ સ્ત્રીઓ અને પવિત્ર પુરુષોની જાન બચાવી ન હોત, તો આજ તેઓ બેહેસ્તને માર્ગે ગયા હોત, અને તે સાથે આ મારી લાડકી કન્યા, આપની સ્ત્રી પણ જન્નતશીન થઈ હોત. તે જીવતી છે તે એમની દિલેરીનું પરિણામ છે."

ક્રોધની આગ પગથી માથા સુધી વ્યાપી. મલેક મુબારકનું મોં લાલચોળ થઈ ગયું. તેણે આવેશમાં કહ્યું,

"આ નીચને હાથે બચવા પામી, તેના કરતાં લૂટારૂઓને હાથે મરી ગઈ હોત તો વધારે બેહેતર હતું. હજરતે આલમ! હું માત્ર એટલુંજ માગું છું કે, આપને એની બાબત જે કરવું હોય તે જલ્દી કરી નાખો. તેણે ગમે તેવાં શૌર્યનાં કામ કર્યાં હોય, તેણે કિલ્લાના બચાવને માટે ભલેને પોતાની શમશેર વાપરી હોય, દરગાહના રક્ષણને માટે બહાદુરીથી લડયો હોય, તેણે પવિત્ર ફકીરોની જાન બચાવી હોય, કે તેણે નિરાધાર સ્ત્રીઓની આબ્રુ જાળવી હોય; તેથી શું? તે જાસૂસ છે, ચોર છે, લૂટારુ છે, અને તે ઉપરાંત તે હવસપરસ્ત છે એની કોઇથી ના પડાય એમ નથી. મારી તરવાર પણ તેના શરીરને સ્પર્શ કરે તો દુષિત થાય. હું તેના શરીરને પણ સ્પર્શ કરવામાં પાપ સમજું છું. તેને માટે એક જ શિક્ષા છે, અને તે એ કે, કાં તો તેને શૂળીને માંચડે ચઢાવવો વા તેને કત્લ કરાવવો, વા જીવતો ગરદન મારવો. આપે તેની પૂંઠ પકડી, કારણ કે તે જાસૂસ છે, એમ આપ જાણો છો. હું તેની પાછળ ધાયો, કારણ કે તેણે મારી સ્ત્રીની અસ્મત લૂંટવાને કોશેશ કીધી છે. આ બધું રહ્યું, પણ તે સલ્તનતનો અને આલમપનાહનો પણ ગુન્હાગાર છે. તેના શિરને ઠોકરોથી ઉડાવો, તેની આંખોમાં શૂળી લગાવો, તેના-"

"અફસસ હજરત! આપની જબાનને જરા કાબુમાં રાખો, નહિ તો બે-લગામ ઘોડાની માફક ક્યાંની ક્યાં જતી રહેશે," ઇનાયતખાંએ કહ્યું.

"હજરત મુબારક!" સુલતાન કુલિખાંએ કહ્યું, "મને મારું કર્તવ્ય શિખવવાની જરૂર નથી. હું તે બરાબર સમજું છું. ટુંકામાં એટલું જ કે, હું તેનો ન્યાય આ ઉમરાવના હાથમાં સોંપું છું. જો તેઓ નિર્દોષ ઠરે અને છુટી જાય તો તેમાં મને કોઈ જાતનો વાંધો નથી. જો તેઓ ગુન્હાગાર સાબીત થાય તો તેની સજા તેઓ ભોગવશે. આપનું તેણે જો કંઈ અપમાન કર્યું હોય, આપની આબ્રુપર ઇલ્જામ લગાવ્યું હોય, તો તેનો બદલો આપ પછીથી ફાવે તેમ લેજો. તેની દિલેરી આજ બધાને રોશન છે. તે એક સચ્ચા સિપહસાલાર છે, અને તેની સાથે આવવામાં દિલશાદની પવિત્રતાને કોઈ પણ જાતનું કલંક લાગતું નથી."

મલેક મુબારકે કટુ હાસ્ય કર્યું અને સ્ફુરિત અધરે કહ્યું,

"આ બદહવસની સાથે આવનાર સતી હોય તો, તેને પણ અવશ્ય કલંક લાગે."

"હજરત!" ઇનાયતખાંએ કહ્યું, "આપ દિવાના થયા છો કે શું, તે ખુદા જાણે. આજ આપ આમ લવો છો, તે ઠીક નથી. હજરત ઇક્રામુદ્દૌલાએ આજ કેટલાકની લુટાઈ જતી અસ્મત બચાવી છે. તેઓ એક મશહૂર ઉમરાવ છે. તેઓ નિષ્કલંકિત છે, તે હું સારી રીતે જાણું છું. તેઓ નેકચલન અને સાફ દિલના માણસ છે. તેઓની અત્યાર સુધીની કારકિર્દી નિર્મળ છે, એ સારી આલમ જાણે છે."

"લિલ્લાહ!" મલેક મુબારક બોલ્યો, "આપ સર્વે જણે મારી વિરુદ્ધ એકસંપ કર્યો હોય એમ લાગે છે. ખયર તે ગમે તેમ હો, પરંતુ હું મારા નિશ્ચયથી જરા પણ ડગવાનો નથી. હું આજ આને મૃત્યુશરણ પોંહોંચાડવાનો, અને મારી સ્ત્રીને મારે ત્યાં લઈ જવાનો નિશ્ચય કરી આવ્યો છું. એ નિશ્ચયની આડે કોઈ આવી શકશે નહિ. પછી તે ભલે શાહ હો તો શું? સારી દુનિયાની સલ્તનતનો સ્વામી હો તો શું? હું આજ મારો કૃતનિશ્ચય પાર પાડીશ. મારી હકદાર સ્ત્રીને લઈ આ કિલ્લામાંથી ખસીશ."

"હજરત મુબારક!" ઇક્રામુદ્દૌલા ગંભીર સ્વરે બોલ્યો, "મેં અત્યાર સુધી આપ જે બોલ્યા તે શાંતપણે સાંભળ્યા કર્યું છે. આપે મને જેમ આવે તેમ વિશેષણો આપ્યાં છે. આ ઉમરાવોની સમક્ષ મારી આબ્રુપર ઇલ્જામ લગાડ્યો છે, તે સર્વનો હિસાબ અત્યારે ચૂકવી આપવો પડશે. મેં અત્યાર સુધી આ સર્વ મુંગે મોંએ સાંભળ્યા કર્યું છે, પણ માણસની શાંતિની પણ સીમા હોય છે. જ્યારે હું આપના રૌનક મહેલમાં આવ્યો અને શાહજાદી સાહિબાને લઈ ગયો, ત્યારે હું સારી રીતે જાણતો હતો કે, તેઓ આપનાં વિવાહિત પત્ની નથી. હું તેમના સંરક્ષણ માટે આવ્યો હતો, અને ઈશ્વરનો આભાર માનું છું કે મારું આવવું વેળાસરનું હતું."

"વેળાસર આવી પોંહોંચ્યા! શાને માટે? શાથી બચાવવાને માટે?" જોસથી બાંટો પાડી મલેક મુબારક બોલ્યો.

"શર્મથી, પશેમાનીથી, બેઆબ્રુથી અને બેઇજ્જતથી."

મલેક મુબારક વિકરાળ વાઘની પેઠે ધુરક્યો, તેણે પોતાનો હાથ તરવારપર મૂક્યો.

ઇક્રામુદ્દૌલા પણ તેની સાથે દ્વંદ્વમાં ઉતરવા તૈયાર જ હતો. તેણે મલેક મુબારકના ગુસ્સાની પર્વા કર્યાં વગર સ્થિરતાથી કહ્યું,

"હજરત! આજ આનો છેવટનો નિકાલ આવવો જોઇએ છીએ. એક જ વસ્તુના બે અભિલાષીઓ વચ્ચે મેળ કદિ થયો નથી, અને થાય, એ સંભવે એમ નથી. જ્યાં સુધી મારા શરીરમાં પ્રાણ છે, ત્યાં સુધી મુબારકને માટે અહીં સ્થાન નથી. વા જ્યાં સુધી હું હયાત છું, ત્યાં સુધી દુનિયામાં તેને માટે જગા નથી. મુબારકનું કહેવું છે કે, શાહજાદી સાહિબા એ તેમની પરણેલી સ્ત્રી છે, જ્યારે હું કસમ ખાઈ કહું છું કે, શાહજાદી સાહિબાની શાદિ થઇ જ નથી. એ વાત ખોટી છે, અને એનો ભેદ ઉંડો છે. શાહજાદી સાહિબા પોતાની દિલ ફેરેશી કરવા કુલ મુખત્યાર છે. તેઓ હજી સુધી કુંવારાં છે. હું કબુલ કરું છું કે, હું શાહજાદી સાહિબાને પવિત્ર પ્રેમની દૃષ્ટિથી જોઉં છું. એ પવિત્ર પ્રેમની ખાતર મારા પ્રાણ સુદ્ધાં સમર્પવા તૈયાર છું. તેનાં પવિત્ર નામને કલંક લગાડનારની છાતીનું લોહી પીવા આ તરવાર તૈયાર છે. હજરત! હું આપને વિનવું છું કે, અમારા બન્નેના ઝઘડાનો આજે જ નિકાલ આવે તો ઠીક. હું દ્વંદ્વમાં ઉતરવા પ્રસ્તુત છું."

"સાંભળો, સાંભળો; આ બદહવસ સ્પષ્ટ કહે છે કે, તે મારી સ્ત્રીને ચહાય છે," મલેક મુબારકે કહ્યું.

"હું કહું છું કે, શાહજાદી સાહિબા આપનાં સ્ત્રી નથી, અને હું તેમને જીગર જાનથી ચહાઉં છું," ઇક્રામુદ્દૌલાએ જવાબ વાળ્યો.

"પણ શાહજાદી સાહિબા આપને ચહાય છે કે?" હજરત કુલિખાંએ પૂછ્યું.

ઇક્રામુદ્દૌલાએ જવાબમાં દિલશાદખાનમના સામું જોયું. દિલશાદના ગાલપર ગુલાબી ઉષા ફુટી નીકળી. વર્ષાવિધૌત ચંપકકલિકા સમાન મુખપર અવર્ણ્ય સૌંદર્ય રેખા ખેલવા લાગી. તે ઉભી થઈ, તેના શરીરના અવયવના ડોલનમાં કંઈ અપૂર્વ માધુરી જણાઈ. તેના પિતાની દૃષ્ટિ તેનાપર પળવાર ઠરી.

"બેટા! તું આ માણસને ચહાય છે?" સુલ્તાન કુલિખાંએ પૂછ્યું.

જેમ પુષ્પની કળી સેહેજ નીચી વળી જાય તેમ અવનત ચેહેરે દિલશાદે જવાબ આપ્યો,

"હા, હું તેમને ચહાઉં છું. હું તેમને તનમન અર્પણ કરી ચૂકી છું."

સુલ્તાન કુલિખાંએ એક દીર્ઘ નિશ્વાસ નાંખ્યો અને કહ્યું,

"ત્યારે તું એમને ચહાય છે તેથી તું એમની સાથે ચાલી ગઈ કે?"

"ના," દૃઢતાથી દિલશાદે જવાબ આપ્યો.

"ત્યારે?" સુલ્તાન કુલિખાંએ પૂછ્યું.

"જ્યારે હું શાહજાદી સાહિબાને શૈનક મહેલમાંથી ઉપાડી લાવ્યો," ઇક્રામુદ્દૌલાએ જવાબ આપ્યો, "ત્યારે તેઓ મૂર્છામાં હતાં. જ્યારે હું શૈનક મહેલમાં ગયો, ત્યારે આ નીચ, શાહજાદી સાહિબાપર પોતાનું બળ અજમાવવા તૈયાર થયો હતો. શાહજાદી સાહિબાની ચીસ સાંભળી હું અંદર ગયો. અમારે બન્નેને દ્વંદ્વ યુદ્ધ થયું. મેં મુબારકને પરાસ્ત કર્યો, અને શાહજાદી સાહિબાને છોડાવી

આવ્યો. તે સમયે તેઓ શુદ્ધિમાં ન હતાં; પરંતુ જ્યારે તેઓ શુદ્ધિમાં આવ્યાં ત્યારે તેઓ કદાચ આપની પાસે પાછાં ફર્યાં હોત પરંતુ માત્ર એક કારણને લીધે તેઓ પાછાં ફર્યાં નહિ, અને તે કારણ એ હતું કે, તેઓ એમ ધારતાં હતાં કે મારી પાસે એક પત્ર છે, કે જે પત્ર આપને લાખો મહોરની મૂલ્યનો છે. એ પત્ર મેળવવાની ખ્વાયશથી મારી સાથે આવ્યાં, નહિ કે તેઓ મને ચાહાતાં હતાં તેથી. સંધિ મળતાં એ પત્ર પ્રાપ્ત કરવો એજ હેતુ તેમને મારી સાથે આવવાનું કારણ હતું."

"તો શું તે પત્ર તેને મળ્યો?" સુલ્તાન કુલિખાંએ પૂછ્યું.

"ના," ઇક્રામુદ્દૌલાએ જવાબ વાળ્યો.

"તો શું તે પત્ર આપની પાસે છે?"

"જી, હા. તે મારો હતો, અને મારી પાસે છે."

સુલ્તાન કુલિખાંની આંખ મલેક મુબારકની આંખને શોધવા લાગી. બન્નેની આંખ તરવારની અણીની માફક એકમેકની સાથે અથડાઈ યુદ્ધ કરવા લાગી.

"હજરત!" મલેક મુબારકે કહ્યું, "આ જાસૂસની જીંદગી વધારે લંબાવવામાં સાર નથી. આપ જલ્દીથી તેને શિક્ષા ફરમાવો કે, બધી વાતનો છેડો આવી જાય. આમ ચોળીને વાતને ચીકણી કરવામાં ફાયદો શો છે? વખત જાય છે, અને આમ વખત વિતાડવામાં લાભ શો? તે જાસૂસ છે, તે ચોર છે, તે દગાબાજ છે, એને એની શિક્ષા ભોગવવા દ્યો. એવા આદમીને જીવતા છોડવામાં તમને લાભ નથી, રાજ્યને લાભ નથી, અને કોઇને પણ લાભ નથી. તેને મરવા દ્યો; પછી તે કાગળ તમારી કે મારી પાસે આવશે જ."

સુલ્તાન કુલિખાંએ જવાબ આપ્યો નહિ. સર્વ જણ જાણે કંઈ વિચારમાં હોય, અને શું કરવું તેની સમજણ ન પડતી હોય તેમ શાંત રહ્યા. ત્યાં એવી શાંતિ વ્યાપી કે, એકમેકના હૃદયનો ધબકારો સાંભળવા લાગ્યા. આખરે સુલ્તાન કુલિખાંએ પોતાના મનના વિચારને ખંખેરી નાંખ્યા, અને જાણે નિદ્રામાંથી જાગૃત થયા હોય તેમ એકાએક કહ્યું,

"ક્યાંરે! હજરત ઈનાયતખાં?"

"જી, હુજૂર! કંઈ આજ્ઞા?" ઈનાયતખાંએ પૂછ્યું.

"આ માણસનો ઇન્સાફ કરવાનું કામ હું આપના હાથમાં સોપું છું," સુલ્તાન કુલિખાંએ કહ્યું.

"જેવી આજ્ઞા." ઈનાયતખાંએ જવાબ વાળ્યો. ઇક્રામુદ્દૌલાની તપાસ શરૂ થઈ.

## પ્રકરણ ૨૦ મું

### દોષિત ઠર્યાં

ઇક્રામુદ્દૌલાની તપાસ શરૂ થઈ. ઇક્રામુદ્દૌલાને સુલ્તાન કુલિખાં અને દિલશાદના સામો ઉભેલો જોઈ, મલેક મુબારક મૂછમાં હસવા લાગ્યો. દિલશાદ પોતાના પિતાની આડમાં બેઠી હતી. તેની કરુણ દૃષ્ટિ ઇક્રામુદ્દૌલા તરફ વળી હતી. અહા! એ દૃષ્ટિમાં અત્યારે કેટલા ભાવ જણાતા હતા. તેના માનસપટપર ઇક્રામુદ્દૌલાની છબી અંકાઈ ગઈ હતી. ઇક્રામુદ્દૌલાને આજ તે અપૂર્વ શોભાથી સજ્જાયમાન જોવા લાગી. આજ ઓર તેનો સમસ્ત દેખાવ તેના મન-

કાનનમાં અપૂર્વ ભાવ કુસુમ વિકસાવતો હતો. તેનું હૃદય પ્રેમથી ચડકી ઉઠતું હતું. કોણ જાણે આજ તેના મનમાં શરદૂ નદીના પ્રવાહ પેઠે પ્રેમનો પ્રવાહ પ્રબળ અને પ્રમત્ત વેગથી વેહેતો હતો; તે બંધનરૂપી કાંઠાના કકડા કરતો ફેલાતો ધાવતો હતો. મન્મથ તેના મોહન સ્પર્શથી શરીરમાં અપૂર્વ તનમનાટ જાગ્રત કરતો હતો. આજ પૂર્વે તેણે આવા ભાવ કદિ અનુભવ્યા ન હતા. અહા! આજ કંઈ નવીન અપૂર્વતા તે તેનામાં જોતી હતી. તેનો આત્મા તેના આત્માને જઈ જોરથી આલિંગતો હતો. તે અપૂર્વ મધુર માદકતા અનુભવતી હતી. તે મનમાં, બહાર અને આસપાસ ઇક્રામુદ્દૌલાની મૂર્ત્તિ દેખતી હતી.

ઇક્રામુદ્દૌલા અસ્તવ્યસ્ત કપડામાં ઉઘાડે માથે સ્થિર દૃષ્ટિથી ઇનાયતખાંની તરફ જોઈ રહ્યો હતો. તેનો શાંત વીરોચિત દેખાવ જોનારના મનમાં માનની લાગણી જાગૃત કરતો હતો. તેની લઢણમાં અને દેખાવમાં એક પ્રકારની એવી ભવ્યતા ભાસતી હતી કે જેને અપમાન, ભર્ત્સના સ્પર્શ કરતાં ન હતાં. તે શાંત ચિત્તથી, નિડરતાથી ઉભો હતો. વધસ્તંભપર જવાની તૈયારી વખતે પણ તેના દિલમાં જરા પણ ચિંતા થશે નહિ તેમ તે દેખાતો હતો.

"હજરત! આપનું ઇસ્મ મુબારક!" ઇનાયતખાંએ પૂછ્યું.

"આ કમતરીનને ઇક્રામુદ્દૌલા કહે છે," તેણે જવાબ આપ્યો.

"વ્યવસાય!" ઇનાયતખાંએ પૂછ્યું.

"વ્યવસાય! સિપહસાલારી, શાહની સેવા, બીજો શો?"

"આપને વરંગુલમાં આવવાનું પ્રયોજન?"

"પ્રયોજન! સલ્તનતના કામે અહીં આવ્યો હતો. વકીલ ઉલ-સલ્તનતના ફરમાનથી કંઈ રાજકીય કામકાજને માટે આવવું થયું હતું."

"જાસૂસી કરવા?" ઇનાયતખાંએ પૂછ્યું.

"જી, ના. હું મારા આકાનો હુકમ બજાવવા આવ્યો હતો."

"કોની સાથે આપને કામ હતું?"

"બેહબુદ-ઉલ-મુલ્ક હજરત સુલ્તાન કુલિખાં સાથે?"

"આ શું ખરી વાત છે?" ઇનાયતખાંએ સુલ્તાન કુલિખાં તરફ દૃષ્ટિ ફેરવી કહ્યું

સુલ્તાન કુલિખાંએ ડોકું ધુણાવ્યું અને કહ્યું,

"એ સાચી વાત છે. હજરતનું અહીં આવાગમન કંઈ શાહી ફરમાનને લીધે હતું."

"હજરત!" ઇનાયતખાંએ સુલ્તાન કુલિખાં તરફ જોઈ કહ્યું, "તો આપ આ સિપહસાલાર વિરુદ્ધ શું કહેવા માગો છો તે જણાવો."

સુલ્તાન કુલિખાંએ પોતાને જણાવવાનું હતું તે જણાવ્યું.

"આપને આ તહોમતની વિરુદ્ધ આપના બચાવમાં કંઈ કહેવું છે?" ઇનાયતખાંએ ઇક્રામુદ્દૌલા પ્રતિ દૃષ્ટિ ફેરવી પૂછ્યું.

"કંઇ જ નહિ," ઇક્રામુદ્દૌલાએ લાગણીરહિત સ્વરે સ્પષ્ટ જવાબ આપ્યો; "આ તોહોમતમાંથી જેણે મારો છુટકારો કર્યો હોત; શાહજાદી સાહિબાની શાદી થઈ નથી, એમ પૂરવાર કર્યું હોત, જેના એક બોલથી આ સર્વ તોફાન સરી ગયું હોત, તે માણસ અત્યારે હયાત નથી. હું નિર્દોષ છું, એટલું જ મારું કથન છે, અને એ કથન એ જ મારો પૂરાવો."

મલેક મુબારકના ચહેરાપર વિજય અને આનંદની ચમક છાઈ. તેની આંખો થનથન નાચવા લાગી.

"સાહબે આલમ !" મલેક મુબારકે કહ્યું, "આપ જોઈ શકશો કે, આ કયદી બચાવનો પૂરાવો રજૂ કરવા અસમર્થ છે. નાહક વખત વિતાડવામાં શો સાર છે? સિપાઇઓને બોલાવો, અને તેને તેઓને સ્વાધીન કરી દ્યો. ખૂનની સજા સિવાય બીજો માર્ગ એને માટે નથી."

ઇનાયતખાંએ આ બકવાદ તરફ લેશ પણ ધ્યાન આપ્યા વગર સુલ્તાન કુલિખાં તરફ જોયું અને કહ્યું,

"હજરત ! આને શી સજા ફરમાવવી, એ આપના હાથમાં છે. તેને તેની પોતાની જીંદગી પાછી સોંપવી કે નહિ એનો નિર્ણય આપ પોતે જ કરી શકશો. પણ ગરીબપરવર ! આપ સજા ફરમાવો ત્યાર પહેલાં એટલી વાત ધ્યાનમાં રાખવા હું આપને અરજ કરું છું કે, આ ઉમરાવ બહાદુર છે. તેણે આજ આ કિલ્લાના બચાવને માટે પોતાનો પ્રાણ ખરચવા પાછી પાની કરી નથી. તેણે આજે આપણાપર ઉપકાર કર્યો છે, અને કંઇક અંશે સલ્તનતની સેવા પણ કરી છે."

"હજરત!" સુલ્તાન કુલિખાંએ કહ્યું, "આપ દિલેર છો એ વાત હું કબુલ કરું છું. દિલેરીનો હું આશક છું. ગુણની કદર કેમ કરવી, એ હું સારી રીતે જાણું છું, પણ હજરતને હાથે એક એવો ગુન્હો થયો છે, કે જેને માટે સખ્ત શિક્ષા થવી આવશ્યક છે. તેઓએ કોઈ માણસની વિરુદ્ધમાં ખટપટ કરી હોત તો જૂદી વાત હતી. તેઓને હાથે બીજી જાતનો ગુન્હો થયો હોત તો હું રહમદિલીથી વિચાર કરત, પણ ખુદ સલ્તનતની સામે, આલમપરવર સુલ્તાનની વિરુદ્ધમાં બાગાતિ કરવાનો આરોપ છે, અને તે ઘણો જ ભયંકર છે. આપણે આપણા ન્યાયશીલ સુલ્તાનનું અને રાજ્યનું હિત પ્રથમ જોવું જોઇએ. દેશહિત આગળ આપણે આપણો પોતાનો સ્વાર્થ બાજુએ રાખવો જોઇએ. દેશના કામ આગળ સ્વાર્થને લાત મારવી જોઇએ. હજરતે દેશની વિરુદ્ધ, દેશહિતની આડે આવે એવું કામ કર્યું છે, અને જો એવું કામ મારા પોતાના દીકરાએ કર્યું હોય તો તેને માટે પણ હું એક જ શિક્ષા ફરમાવું, અને તે ફાંસીની. બીજી એને માટે સજા નથી. સહુથી પ્રથમ આપણો સ્વદેશ, અને સ્વદેશનું હિત. તેની આગળ બીજી બધી વાત તો યઃકશ્ચિત છે, ખરું કે નહિ?"

"બરાબર છે. આપનું કહેવું યથાર્થ છે," ઇનાયતખાંએ ડોકું ધુણાવી કહ્યું, "આપણે આખી જીંદગી આ દેશના લાભ માટે ગાળી છે. આપણે આપણું જીવન સ્વદેશસેવાને માટે અર્પ્યું છે, અને સ્વદેશની સેવા એ જ આપણી જીંદગીનું પરમ વ્રત છે. એ વ્રતની સાધનામાં છેલ્લા શ્વાસ સુધી રહેવું, એ આપણું કર્તવ્ય છે. દેશહિતના શત્રુને, દેશદ્રોહીને તેની શિક્ષા અવશ્ય ભોગવવી જ જોઇએ."

"હજરત!" સુલ્તાન કુલિખાંએ ગંભીર અવાજે કહ્યું, "આપનો ઇન્સાફ થઈ ચૂકયો છે. આપને આપના બચાવને માટે જે કંઈ કહેવું હોય, આપને આપના બચાવને માટે જે કંઈ પૂરાવો આણવો હોય, જે કંઈ સબૂત રજૂ કરવી હોય તે કરવાની તક આપને આપવામાં આવી હતી. આપ આપનો બચાવ કરવા અસમર્થ નીવડ્યા છો. આપ ખાનદાન વંશના છો,

બુદ્ધિશાળી છો, અને વિદ્યાથી વંચિત નથી. આપના જેવી સ્થિતિના માણસોએ પોતાનું વર્તન યોગ્ય માર્ગે વાળવું જોઇએ. એક અજ્ઞાન માણસને હાથે આવો દોષ થયો હોત તો જૂદી વાત હતી, પરંતુ આપના જેવાને હાથે આવો ગંભીર ગુન્હા એ વધારે ગંભીર ઠરે છે. બીજાઓ અજ્ઞાન, અને અણસમજણનું બ્હાનું રજૂ કરે, પણ આપને તો ઈશ્વરે તેવું કંઈ કારણ આપ્યું નથી. આપના ઉપર ગુન્હો પૂરવાર થયો છે, અને તેને માટે એક જ શિક્ષા છે. આ ગંભીર ગુન્હાને માટે, રાજદ્રોહને માટે આપને મૃત્યુની શિક્ષા ફરમાવવામાં આવે છે. આ કિલ્લાના પટાંગણમાં મૃત્યની સજા અમલમાં મૂકવામાં આવશે.'

ઇક્રામુદ્દૌલાએ શાંત ચિત્તે આ સર્વ સાંભળ્યું. તેની મુદ્રામાં લેશ પણ વિકાર થયો નહિ, પણ આ સજા સાંભળતાં દિલશાદનું દિલ તૂટી ગયું. તે એકદમ ઉભી થઈ બોલી, "યા ખુદા! આ હું શું સાંભળું છું? શું આપ સર્વ આ હજરતને મોતની સજા ફરમાવો છો? તે કદિ બનશે નહિ. હું તેમને મરવા નહિ દઉં. અગર જો આપ એમને ફાંસીએ ચઢાવશો, તો હું પણ સાથે ફાંસીએ ચઢીશ. હું તેમને વળગી રહીશ. હું તેમને બાઝી પડીશ, અને સાથે જ બહેશ્તમાં જઇશ."

ઇનાયતખાં ઉભો થયો. દિલશાદને ખભે હાથ મૂકી તેને સમજાવવાની કોશિશ કરવા લાગ્યો, પણ દિલશાદ મોટેથી બોલી ઉઠી,

"નહિ, નહિ, કદિ નહિ. હું અહીંથી દૂર ખસવાની નથી. હું મારા મનમંદિરના પૂજારીને છોડીશ નહિ. આ છેલ્લી ઘડીએ આ મોતની અણીપર હું તેમને એકલા જવા દઇશ નહિ. આપ એકના માણ લ્યો, તો તેની સાથે બીજાના પણ માણ લ્યો. હું ના કહેતી નથી. હું સહગમન કરીશ."

મલેક મુબારક ઉઠી ઉભો થયો. ઇનાયતખાંની પાસે આવી તેણે કહ્યું,

"હજરત! આપ રહેવા દો. હું સમજાવી લઈશ."

વિકરાળ અને ક્રૂર ચેહેરે, ગુસ્સાથી દિલશાદ બોલી,

"નહિ, નહિ, હું આપની બીબી નથી. હું આપની બીબી થઉં તેના કરતાં મરણ પામું એ હજાર દરજ્જે બહેતર છે. આપના શરીરને સ્પર્શ કરવામાં પણ પાપ છે. હું માથાપર વીજળીનું પડવું સહન કરીશ, શૂળીપર ચઢીશ, આંખોમાં તીર ભોંકાશે તો તે મંજૂર કરીશ, ગળાપર સમશીરના ઘા સહીશ, બળતી આગમાં કૂદીશ, યા તો ઇક્રામુદ્દૌલા સાથે જીવતી કબ્રમાં દટાઇશ; પણ હું કદિ રૌનક મહેલનું મોં નહિ જોઉં. આવ, મોત! જલ્દી આવ, તું તારા થંડા હાથથી આ કાળજાની આગને બુઝાવ. મને તારી શીતળ છાયામાં લઈ લે, કે આ દુનિયાનાં દુઃખનો પાર આવે."

દિલશાદની બોલવાની છટા, તેના શબ્દોમાં રહેલી ઘૃણા, અને તિરસ્કારની તીવ્રતમ લાગણી, મલેક મુબારકના આત્મામાં શૂળો ભોકવા લાગ્યાં. તેના મોંમાંથી શબ્દો નીકળ્યા નહિ. તે ધ્રુજતે શરીરે ને ક્રોધિષ્ટ મુદ્રાએ દિલશાદના સામું જોઈ રહ્યો.

ક્ષણવાર પછી તે સેજ શુદ્ધિમાં આવ્યો અને બોલ્યો,

"બાનુ! તે પાક પરવરદિગારનો આભાર માનો કે, હું આપના ખતા સામું જોતો નથી, અને ગઈ ગુજરી વીસરી જઉં છું. એટલો હું ભલો છું, કે તમારા દોષને દરગુજર કરી, હું માફી આપવા તૈયાર થયો છું."

"મને માફીની જરૂર નથી. મેં માફી માગવા જેવો ગુન્હા કર્યો નથી," દિલશાદે જવાબ આપ્યો.

"આપે શો ગુન્હા કર્યો છે તે સારી આલમ જાણે છે," મલેક મુબારકે કહ્યું.

"સારી આલમ જાણતી હો તો જાણવા દો. મેં કંઈ ગુન્હા કર્યો નથી. તે પાક પરવરદિગાર સારી રીતે જાણે છે. પરંતુ હજરત! આપના ગુન્હા, આપનું વર્તન, અને આપનો સ્વભાવ વરંગુલમાં રોશન છે. જો તેઓ ન જાણતા હોય તો હું સારી રીતે જાણું છું, અને આપની ઇચ્છા હોય તો અત્યારે જ જણાવું," દિલશાદે મરડાટમાં જવાબ વાળ્યો.

મલેક મુબારકે હોઠ કરડ્યો. તે કંઈ બોલ્યો નહિ, પણ ક્ષણેક પછી સુલ્તાન કુલિખાં તરફ ફરી કહ્યું,

"મારે આ માણસ સાથે જરા ખાનગી વાતચીત કરવી છે, અને તે માટે હું આપની રજા માગું છું."

સુલ્તાન કુલિખાંએ ડોકું ધુણાવ્યું. મલેક મુબારક ઇક્રામુદ્દૌલાની પાસે સર્યો અને તેને ફોસલાવતો હોય એમ કહેવા લાગ્યો,

"અય દિલેર સિપહસાલાર! આપની પાસે એક પત્ર છે, જે મારી પાસેથી ચોરાઇને આપની પાસે આવ્યો છે. આપ કહો છો, કે એ પત્ર આપનો છે, પરંતુ બે ઘડી પછી એ પત્ર આપને જરા પણ કામે લાગવાનો નથી. જો એ પત્ર આપ મને સ્વાધીન કરો તો હું આપની જીંદગી બચાવી લઉં, અને કહો તો આપને આ બંધનમાંથી મુક્ત કરું. આ કાગળ મારા હાથમાં મૂકો, અને આપ છૂટા થયા એમ સમજો. હજરત! કહો, આપને શું પસંદ છે? નાહક જાન ગુમાવવી એ, કે સ્વતંત્ર થઈ આ દુનિયામાં અયશ આરામ, માન ઇક્રામથી દિવસ ગુજારવા એ?"

ઇક્રામુદ્દૌલાએ મલેક મુબારક તરફ નજર કરી. તે નજરમાંથી ક્રોધના શર છૂટતાં હતાં. તેને મારું, તેનો જાન લઉં એમ તેને થતું હતું, પણ તે કરવાનો અત્યારે સમય ન હતો. આણી તરફ દિલશાદ તેની પાસે ઉભી હતી. તેનો ચેહેરો ફિક્કો પડી ગયો હતો. તેની મુદ્રાપર દુઃખ અને ચિન્તાની ઝાંખ છવાઈ હતી. તે પોતાના મનમાં વિચાર કરતી હતી. શા વિચાર કરતી હતી? ઘડી બે ઘડીમાં સિપાઇઓ આવી જોર જુલમથી ઇક્રામુદ્દૌલાને લઈ જશે, ને તેના પ્રાણનું બળિદાન આપશે. તેણે તેની કલ્પનામાં સિપાઇઓને આવતા જોયા. તેઓ બળજોરીથી તેના હાથમાંથી ઇક્રામુદ્દૌલાને લઈ ગયા. તેઓએ એક તરવારના ઝટકાથી તેનું માથું અલગ કરી નાંખ્યું. તેનું શરીર લોહીની છોળથી છવાઈ ગયું. આ વિચાર આવતાં તે એકદમ ચીસ પાડી, ઇક્રામુદ્દૌલાને ગળે વિજળીના વેગથી વળગી પડી.

"ના, ના હું તમને નહિ મરવા દઉં," તે બોલી ઉઠી.

સુલ્તાન કુલિખાં તે વૃદ્ધ ઉમરાવ, જેનું સારું જીવન પોતાના સ્વામીની સેવામાં વ્યતીત થયું હતું; પોતાના માલેકની ઇચ્છા, એ જ જેને મન આજ્ઞા હતી; દેશની સેવા એ જ જેની જીન્દગીનું વ્રત હતું; તે ત્યાં આવી ઉભો.

દિલશાદના એક શબ્દપર ઇક્રામુદ્દૌલાએ તે પત્ર મલેક મુબારકના હાથમાં મૂકી દીધો હોત; કારણ કે, તે દુષ્ટ મહત્વાકાંક્ષી માણસ દિલશાદને પણ છોડી દેવા તૈયાર હતો. પણ જો તે પત્ર તેના હાથમાં જાત તો તેનું શું પરિણામ આવત? સુલ્તાન કુલિખાંનું શું થાત? એ ખરી વાત હતી કે, સુલ્તાન કુલિખાંનો તેની પુત્રીપર અતુલ સ્નેહ હતો, પરંતુ તે પોતાના કર્તવ્યને, પોતાની દેશદાઝને કર્તવ્યની આડે આવવા દેતો નહિ. તેણે પોતે જ કહ્યું હતું કે, "દેશ પહેલો અને

પછી બીજું બધું." આ કારણને લીધે જ તેણે ઇક્રામુદ્દૌલા, જેનાપર પોતાની પુત્રી જાંનિસાર કરતી હતી, જેના વગર તેને જીંદગી શુષ્ક અને ખારી લાગતી હતી, તે ઇક્રામુદ્દૌલાને તેણે કડક સજા ફરમાવી હતી; અને પોતાની અંતરવ્યથાને દાબી દઈ દીકરીને દુ:ખના ખાડામાં હડસેલતો હતો. સુલ્તાન કુલિખાંની માન્યતા હતી કે, એણે જ તે કીંમતી કાગળો ચોર્યા હતા, તે જાસૂસ છે, તે દુશ્મનનો માણસ છે, અને તે દેશના હિતની આડે આવે છે, માટે એને સજા કરવી એ મુનાસિબ છે.

દિલશાદ એક ટશે પોતાના ભાવી પ્રિયતમના સામું જોઈ રહી હતી. તેના શ્વાસોશ્વાસમાં ઇક્રામનો દમ ઘુંટાતો હતો; તેની રગેરગમાં તે રક્ત બની વહેતો હતો; તેના રોમેરોમમાં તેના નામના સૂર ઉઠતા હતા. તેણે પહેલાં કદિ આવી લાગણી અનુભવી ન હતી. જેમ કોઈ નદીના પ્રવાહમાં સ્વેચ્છા વિરુદ્ધ તણાયો જાય તેમ તેનો આત્મા તણાયો જતો હતો. તેને લાગતું હતું કે, ગમે તેમ થાય તો પણ ઇક્રામુદ્દૌલાને બચાવવો જોઇએ. અહા! તે તેને ચહાતી ન હતી એવા પણ દિવસો હતા; તે તેને ધિક્કારતી હતી એવો પણ વખત હતો, અને પત્ર મળતાંની વાર તેની પાસેથી ચાલી જઇશ, એવા વિચારો પણ તેને આવતા હતા. પણ એ સર્વ ક્યાં જતું રહ્યું? પોતે જ દિલ ગુમાવી બેઠી. તેના પોતાનાપર તેની મોહન શક્તિની અસર પૂરેપૂરી જામી ગઈ. ભયની વખતે તે તેને જ આશરે ગઈ હતી, અને તેના ભુજબળથી તેણે તે ભયનો પ્રતિહાર કર્યો હતો. અને અત્યારે? અત્યારે તેણે પોતાના દિલપરનો કાબુ ખોઈ દીધો હતો. ઇક્રામનાં શૌર્યે, ઇક્રામનાં ઔદાર્યે, ઇક્રામનાં સાહસે તેનાં દીલમાં અગ્નિ પેદા કર્યો હતો. એક પ્રેમના સખ્ત ઝંઝાપાત આગળ તેના બીજા વિચારરૂપી શુષ્ક પાંદડાં ખરી ગયાં હતાં. તેને આ વેળાએ ન હતી વરંગુલની પરવા, કે ન હતી તેને પિતાના સંરક્ષણની પરવા. તે માત્ર ઇક્રામને જ ઝાંખતી હતી, તેનો આત્મા ઇક્રામમય બની ગયો હતો. તે હળવેથી ઇક્રામુદ્દૌલા પાસે ગઈ, અને તેની સોડમાં ઉભી રહી. તેણે તેના સામું જોયું, અને તે તેના અંતરના ભાવ કળી ગયો.

"હજરત!" મલેક મુબારકે કહ્યું, "હજી પણ વિચાર કરો, જુઓ, આપના એ પત્રના આપવાથી આપનાપર રહેમના વાદળમાંથી વર્ષાદ વરસશે. આપ છૂટી જશો. આપ ઇશ્ક અને મુહબ્બતના દમ ભરશો, અને આપ ચહાઓ છો તેને પણ મેળવી શકશો. હજરત! શિર સલામત પઘડી બોતેરી, સમજ્યા? આપને શું આપની જીંદગી પ્યારી નથી? બોલો, આપ મોતને પસંદ કરો છો, યા જીંદગીને ચહાઓ છો? બેમાંથી આપને વધારે પ્યારું શું છે?"

કોણ જાણે, મલેક મુબારકના દિલમાં એકાએક આ શું થઈ આવ્યું? તે મરતાં સુધી દિલશાદને છોડવા ચહાતો ન હતો, પણ એક પત્રના બદલામાં તે તેને છોડવા રાજી છે, એમ એક ઇશારામાં જણાવી દીધું. અહા! સલ્તનતની, હાકમીની હવસ કેવી બૂરી ચીજ છે!

"હજરત! શોચો," મલેક મુબારકે ફરીથી કહ્યું; "વિચાર કરવાનો વખત નથી. 'હા' કે 'ના' જલ્દી કહો. જીંદગી યા મોત, શું પસંદ છે?"

"મોત," ઇક્રામુદ્દૌલાએ તેની તરફ જોઈ જવાબ આપ્યો. તે દાલનામાં કાંઈ બોલ્યુંકર્યું નહિ. દિલશાદ એક ટશે ઇક્રામુદ્દૌલાના સામું જોઈ રહી. તેણે પોતાના

અંગરખાંમાં હાથ નાંખ્યો, અને કંઇક તેમાંથી કાઢ્યું અને ઝટ લઇને તેના ચીરે-ચીરા કર્યા.

"હજરત મુબારક!" ઇક્રામુદૌલાએ કહ્યું, "આપે ઠગાઈ કરીને એક સાદા પત્રપર દસ્તખત કરાવી લીધા હતા. આપે આપનો સ્વાર્થ સાધવા માટે નીચ યુક્તિ વાપરી, દગાબાજીથી સુલ્તાન કુલિખાંની સહી કરાવી લીધી હતી; પણ તે પત્ર હવે આપના હાથમાં ફરીથી આવવાનો નથી. મેં સુલ્તાન કુલિખાંને હમેંશને માટે તમારા પાપી પંઝામાંથી મુક્ત કર્યા છે. તેઓ હવે તમારી ધમકીથી બીએ એમ નથી. આ પત્ર આ અગ્નિને સ્વાધીન કરું છું."

મલેક મુબારક તે સગડી તરફ દોડ્યો, પણ ઇક્રામુદૌલાની તરવાર તેના કોષમાંથી મુક્ત થઈ, મલેક મુબારકની છાતીને આલિંગવા દોડી. આ જોતાં જ તે બેચાર ડગલાં પાછો ફર્યો.

ગભરાટ, શોક અને હતાશ થઈ નિરાશાના પૂતળાની માફક મલેક મુબારક ઉભો રહ્યો. તેનો ચેહેરો સફેદ પૂણી જેવો થઈ ગયો, પણ એક ક્ષણમાં તેના ગુસ્સાએ તેની બીજી લાગણીને હાંકી કાઢી. તે સુલ્તાન કુલિખાંને ઉદ્દેશી કહેવા લાગ્યો,

"આપે આ બદસિયર આદમીને ખુનની સજા ફરમાવી છે. આ જાસૂસને શૂળીએ ચઢાવવા કહ્યું છે, તો જલ્દીથી એને જલ્લાદને સ્વાધીન કરો. એ ખરી વાત છે કે, આપના એ પત્રને બાળી નાંખી, આપને મારા પંઝામાંથી છોડવ્યા છે. પરંતુ તેમ કરવામાં તેણે આપની મહેરબાની મેળવવા આપને લાંચ આપવા યત્ન કર્યો છે. તે જાસૂસ છે, નીચ છે, અને તેણે કિંમતી દસ્તાવેજો ચોર્યા હતા એ પૂરવાર થયું છે. હવે તેને ફરમાવેલી સજા આપ પાછી ફેરવી શકો એમ નથી."

સુલ્તાન કુલિખાંએ લાલચોળ આંખોએ મલેક મુબારકના સામું જોયું.

"હજરત!" સુલ્તાન કુલિખાંએ કહ્યું, "મને મારું કર્તવ્ય શિખવવાની આપને જરૂર નથી. હું તે સારી રીતે સમજું છું, અને જો મારે પોતાને છોડાવવો હોય, તો મને કોઈ રોકનાર નથી. મને તેમ કરતાં કોઈ અટકાવે એમ નથી. આપ કહો છો કે, એમણે તે પત્ર બાળી મને લાંચ આપવા પ્રયત્ન કર્યો છે; એ વાત તદ્દન ખોટી છે, હડહડતું જૂઠ છે. નીચતાથી, દગાબાજીથી પત્ર મેળવવો એ એક જૂદી વાત છે, અને અનાયાસે હાથમાં આવેલાં એવાં સાધન ન વાપરતાં ઉદાર બુદ્ધિથી તેનો નાશ કરવો, એમાં દિલદરિયાવપણું કેટલું છે, તેની કદર હું સારી રીતે કરી શકું એમ છું. એમણે જે મહાન્ સ્વાર્થત્યાગ કર્યો છે, તેની કિંમત હું સારી રીતે કરી શકું છું, અને ઇચ્છું છું કે, પરમેશ્વર કરે ને એમનાપર આવેલું તોહોમત ટળી જાય. તેઓ નિર્દોષ સાબીત થાય તો મને આખી દુનિયાનું રાજ મળ્યા બરોબર આનંદ થાય. પણ શું કરું? ન્યાયના મોં આગળ હું લાચાર છું. મારા કર્તવ્યથી હું પાછો ડગી શક્તો નથી, પરંતુ હું તે પાક પરવરદિગાર ગફૂર રહિમને પ્રાર્થના કરું છું કે, તેઓને નિર્દોષ સાબીત કરી, તેમના પ્રાણ બચાવે. દિલશાદ મારી નૂરેનજરનું રક્ષણ કરવા હું સમર્થ છું. તેની મરજી વિરુદ્ધ, તેની ઇચ્છા વિરુદ્ધ હું તેને કોઇને સોંપવાનો નથી."

મલેક મુબારક ઇનાયતખાં તરફ વળ્યો, અને કહ્યું,

"હજરત! આપે જ ઇન્સાફ ક્યોં છે. આ માણસ દોષિત ઠર્યો છે, તો હવે

શિક્ષા અમલમાં મૂકાવામાં વિલંબ થાય એ શા માટે જોઇએ ? આપ સિપાઇઓને હુકમ કરો કે, આવીને આ કેદીને અહીંથી લઈ જાય, અને શિક્ષા અમલમાં આણે."

ઇનાયતખાંએ જવાબ આપ્યો નહિ. તે સુલ્તાન કુલિખાંના સામું જોઈ રહ્યો. સુલ્તાન કુલિખાંનું મન ભારે વિમાસણમાં પડ્યું હતું. શું કરવું ? તેની તેને સુઝ પડતી નહિ. ઇક્રામુદ્દૌલાના વીરોચિત અને ગૃહસ્થોચિત વર્તનથી તેના દિલપર અસર થઈ હતી; પરંતુ પોતાનું કર્તવ્ય જાગૃત કરી, પત્થર સમાન હૈયું કરી તેણે ઇનાયતખાંને કહ્યું,

"પ્યારે અજીજ ! ઇન્સાફ એ ઇન્સાફ છે. આ હજરતે આજે જે કામ કર્યું છે, તેને માટે હું સદા તેમનો ઋણી રહીશ. મરતાં દમ સુધી હું તેમનું આ કાર્ય, આ સ્વાર્થત્યાગ વિસરીશ નહિ; પરંતુ હું ન્યાયના માર્ગથી એક ડગ પણ પાછો ફરીશ નહિ. ઇનાયતખાં ! સિપાઇઓને બોલાવો. હજરતને મેં શિક્ષા કરી છે ખરી, પણ તે એક બહાદુર સૈનિકને ઉચિત માનથી તે શિક્ષા અમલમાં આણવા કહેજો."

ઇનાયતખાં બહાર ગયો. દિલશાદ ચિસ પાડી પોતાના પિતાને પગે પડી, કાલાવાલા કરતી, રડતી રડતી કહેવા લાગી,

"અબ્બાજાન ! શું આપના દિલમાં રહમ નથી ? શું આપનું હૈયું ફૌલાદનું છે ? માનો, કે હજરતે આપના કિંમતી દસ્તાવેજ ચોર્યા હતા; માનો, કે એઓ જાસૂસ છે; માનો, કે એઓ ચોર છે, પણ એમણે એક કાર્યથી એ સઘળું ધોઈ નાખ્યું છે. એમણે એ કીંમતી પત્રનો, એ બોલતા કાગળનો ઉપયોગ કર્યો નથી. એટલુંજ નહિ, પણ બીજાને ઉપયોગ કરતાં અટકાવ્યા છે. જો એ ધારત તો એ પત્રવડે આપની હાકેમગીરી ઝુંટવી લેત, જો એ ધારતે તો આ શિક્ષામાંથી છૂટી જાત, જો તેઓ મનપર લેતે તો આપના દુશ્મનના હાથ બમણા મજબૂત કરત; પણ તેમ ન કરતાં, જાનના ભોગે તેમણે આપની આબ્રુને જાળવી છે. આપની જીંદગીને ભયંકર જોખમમાંથી ઉગારી છે. અબ્બા, પ્યારે અબ્બા ! આપ વિચાર કરો. દયાની ખાતર, એમણે આપને માટે શું કર્યું છે તેની ખાતર, કંઈ નહિ તો આપની આ દીકરી ખાતર, તેના પ્રાણ બચાવો. હું પગે પડું છું; હું માત્ર આટલુંજ માગું છું. શું આપ મારી એટલી માગણી કબૂલ નહિ રાખો ?"

ઇક્રામુદ્દૌલા આ દેખાવ તરફ ટગર ટગર જોઈ રહ્યો. તેણે આંસુભર્યા વિલાયલા મોંએ તુષારબિંદુવેષ્ટિત મ્લાન કમળની શોભા ધારણ કરી હતી.

સુલ્તાન કુલિખાંનો ચેહેરો ભવ્ય અને વિકારરહિત ભાસતો હતો. તે ચેહેરામાં દયાનો છાંટો જણાતો ન હતો, છતાં તે ક્રૂરતાના સ્પર્શથી રહિત હતો. તેણે લાગણીરહિત સ્વરે કહ્યું,

"દિલશાદ ! દિલશાદ ! તું મારા ઘરનું અજવાળું છે, તું મારી નૂરેનજર છે, એ કબૂલ. પરંતુ જો દીકરીનો પ્રેમ મને બેઇમાની શીખવતો હોય, મને મારા કર્તવ્યમાર્ગથી ભ્રષ્ટ કરતો હોય, મારા દેશહિતની આડે આવતો હોય, તો મને તેવા પ્રેમની ગરજ નથી. ઓ ખોફનાક ! અરે, મારા હૈયામાં શું થાય છે ? અરે, મારા કાનમાં આ કોણ મધુરો ગણગણાટ કરે છે ? નહિ, નહિ; હું તે સ્વરપર ધ્યાન આપીશ નહિ. આવ, આવ; સખ્તાઈ ! તું મારા હૈયારૂપી કિલ્લાપર પહેરો ભર કે રહમદિલી તેમાં પ્રવેશ કરે નહિ."

દરવાજો ઉઘડ્યો. ઇનાયતખાં અંદર દાખલ થયો. તેની પાછળ સિપાઇઓ પણ અંદર આવ્યા.

"ઉમરાવ સાહેબ! આમને મારો હુકમ કહી સંભળાવ્યો છે ને? તો બસ્સ. લઈ જાવ આમને, અને શિક્ષા અમલમાં આણો," સુલ્તાન કુલિખાંએ કહ્યું.

દિલશાદ ઉઠી, દોડી, અને ઇક્રામુદ્દૌલાને વળગી પડી.

"નહિ, હું નહિ મરવા દઉં," તેણે કિકિયારી મારી કહ્યું; "જોઉં છું જે મને કોણ અળગી કરે છે? જો હજરતને ફાંસીની સજા ફરમાવવી હોય, તો ત્યાર પહેલાં મને પણ તેજ સજા ફરમાવો. જો એમના શરીરને વીંધી નાખવું હોય, તો પહેલાં મારા શરીરને વીંધી નાંખો. મારા શરીરને વીંધ્યા વગર એમનું શરીર વીંધાવા નહિ દઉં."

"લઈ જાવ, જલ્દીથી લઈ જાવ," સુલ્તાન કુલિખાંએ કહ્યું.

ઇક્રામુદ્દૌલાએ દિલશાદને હળવેથી છૂટી કરી, તેને હજરત ઇનાયતખાંને સ્વાધીન કરી. એક પ્રેમભરી દૃષ્ટિ નાંખી સિપાઇઓને ઉદ્દેશીને કહ્યું,

"હું તૈયાર છું."

સિપાઇઓના નાયકે આજ્ઞા કરી કે, સિપાઇઓ હારબંધ પટાંગણ તરફ ચાલ્યા. તેમની સાથે ઇક્રામુદ્દૌલા જવા લાગ્યો. જતાં જતાં તેણે પાછળ દૃષ્ટિ કરી, પણ તે એક ઝાંખી પૂરતી.

દિલશાદ ઇનાયતખાંના હાથમાંથી છૂટી થઈ તેની પાછળ દોડવા ગઈ, પણ એટલામાં કોઇએ દરવાજો બંધ કર્યો. તે ઇક્રામુદ્દૌલાના નામનો પૂકાર કરવા લાગી. બારણાને ઠોકવા લાગી. આખરે હતાશ થઈ તે પોતાના પિતા તરફ વળી બોલી,

"શું આપને જરા પણ દયા નથી? શું આપ સર્વને કંઈ પણ કદર નથી? અહાહા! મરતાં મરતાં પણ જે ઉપકાર કરી ગયો તેનો આ બદલો! આ શું ઘટિત છે? યોગ્ય છે? ન્યાય્ય છે? પણ હાય! ઈશ્વરને ઘેર દયા નથી; નહિ તો આમ કેમ થાય? ઓ મારા ખુદા! હું આ શું જોઉં છું? મને મોત કેમ નથી આવતું?" એટલું કહી તેણે હાથવતી કપાળ કુટ્યું, અને મૂર્છા ખાઈ જમીનપર પડી.

આણી તરફ મલેક મુબારક તે સગડી કે જેમાં તે પત્ર ભસ્મીભૂત થયો હતો ત્યાં જઈ ઉભો રહ્યો. એ પત્ર જો તેના હાથમાં હોત તો સુલ્તાન કુલિખાં તેના સપાટામાં આવત, અને તેણે કંઈ નવું જુનું કરી બતાવ્યું હોત. કંઈ નહિ તો વરંગુલમાં તેણે સત્તા, પોતાની સત્તા બેસાડી હોત. તેને આ સાંભરી આવતાં દિલમાં ચીરા પડવા લાગ્યા. તે પોતાના નસીબને દોષ દેવા લાગ્યો.

ઇનાયતખાં દિલશાદને પવન નાંખવા લાગ્યો, અને નોકરને બોલાવી શયનગૃહમાં તેને લઈ જવા આજ્ઞા કરી. સુલ્તાન કુલિખાં પાષાણનાં પુતળાની માફક નિસ્તબ્ધ, જાણે તેની વિચારની કે વાચાની શક્તિ ગુમ થઈ હોય તેમ ઉભો રહ્યો.



# પ્રકરણ ૨૧ મું
## પ્રેમની ઉષા

ઇક્રામુદ્દૌલા તે કિલ્લાના પટાંગણમાં ઉભો હતો. સામે સિપાઇઓની હાર ગોઠવાઈ હતી, અને તેમની બાજુમાં તેમનો નાયક ઉભો હતો. તે સુલ્તાન કુલિખાંની ફરમાવેલી સજા અમલમાં મૂકવા તૈયારી કરી રહ્યા હતા. પટાંગણમાં મસાલનું અજવાળું ભડભડ બળતું હતું. રાત્રિ શૂન્યસુનકાર ભાસતી હતી.

તે નાયકે ઇક્રામુદ્દૌલાને ઉદ્દેશી કહ્યું,

"હજરત ! આપ તૈયાર છો ?"

શાંત ગંભીર સ્વરે પ્રત્યુત્તર મળ્યો,

"સેવક તૈયાર છે. મારે ખુદાની બંદગી ગુજારવી હતી તે હું ગુજારી ચુકયો છું."

તેઓ તેને લઈ જવાની તૈયારી કરવા લાગ્યા. શાંત મુદ્રાએ મૃત્યુને આલિંગન કરવા જનાર આ વીર નર તરફ સઘળાની આંખ ચોંટી હતી. સઘળાનું ધ્યાન એક ટશે એની તરફ વળ્યું હતું. દરવાજાપરના પહેરેગીર પણ આ દેખાવ જોઈ રહ્યા હતા. તેઓ એમાં એવા તો મશગુલ થયા હતા કે, દરવાજામાં એક જણ તે વેળા દાખલ થઈ અંદર ચાલ્યું ગયું તેનું પણ ભાન તેમને રહ્યું નહિ.

ઇક્રામુદ્દૌલાનો ચેહેરો શાંત અને ગંભીર હતો. દિલશાદના પ્રેમે તેની અંતરવ્યથા પર અમૃતસિંચન કર્યું હતું તેથી તેની યાતના દૂર થઈ હતી. એક પ્રકારનો આનન્દ તેના મનમાં થયો હતો, અને તેના હૈયામાં એક પ્રકારની હિંમત આવી હતી. મૃત્યુના ભયની લેશ પણ છાયા તેના મોંપર જણાતી ન હતી. તે નિડરતાથી, નિઃશંકપણે પોતાની સજા ભોગવવા તૈયાર થયો હતો. તેનો આવો ભાવ જોઈ કેટલાકના મનમાં તેને માટે માનની લાગણી ઉત્પન્ન થઈ. તે સિપાઇઓનો નાયક ક્રૂર સજાનો આદેશ આપવા જતો હતો. તેના મોંથી શબ્દો બહાર પડવાની તૈયારીમાં હતા, એટલામાં એક માણસ ઇક્રામુદ્દૌલા પાસે આવી સામો ઉભો.

"આપ કોણ છો ?" નાયકે પૂછ્યું; "આપને અહીં શું કામ છે ? આપ કોઈ ફકીર જેવા જણાઓ છો ?"

"નામદાર સુલ્તાન કુલિખાં કયાં છે ?" તે ફકીરે સવાલ કર્યો.

"અંદરના ઓરડામાં હજરત બીરાજે છે," નાયકે જવાબ વાળ્યો.

"તો આપ મહેરબાની કરી નામવરને અરજ ગુજારો કે આપ અહીં પધારે. હું ઘણી અગત્યની ખબર લઈ આવ્યો છું. આ ખબર ઘણી જ જરૂરની છે, અને તે ખબરથી આ માણસની સ્થિતિ બદલાઈ જવાનો સંભવ છે એટલું જ નહિ, પણ એ ખબરથી હજરતને પણ આનંદ અને સંતોષ થાય, તો તે નવાઈ જેવું નથી."

"તો શું આપ હજરતને અહીં તેડાવવા ચહાઓ છો ?" તે નાયકે પુનઃ પ્રશ્ન કર્યો.

"જી, હા, સિપહસાલાર સાહબ !" ફકીરે જવાબ વાળ્યો; "આ ખુદાનો બંદો આપને એ જ અર્જ કરી રહ્યો છે."

તરત જ એક સિપાઇને સુલ્તાન કુલિખાંને બોલાવવા માટે મોકલવામાં આવ્યો. અને થોડીવારમાં સુલ્તાન કુલિખાં, ઇનાયતખાં અને મલેક મુબારક ત્યાં હાજર થયા.

"મને તેડવાને માટે આપે માણસ મોકલ્યો હતો?"

"જી, નામવર! આ બંદો આપના દર્શનનો ખ્વાયશમંદ છે. ગરીબપનાહ! કંઇક અગત્યની ખબર લઇને આવ્યો છું, માટે આપને તસ્દી આપવી પડી છે, જે માટે આપ મને ક્ષમા કરશો. આપ જાણીને ખુશ થશો કે, આલમપનાહના ઇકબાલે યારી આપી; દુશ્મનનાં મોં કાળાં થયાં, શાહે સલ્તનતની ફતેહ થઈ છે, તથા બાગી ઉમરાવો તેમને શરણુ થયા છે, અને ગરીબપરવરે ઉદાર દિલથી તેઓને માફી બક્ષી છે, એટલું જ નહિ પણ જાગીર પાછી બક્ષી તેમને તેમની પદ્દી પણ પાછી આપી છે. હું મારા આકા તરફથી આ ખત લાવ્યો છું. જેપરથી આપને સર્વ હકીકત વિદિત થશે," એટલું કહી નમન કરી તે પત્ર સુલ્લતાન કુલિખાંના હાથમાં મૂકયો. એક સિપાઈ મસાલ લઈ આગળ આવ્યો. સુલ્તાન કુલિખાં પત્ર વાંચવા લાગ્યા.

આપણે સુલ્તાન કુલિખાંને તે પત્ર વાંચવા દઈ જરા ઐતિહાસિક બીના તરફ વળીએ.

વાંચનારને અમે આગળ ઉપર જણાવી ગયા છીએ કે શાહ મહંમદના વર્તનથી સલ્તનતના ઉમરાવોમાં ઘણો અસંતોષ ફેલાયો હતો, અને કેટલાક પ્રકટ-પણે સુલ્તાનનું સ્વામિત્વ ફેંકી દઈ સ્વતંત્ર થવા પ્રયત્ન કરવા લાગ્યા હતા. આ ઉમરાવોમાં દસ્તુર દિનાર નામનો હબસી ગુલામ, જેના હસ્તકમાં કુલબર્ગ, સાગર, આલંદ વગેરે પ્રાંતો અને ભીમા નદીની પાસેના પ્રદેશની સુબાગીરી હતી. તેણે સ્વતંત્ર થવાને પ્રયત્ન શરુ કર્યો. આ હેતુ સાધવાને માટે તેણે રાજ્યના કેટલાક ઉમરાવોને પોતાના પક્ષમાં લેવાને પ્રયત્ન આરંભ્યો હતો અને કેટલાક તટસ્થ રહે તો શાહની સામેના પ્રયત્નમાં પોતાને ફતેહ મળે તે દરમ્યાન તેઓ તટસ્થ રહે એમ ધારી તેણે કેટલાક સ્તંભરૂપ ઉમરાવોને પોતાના પક્ષમાં મેળવી લીધા હતા. મલેક અહંમદ બહેરીની તેણે મદદ માગી, જે તેણે ઘણી ખુશીથી સ્વીકારી; કારણ કે, દસ્તુર દિનાર એ દૃષ્ટિએ મલેક અહંમદ બહેરીનો ભાઈ થતો હતો. ઇતિહાસના વાંચકોને એ વાત પરિચિત હશે કે વીર્ય-શાળી ઉમરાવ નિઝામ-ઉલ-મુલ્ક, મલેક અહંમદ બહેરીના પિતાએ, દસ્તુર દિનારને નાનપણમાં પોતાનો છોકરો કરી લીધો હતો, અને આ કારણને અંગે તે દસ્તુર દિનારને લશ્કરથી સહાય આપવા પ્રસ્તુત થયો હતો. દસ્તુર દિનારની ઇચ્છા એ હતી કે, જો સુલ્તાન કુલિખાં આ કામમાં પોતાને મદદ આપે તો ઠીક, અને મદદ ન આપે તો તટસ્થ રહે તોપણ સંતોષજનક કામ પાર પડે, એટલા માટે તેણે પાયતખ્તમાંથી ઈકાસુદૌલાને સંદેશા સાથે આ કાર્ય સિદ્ધ કરવા મોકલ્યો હતો. અને મલેક મુબારક જે દુધમાં અને દહીંમાં પગ રાખતો હતો તેને સાધી કામ લેવાનું હતું. આણી તરફ કાસિમ બરિદ વજીરે-સલ્તનત જેના હાથમાં શાહ રમકડું હતું, જે શાહને પોતાની મરજી મુજબ નચાવતો હતો, તે મલેક મુબારકખાંના સ્વભાવથી પુરતી રીતે વાકેફગાર હતો, તેથી તેણે અયરુન્નિસાને જાસૂસ તરીકે ત્યાં મૂકી હતી, અને તેની દ્વારા તે ત્યાંની હકીકતથી પૂરતો વાકેફ રહેતો હતો. આ પ્રમાણે દરેક જણ પોતપોતાનો સ્વાર્થ સાધવા તત્પર થયા હતા. કાસિમ બરિદને સુલ્તાન કુલિખાં પ્રત્યે સદ્ભાવ ન હતો, પરંતુ આવી વખતે શાહને કદાચ મદદ કરવા દોડી જાય એ સંભવિત હતું, અને કદાચિત ઈકાસુદૌલા પોતાના કાર્યમાં સફળતા પ્રાપ્ત ન કરે તો એમ બનવામાં

કંઈ મુશ્કેલી ન હતી. આ કારણને લઇને દસ્તુર દિનારે પોતાના એક જાસૂસને વરંગુલ મોકલ્યો હતો જેને આપણે ફકીરના વેશમાં જોયો હતો. ફરીથી વળી દિલશાદ અને ઇક્રામુદ્દૌલા નસીમાબાદ તરફ જતાં હતાં ત્યારે તેમને તે રસ્તામાં મળ્યો હતો, અને દુશ્મનના માણુસ સાથે લડતાં લથડીયાં ખાતાં તેઓ બન્ને નદીમાં ગબડી પડ્યા હતા. તે કીંમતી દસ્તાવેજ ચોરવા અને સુલ્તાન કુલિખાંને ત્યાં અટકાવવાની પેરવી માટે આવ્યો હતો; આપણે તેને ફરીથી મળીશું, પણ ત્યાર પહેલાં દસ્તુર દિનારે ઉઠાવેલા બંડનું શું થયું તે જોઈએ.

કાસિમ બરિદ જે આ ઉમરાવોના કાવાદાવા તોડવાને માટે પ્રયત્ન કરી રહ્યો હતો તેણે શાહની ભંભેરણી કરી કે, મનસબદાર જેઓ તુર્ફદારની સાથે રહેતા હતા તેઓ શાહી સત્તાનો અનાદર કરતા હોવાથી તેમને પાયતખ્ત બોલાવવા. આ પ્રમાણે હુકમ ફરમાવવામાં આવ્યો. આ સંધિ જોઈ દસ્તુર દિનારે પોતાના નામનો ખુત્બો વંચાવ્યો અને પોતાની સ્વતંત્રતા જાહેર કરી, કેટલાક કિલ્લા કબજે કર્યા અને ત્યાંના અમલદારોને પદભ્રષ્ટ કર્યા. આ ખબર મળતાં જ કાસિમ બરિદે યુસફ આદિલની મદદ માગી. યુસફે પોતાના અમલદાર ગજનફરબેગ, દરિયાખાન વગેરેને મોકલી આપ્યા, અને મહંમદશાહને અર્જ કરી કે તે પોતે શાહની ખીદમતમાં હાજર થયો હોત, પરંતુ તેમ કરવું કેટલાંક કારણોને લીધે ઉચિત નથી. પાછળથી યુસફ આદિલને ખબર મળી કે ખ્વાજા જહાં મલેક અહંમદ બહેરીના કહેવાથી મોટું સૈન્ય લઈ દસ્તુર દિનારને મદદ કરવા જાય છે; તથા મલેક અહંમદ બહેરી પણ સૈન્ય લઈ તેમને મળવા અને સહાય આપવા પ્રસ્તુત થયો છે. આ ખબર મળતાંની વાર યુસફ પંડે શાહની સેવામાં હાજર થયો. દસ્તુર દિનાર આઠ હજાર ઘોડેસ્વાર અને બાર હજાર પાયદળ, જે ખ્વાજા જહાંના હાથ નીચે હતું તે સૈન્યસહ સામો થયો, પરંતુ નસીબે યારી આપી નહિ, અને તેને સખ્ત હાર ખાવી પડી, એટલું જ નહિ, પણ તે કેદ પકડાયો. મહંમદશાહે પોતાના વજીરની સલાહથી તેને પ્રાણદંડની સજા ફરમાવી હોત, પરંતુ યુસફ આદિલ જે કાસિમ બરિદની પ્રબળ સત્તાને વધારે પ્રબળ થતી જોવા ઇચ્છતો ન હતો તેણે શાહનો આ વિચાર ફેરવી નંખાવ્યો. શાહને તેને માફી બખ્શવા અરજ ગુજારી, જે શાહે કબૂલ રાખી, અને તેને તેની તુર્ફદારી પાછી અપાવી. મલેક અહંમદ બહેરીને આ સમાચાર મળતાં તે અડધે રસ્તેથી જ અહંમદનગર ચાલી ગયો.

આમ જે બંડમાં સુલ્તાન કુલિખાંને સામેલ કરવા માગતા હતા, અને તેના વિરુદ્ધ કાવાદાવા ચાલતા હતા, તેમાં ન તો સુલ્તાન કુલિખાં કંઈ ભાગ લઈ શક્યા વા ન દુશ્મનો કંઈ કરી શક્યા. ઘરની ખટપટમાં તેઓ ત્યાં જ રોકાઈ પડ્યા.

પત્ર વાંચી રહ્યા પછી તીક્ષ્ણ દૃષ્ટિએ ફકીર તરફ જોઈ કહ્યું:—

"ત્યારે આપ ફકીર નહોતા પણ જાસૂસ છો, નહિ વારુ? મેં તમને ફકીર જાણી માન આપ્યું અને જતા કર્યા; પણ તમે જાસૂસ થઇને પાછા ફર્યા?"

"નહિ નામવર!" ફકીરે જવાબ આપ્યો, "હું તો અત્યારે એક પ્રતિનિધિ તરીકે આવું છું. જ્યારે હું આપને ત્યાંથી નીકળ્યો ત્યારે રસ્તામાં ભારે મુસિબત નડી. મને પ્રથમ તો ચિત્તાઓએ ફાફરડી ખાવા માંડ્યો. તેમના સપાટામાંથી છૂટ્યો, ત્યારે બે બદમાશોએ મારાપર હુમલો કર્યો. એકને છોડ્યો, પણ બીજો

તો ગુંદની માફક વળગ્યો. અમે બન્ને જણ નદીમાં પડ્યા, પણ ખુદાની મહેરથી હું મારી જાન બચાવી શક્યો. રસ્તામાં મને બે માણસો આ તરફ આવતા મળ્યા. તેઓને મને શોધી કાઢવાનો આદેશ હતો, અને જો હું ન મળું તો આ ખત આપને પહોંચાડવાને તેમને ફરમાવવામાં આવ્યું હતું. હજરત! આપ જોશો કે, મેં મારી ફરજ અદા કરી છે."

"નીચ, બદમાશ! પાજી!" સુલતાન કુલિખાંએ કહ્યું; "પણ મારી દીકરીનાં લગ્ન તો તારે હાથે જ થયાં હતાં ને?"

"નહિ હજરત!" તે જાસુસે કહ્યું, "નામવર! શાહજાદી સાહિબાનાં લગ્ન થયાં જ નથી. હજી તેઓ કુંવારાં છે. આ વાતની આપને ખબર નહિ હોય, પણ હજરત ઇક્રામુદ્દૌલા આ વાત જાણતા હતા. મેં આ વાત ન જણાવવા દશ દિવસ સૂધી મના કરી હતી. કારણ કે દશ દિવસમાં હું ક્યાંનો ક્યાં પહોંચી ગયો હોત તે આપના જાણવામાં આવત નહિ."

"દિલશાદનાં લગ્ન થયાં નથી! એ શી રીતે?" સુલતાન કુલિખાંએ પૂછ્યું.

"હજરત! આ બંદાની ગુસ્તાખી માફ કરો તો બધી હકીકત આપને જણાવું."

"અત્યારે તો ગુસ્તાખી માફ કરવાની વાત કરે છે, પણ વળી વધારામાં ઇનામ પણ માગી લેને?" સુલતાન કુલિખાંએ કહ્યું.

"ઇનામ આપો તો નામવર! આપની દયા, આપના દયાળુ હૃદયની કીર્તિ જહાંરોશન છે."

"વારુ, પણ હકીકત શી છે ને તો જણાવ," ઇનાયતખાંએ કહ્યું.

"હજરત! પણ ખતાની માફી કબૂલ છેને?"

"કબૂલ, કબૂલ, કંઈ નહિ તો જોઈ લેવાશે. તારી હકીકત શી છે, તે પ્રથમ જણાવ."

"વારુ તો ગરીબ પનાહ!" ફકીરે કહ્યું, "આપ આ પત્ર પરથી જાણી શક્યા હશો કે બંદો ખરેખર ફકિર નથી, પરંતુ જાસૂસ છે. મને હજરત દસ્તુર દિનારખાંએ એક કઠિન કામની સોંપરત કરી હતી, અને તે એ કે, આપના કેટલાક કીંમતી દસ્તાવેજ મારે છૂપી રીતે કાઢી લેવાના હતા, અને આપને બને તો અમારા પક્ષમાં સામેલ કરવા; નહિ તો, બીજી કંઈ બાજી રચી આપને આ વેળાએ શાહને મદદ કરવા જતા અટકાવવા. જ્યારે હું વરંગુલ આવ્યો ત્યારે કેટલીક હકીકતથી હું વાકેફગાર હતો, અને કેટલીક હકીકત ત્યાં આવી જાણી. આપને ત્યાં હું આવીને રહ્યો, ત્યારે આપે મારી સેવામાં એક બાંદીને રોકી હતી. આ બાંદીના કહેવાથી હું જાણી શક્યો કે, શાહજાદી સાહિબા દિલશાદખાનમ મલેક મુબારકખાં સાથે અંતરથી લગ્ન કરવા રાજી નથી, પણ કંઇક કારણસર તેઓ તેમ કરવા પ્રસ્તુત થયાં છે. તે બાંદીએ આ લગ્ન ન થાય તો ઠીક એમ ઇચ્છા દર્શાવી. આ ઉપરાંત બીજી બીના એમ બની કે, ખયરુન્નિસા જે જાહેરમાં મલેક મુબારકખાંને ત્યાં રહેતી હતી, પરંતુ ખરેખરી રીતે તો તે સામા પક્ષમાં ભળેલી હતી, અને જ્યારે તે કળી ગઈ કે, મલેક મુબારકનો વિચાર શાહજાદી સાહિબા સાથે લગ્ન કરવાનો છે, ત્યારે તેણે મલેક મુબારકખાંપર વેર લેવા નિશ્ચય કર્યો. અને આ શાદી બને તો અટકાવવી એમ મને આગ્રહપૂર્વક આજીજી કરી. મેં પણ ધાર્યું કે, આ ઘોટાળામાં આપ કદાચ અહીં જ રહી પડશો તેથી એ કામ માથે ઉઠાવ્યું, અને

મને એમ પણ લાગ્યું કે, એમ કરવાથી શાહજાદી સાહિબા જ્યારે ખરી હકીકત જાણશે ત્યારે ખુશી થશે. આથી તે બાંદીને મેં સાધી. ઝુલ્ફનની એક દૂરની સગી તેને તે દિવસે મળવા આવી હતી; એને શાહજાદી સાહિબાનાં વસ્ત્ર પહેરાવ્યાં, અને શાહજાદી સાહિબાને તો એક પ્રકારના નશાની દવા આપી હતી જેથી તેઓ નશામાં ચૂર એક ઓરડીમાં સુતાં હતાં. લગ્ન ઉતાવળમાં થવાનાં હતાં એથી કોઇના સમજવામાં આ વાત આવી નહિ. તે બાંદીની સગી તરત બીકની મારી ત્યાંથી ચાલી ગઈ. શાહજાદી સાહિબા, જ્યારે નશામાંથી જાગૃત થયાં ત્યારે એમ જ સમજ્યાં તેમનાં લગ્ન થઈ ચૂકયાં હતાં. આપ જોઈ શકશો કે આ કામ કરવામાં મારી મુરાદ ખોટી ન હતી.

"બીજી વાત એ છે કે, આ હજરતને આપના કાગળ ચોરનાર તરીકે પકડવામાં આવ્યા હતા, પરંતુ તેઓ તદ્દન નિર્દોષ છે. માત્ર તેઓ સંજોગના ભોગ થઈ પડ્યા હતા; કારણ કે એ કામ કરનાર આ સેવક હતો. જ્યારે આપ આપના કમરામાં બંદાને એકલો છોડી ચાલી ગયા ત્યારે આ કમતરીને લાગ મળતાં સંદુક ઉઘાડી તે કાગળો કાઢી લીધા હતા, અને તેની નક્કલ ઉતારી લીધી હતી. હું એ કાગળો પાછા મુકવા જતો હતો એજ વખતે આપને હજરત ઇકામુદૌલા સાથે ત્યાં દીઠા. મારા હાથમાં કાગળો જોતાં જ આપને વેહેમ આવશે, અને મને કદાચ પકડશો, એમ ધારી સમયસૂચકતાથી તે કાગળોને મેં હજરત ઇકામુદૌલાના જામામાં સેરવી દીધા. મારી ધારણા એવી હતી કે લાગ મળતાં હું તે કાગળોને કાઢી લઈ પાછા હતા ત્યાં રાખી દઇશ, પરંતુ લાગ મળે શાનો? હજરત ઇકામુદૌલા જામો પહેરી ચાલી નીકળ્યા. મેં તેમને ઘણી ઇશારત કરી, પણ તેઓએ મારા તરફ જરા પણ ધ્યાન આપ્યું નહિ. આપને કાગળ ન મળતાં આપે તેમની પુંઠ પકડી, કાગળો તેમની પાસેથી મળી આવ્યા; તેમને ખત્તાવાર લેખી આપે બંદિખાનામાં નાખ્યા. આણી તરફ બીબી ખયરુન્નિસાએ રૌનક મહેલ છોડી જવાનો નિશ્ચય કર્યો. તેઓને અને હજરતને કંઇક આગળનો પરિચય હતો, અને તેમની જ દ્વારા તે જાણી શકયો. હજરત પણ જે કામને માટે હું આવ્યો હતો તેવા જ પ્રકારના કામને માટે પધાર્યા હતા, તેથી બીબી ખયરુન્નિસાની તેમને છોડવવાની માગણી પણ મેં સ્વીકારી. વળી અધુરામાં પૂરો મારે હાથે તેમને અન્યાય થયો હતો, તેથી મેં તેમને છોડવવા યુક્તિ રચી. તકદીરે તેમાં મને યારી આપી. હજરતને મેં છુટા કર્યા, અને આ લગ્નની હકીકતની લેખીત સાબીત તેમને સ્વાધીન કરી, અને કસમ ખવરાવ્યા કે દશ દિવસ પહેલાં એ કાગળ ફોડવો નહિ, અગર તેમાંની હકીકત કોઇને જણાવવી નહિ; કારણ કે દશ દિવસમાં તો હું ક્યાંનો ક્યાં પસાર થઈ જઇશ એની મને ખાત્રી હતી. બાદમાં ફરીથી હજરતનો અને શાહજાદી સાહિબાનો ભેટો થયો. દુશ્મનના માણસ સાથે લડતાં હું નદીમાં પડ્યો, પરંતુ ખુદાની મહેરથી બચી ગયો. તરત જ હું મારા આકાની હજુરમાં જવા નીકળ્યો. પણ રસ્તામાં જ બે માણસો મળ્યા, જેઓ રુક્કો લઈ આપની હજુરમાં આવતા હતા. તેમના કહેવાથી શાહેસલ્તનતની ફતેહના મુબારક સમાચાર મળ્યા, અને એ કાગળ લઈ હું આપની સેવામાં હાજર થયો. બાકીની હકીકત તો આપને રોશન છે."

"ઓ બદકાર! આજ તું તારા આકાનો પત્ર લઇને આવ્યો છે એ ખરી

વાત. તારા તેવા સાત આકાની પરવા મેં કરી નહોત, અને તને ગરદન માર્યો હોત; પરંતુ બે કામને લીધે તને તારા ગુન્હાની માફી આપું છું. પહેલું તો એ કે, તેં મારી નૂરેનજરનાં લગ્ન નથી થયાં એ વાત સાબીત કરી એ ઠીક છે; પણ એથી વધારે મહત્વની બાબત એ છે કે, તેં એક નિરપરાધી આદમીની જાન જતી બચાવી છે, અને ભારે ખરાબ કામ થતું અટકાવ્યું છે." ઇકામુદ્દૌલા તરફ વળી સુલ્તાન કુલિખાંએ કહ્યું, "પણ હજરત! મને આશ્ચર્ય લાગે છે કે, આપે આ આદમીની લેખી કબુલાતનો ઉપયોગ કેમ કર્યો નહિ? આ કહે છે તે કાગળ ક્યાં છે?"

ઇકામુદ્દૌલા સ્થિર ઉભો હતો ત્યાંથી આગળ સર્યો. તેણે આ સર્વ સાંભળ્યું હતું, અને અત્યારે તેનો આત્મા સ્વર્ગનો આનન્દ ભોગવતો હતો. તેનું દુઃખ અને મરણભય ટળી ગયાં હતાં. નવજીવન અને પ્રેમનાં રમ્ય સ્વપ્નાં તેની આંખો આગળ તરવરતાં હતાં. તે સુલ્તાન કુલિખાંનો પ્રશ્ન સાંભળી જરા આગળ સર્યો.

"આ બદમાશની કબુલાતનો આપે ઉપયોગ કર્યો કેમ નહિ?" સુલ્તાન કુલિખાંએ ફરીથી પૂછ્યું, "અને સજા કેમ પત કરી?"

"નામવર! વાત એ હતી કે, શાહજાદી સાહિબાએ તે પત્રનો નાશ કરી નાંખ્યો હતો. જ્યારે અમે વરંગુલમાંથી ચાલી નીકળ્યાં અને આ જંગલના પહાડોમાં આવ્યાં, ત્યારે મોકો મળતાં તેમણે તે પત્ર મારા ખીસામાંથી કાઢી, તેના કટકેકટકા કરી ફેંકી દીધો. તેઓ આપને મલેક મુબારકના પંજામાંથી છોડવવાને એટલાં તો આતુર હતાં કે, તેમણે આગળપાછળનો વિચાર પણ કર્યો નહિ, અને તેમણે પોતાને હાથે પોતાની નિર્દોષતાની સબૂતનો નાશ કર્યો."

"ખયર! તો આપે મને આ વાત આપનો ઇન્સાફ કરતી વખતે શા માટે ન જણાવી?" સુલ્તાન કુલિખાંએ પૂછ્યું.

"કારણ કે, આપે મારા કથનપર ભાગ્યે જ વિશ્વાસ રાખ્યો હોત! સબૂત તો હતી નહિ, ને તેના નાશની યાદ આપી શાહજાદી સાહિબાનું દિલ રંજ કરવું, એ ઠીક ન હતું."

આમ તેઓ વાતચીત કરતા હતા, એટલામાં મલેક મુબારક કોઇના જોવામાં ન આવે તેમ ત્યાંથી પોબારા ગણી ગયો. સઘળાનું મન આ ખૂશ ખબરમાં મશગુલ હતું, અને તેઓનું ધ્યાન ઇકામુદ્દૌલાપર વળ્યું હતું.

"હજરત!" સુલ્તાન કુલિખાંએ આનંદવ્યંજક મંદ સ્વરે કહ્યું, "આપ મુક્ત છો. આપને મારે હાથે ગેરઇન્સાફ થયો છે. મેં આપને માટે ખોટા વિચાર બાંધ્યા હતા, આપને એક નીચ જાસૂસ માની લીધા હતા, પરંતુ તે પાક રહિમકરિમની મહેરથી આપના પરના એ ઇલ્જામ નિરાધાર અને ખોટાં ઠર્યાં છે, અને આપની સચ્ચાઈ પૂરવાર થઈ છે. આપના દિલનો ચકરાર મેં નામંજૂર કર્યો હોત, પરંતુ તે બીજાના કહેવાથી સાચો ઠરવામાં અધિક આનંદ થયો છે. અને આ ખૂશ ખબરથી બીજાઓનાં દિલ પણ આનંદથી નાચે છે. દિલશાદના દિલપર આપે કાબૂ મેળવ્યો છે, અને હું પણ તેને આપની સાથે શાદીની રજા આપું છું. ઈશ્વર આપને સુખી રાખે અને ભવિષ્યમાં ચઢતી કરે. દિલશાદ પણ કમરામાં ગમગીન બેઠી છે, પરંતુ આપના દર્શનથી તેને આનંદ થશે, તેના સુકાયલા પ્રાણમાં નવ જીવનનું અમૃત રેડાશે."

ઇક્રામુદ્દૌલા તરત અંદર વળ્યો. તેની આંખો પ્રેમ અને આનંદથી થનથન નાચતી હતી. તેની મુદ્રામાં અપૂર્વ ઉત્સાહ ભાસતો હતો. તેણે ઓરડામાં જતાં જોયું તો કોઈ મળે નહિ. ખાલી બત્તી બળતી હતી. "શાહજાદી સાહિબા!" કહી ઇક્રામુદ્દૌલાએ બૂમ મારી, પણ તેનો પ્રત્યુત્તર મળ્યો નહિ. ઇક્રામુદ્દૌલાનો જીવ ઉડી ગયો. તે નિરાશ થઈ બહાર આવ્યો. સામો જ તેને એક નોકર મળ્યો. ઇક્રામુદ્દૌલાએ તેને પૂછ્યું,

"શાહજાદી સાહિબા ક્યાં છે?"

"કોણ?" તે નોકરે આશ્ચર્ય પામી સામો સવાલ કર્યો.

"દિલશાદખાનમ!" ઇક્રામુદ્દૌલાએ જવાબ વાળ્યો.

"હાં, હાં, હજરત મલેક મુબારકખાં થોડી વાર થઈ તેઓને લઈ ચાલી ગયા. તેઓ વરંગુલ આજ જવાના હતા, અને તેઓ સિધાવ્યા."

પૂતળાંની માફક ઇક્રામુદ્દૌલા સ્થિર ઉભો રહ્યો. ક્ષણભર તેના હોશકોશ ઉડી ગયા. તેને મલેક મુબારકપર ગુસ્સો આવ્યો, અને તે એવા આવેગથી કે શું કરવું, તેની તેને સુઝ પડી નહિ. મલેક મુબારકે છેલ્લી ઘડીએ તેના હાથમાં આવેલી બાજી વણસાડી. તે ચાલાકી કરી ત્યાંથી સટકી ગયો; આ વિજયોત્સવને વખતે તેની મહેનતપર પાણી ફેરવ્યું. હાથમાં લીધેલો અમૃત કુંપ મોંએ માંડતા ઢળી ગયો. વૈરની પ્રબળ લાગણી હુતાશન માફક પ્રકટી આવી. તેણે મલેક મુબારક પર વૈર લેવા નિશ્ચય કર્યો. તેની આંખોમાંથી વૈરનો અગ્નિ વર્ષવા લાગ્યો. તરત જ તે ઘોડાર ભણી ગયો, અને રાવતને પૂછ્યું,

"હજરત મલેક મુબારક ક્યાં છે?"

"તેઓ થોડી વારપર અહીંથી રવાના થયા."

"એકલા કે કોઈ સાથે હતું."

"જી, સાથે કોઈ બાનુ હતાં," તે રાવતે જવાબ વાળ્યો.

"ઠીક તો એક ચપળ ઘોડો આણ તો," ઇક્રામુદ્દૌલા બોલ્યો. ઘોડો આવતાંની વાર તે સ્વાર થઈ ચાલી નીકળ્યો. સુલ્તાન કુલિખાં અને ઇનાયતખાં તેને દરબારમાંથી જતો જોઈ આભા બની જોઈ રહ્યા. ઇક્રામુદ્દૌલાનું ધ્યાન એક જ બાબતમાં લાગ્યું હતું. તેની પોતાની આસપાસની સ્થિતિનું ભાન ન હતું.

આકાશમાં ચંદ્ર ઉગી નીકળ્યો હતો. તેના ધવલ પ્રકાશમાં પૃથ્વી સ્નાન કરી રહી હતી. વૃક્ષો અને પર્વતના શિખરોનો દૃશ્ય મનોહર જણાતો હતો. ઇક્રામુદ્દૌલા નગ્ન તરવાર હાથમાં લઈ ઘોડાને વેગથી દોડાવતો રસ્તો કાપતો હતો. પ્રથમ તો તેને રસ્તામાં સહેજ અડચણ નડી, પણ કંઇક પ્રેરણાથી તે વિચાર કર્યા વગર માર્ગ કાપવા લાગ્યો. રસ્તામાં ઘોડાની ખરીઓનાં ચિહ્ન સ્પષ્ટ દૃગ્ગોચર થવા લાગ્યાં. તે જોતાં અધિક ઉત્સાહથી ઇક્રામુદ્દૌલા રસ્તો કાપવા લાગ્યો. વૃક્ષમાંની ઘટામાંથી ગળાઇને ઠેકાણે ઠેકાણે ચંદ્રપ્રકાશ પડતો હતો.

એકાએક કારમી ચીસ ઇક્રામુદ્દૌલાને કાને પડી. તેણે ઘોડાની લગામ પકડી કયી દિશામાંથી તે સ્વર આવતો હતો તે નક્કી કર્યું, અને તે દિશા તરફ ઘોડાને વાળ્યો. તે કિકિયારી દિલશાદની હોવી જોઇએ, એમ તેના મનમાં થઈ આવ્યું, અને ખરેખર તે કિકિયારી દિલશાદની જ હતી. આપણા નાયકે ઘોડાને વેગથી દોડાવ્યો. તે બૂમ, તે દયાને માટે પ્રાર્થના, તેને માર્ગદર્શક થઈ પડી. તે નદી

ઓળંગી ઢળાવપર થઈ આગળ ચાલ્યો. તીરની માફક ઘોડો જતો હતો. સ્પષ્ટ રીતે દિલશાદનો અવાજ તે પરખી શક્યો. તે મલેક મુબારકને આજીજી કરતી હતી, દયાને માટે ભીખ માંગતી હતી. જ્યારે તે નિષ્ઠુર ઉમરાવ તેની આ યાચના હસી કાઢતો હતો. જોતજોતામાં તેઓ તેની દૃષ્ટિએ પડ્યાં. દિલશાદ છુટવાને માટે કોશેશ કરતી હતી. મલેક મુબારકે તેને ઘોડાપર આગળ બેસાડી હતી; ઘોડો કાબુમાં રહેવો કઠણ જણાતો હતો. સ્વચ્છ ચાંદરણામાં આ સર્વ ઇક્રામુદ્દોલા જોઈ શક્યો. પણ એટલામાં મલેક મુબારકને કાને ઘોડાની ખરીનો અવાજ આવ્યો. તેણે પાછું જોયું, અને જોતાંજ તેને ગુસ્સો આવ્યો. એક દૃષ્ટિમાં તે તેના શત્રુને ઓળખી શક્યો. તેણે ઘોડાને જોરથી એડી મારી, પણ પાછળથી મનમાં વિચાર આવતાં તેણે એકદમ લગામ પકડી દિલશાદને ઘોડા-પરથી નીચે ઉતારી, અને પોતે પણ જમીનપર કૂદી પડ્યો.

દિલશાદને જોતાંજ જીવમાં જીવ આવ્યો; ઇક્રામુદ્દોલા પણ લાગલોજ ઘોડાપરથી કુદી નીચે જમીનપર ઉભો અને કહ્યું,

"કેમ હજરત ! હવે શું કહેવું છે ?"

"કહેવાનું શું હોય ?" મલેક મુબારકે કહ્યું.

"શું હોય ?" ઈક્રામુદ્દોલાએ કહ્યું; "એજ કે, જ્યાં સુધી આ દેહમાં પ્રાણ છે, ત્યાં સૂધી વરંગુલમાં યા કહોને કે આ સલ્તનતની છાયામાં તમારે માટે સ્થાન નથી, વા જ્યાં સુધી મારા જીવમાં જીવ છે, ત્યાં સુધી આપને પણ નિરાંત નથી."

"વારુ, પણ આપણે શાહજાદીની છેલ્લી સલામ લઈ લઇએ."

"હા, લઈ લ્યો. છેવટની વખત જોઈ લ્યો. જો તેથી સંતોષ થતો હોય તો તેમ કરો. પણ શાહજાદીનું દિલ તો મેં ક્યારનું કબજે કરી લીધું છે."

મલેક મુબારકે તરવાર કાઢી, અને દિલશાદની તરફ દૃષ્ટિ કરી. તે પાષાણના પૂતળાની માફક શૂન્ય નજરે આ સર્વ જોઈ રહી હતી.

તે નિર્જન અરણ્યમાં સૂમસામ હતું. માત્ર તરવારનો ખણખણાટ કે તેમના શ્વાસોચ્છ્વાસ સિવાય અન્ય અવાજ કાને પડતો ન હતો. બન્ને જીવપર આવી પટાબાજી ખેલતા હતા. મલેક મુબારક પોતાનું સર્વ જોર વ્યર્થ વ્યય કરતો હતો. એકાએક ઇક્રામુદ્દોલા ઘુંટણે પડ્યો. મલેક મુબારક રીંછની માફક તેનાપર તલપ્યો. પણ ઇક્રામે એવી સિતાફીથી પટો ખેલ્યો કે મલેક મુબારકની તરવાર એમને એમ સ્પર્શ કર્યા વગર ગરદન આગળથી પસાર થઈ. ઈક્રામુદ્દોલા ચિત્તાની માફક ફરી ઉભો થયો, અને એક ફટકો એવો તો લગાવ્યો કે કમરથી પેટની પાંસળી સૂધી પહોંચ્યો. "યા ખુદા" કરી લથડિયાં ખાતો મલેક મુબારક જમીનપર પડ્યો, અને તેનો આત્મા અલ્પ વારમાં પોતાના કિર્તાર સમક્ષ જઇને ઉભો રહ્યો.

ઈક્રામુદ્દોલાએ વાંકા વળી તેના પર એક દૃષ્ટિ ફેંકી. તેની ખાત્રી થઈ કે મલેક મુબારકના શરીરપીંજરમાંથી પ્રાણરૂપી પંખેરું ઉડી ગયું છે.

સીધો તે દિલશાદ પાસે ગયો. તેને પોતાના બાહુમાં બંધન કરી દીધી. બન્નેના ઓઠ સંલગ્ન થયા. દિલશાદનું શરીર થરથર ધ્રુજતું હતું, પરન્તુ ઈક્રામુદ્દોલાના સ્પર્શથી તેનામાં નવ ચેતના જાગૃત થવા લાગી. આમ થોડી વાર પછી તેણે દિલશાદને બીજા ઘોડાપર બેસાડી, પોતે પણ ઘોડાપર સ્વાર થઈ તેઓ નસીરાબાદ તરફ કુચ કરવા લાગ્યાં. તેઓ આસ્તે આસ્તે માર્ગ કાપતાં હતાં.

સમયની તેમને પરવા ન હતી. નવજીવન, નવજાગૃતિ, અને નવું ચેતન પ્રાણમાં સ્ફુરતું હતું. પ્રેમની દિવ્ય જ્યોતિ બંનેના અંતરમાં પ્રકટી હતી જે શરીરમાં તનમનાટ મચાવતી હતી. આમ તેઓ નસીમાબાદના કિલ્લામાં આવી પોહોંચ્યાં. દરવાજાપર હતાશ ચેહેરે સુલ્તાન કુલિખાં રાહ જોઈ ઉભા હતા. દિલશાદ અને ઈક્રામુદ્દૌલાને જોતાં તેના ચેહેરાપર આનંદની છટા ચમકી. આંખમાં તરલ તેજ રમવા લાગ્યું. ઈક્રામુદ્દૌલાને જોતાં જ પૂછ્યું,

"આપે તેને મારી નાખ્યો કે?"

"હા, મેં તેના પ્રાણ લીધા," ઈક્રામુદ્દૌલાએ જવાબ આપ્યો.

રાત્રિનો અંધકાર સરી જતો હતો. ઉષાની રક્તિમા છવાઈ હતી, ને આણી તરફ આ સર્વના હૃદયમાં પણ નવ ચેતના સ્ફુરતી હતી. પ્રેમની ઉષા ઝળકતી હતી. દુ:ખદ રાત્રિ વ્યતીત થઈ હતી. પક્ષિઓનો મધુર કલરવ કાનમાં આનંદ અને પ્રેમનાં મીઠાં ગાન ગજવતો હતો. હરિયાળી નયન તૃપ્તિકર હતી. આ દેખાવ જોઈ સર્વની સુગુફતા મીજાજી જોઈ સુલ્તાન કુલિખાંએ કહ્યું,

શરાબે લુત્ફે ખુદાબન્દરા કિનારે નેસ્ત,
વગર કિનાર તુ માયદ કુસુરે જામ બુઅદ્.*

ઇતિહાસના વાંચકોને જણાવવાની જરૂર નથી કે, આ તોફાની હુલ્લડ શાંત પડ્યું ખરું, પણ કાસિમ બરિદના કાવાદાવા નરમ પડ્યા નહિ. રાજ્યના સ્તમ્ભરૂપ સરદારોમાં બેદિલી ઉત્પન્ન થઈ, અને વારંવાર બખેડા ઉત્પન્ન થવા લાગ્યા. દસ્તુર દિનારને ઘણું નીચું જોવું પડ્યું, અને અવસર આવતાં સુલ્તાન કુલિખાંને તાબે થવું પડ્યું. કેટલાક ઉમરાવોએ સુલ્તાન મહંમદને આ કપટી વજીરની જાળ તોડી બચાવવાને પ્રયત્ન કર્યો, પરંતુ સુલ્તાનને ઉંધી બુદ્ધિ સુઝવાથી પોતાનો નાશ પોતાને હાથે કર્યો. રાજ્યથી વિભક્ત થઈ ઉમરાવો સ્વતંત્ર થયા. આગળ જતાં સુલ્તાન કુલિખાંને પણ તેમ કરવાની ફરજ પડી. સુલ્તાન કુતુબ નામ ધારણ કરી તે સ્વતંત્ર થયો. આમ બાહ્મણી વંશનો વિધ્વંસ આવી લાગ્યો. તેણે પોતાની રાજધાની ગોવલકંડામાં રાખી. આ રાજ્યે આગળ જતાં ઇતિહાસમાં નામના મેળવી.

દિલશાદ અને ઈક્રામુદ્દૌલાનાં લગ્ન ધામધૂમથી થઈ ગયાં, અને ઈક્રામુદ્દૌલાના ગુણથી મોહિત થઈ સુલ્તાન કુલિખાંએ તેને સારી જાગીર આપી. તેના પોતાના ગુણથી દિન પ્રતિદિન તેનો ઉત્કર્ષ થતો ગયો, અને સુલ્તાન કુલિખાંએ જે વિજય મેળવ્યો તેમાં ઈક્રામુદ્દૌલાની મુખ્ય મદદ હતી, એવો ઉલ્લેખ સ્થળે સ્થળે મળી આવે છે. દુ:ખ પછી સુખ, રાત્રિ પછી દિવસ, અંધકાર પછી પ્રકાશ એ સૃષ્ટિનિયમ અબાધ્ય છે. આમ સુલ્તાન કુલિખાંની ઉન્નતિ સાથે ઈક્રામુદ્દૌલાની પણ ઉન્નતિ થઈ, અને તે દિલશાદના પ્રેમમાં દિવસ વ્યતીત કરવા લાગ્યો.

સમાપ્ત

* તે પ્રભુની મહેરના મદનો કિનારો નથી અગર જો કિનારો નજરે પડે તો પ્યાલાનો દોષ છે.

# પરિશિષ્ટ

(પૃષ્ઠ ૨)    ભટકતા હય ચેરાગે સુબ્હ જબ્ ખામોશ હોતા હય.

અર્થ—ચેરાગે સુબ્હ—સવારનો દીવો વા પ્રકાશ. સવારનો દીવો બુઝાઈ જવાની તૈયારીમાં હોય છે ત્યારે ચમકારો કરે છે. મતલબ એ છે કે બ્રાહ્મણી વંશના સુલ્તાનોની જાહોજહાલી હતી પરંતુ તે સવારના બુઝાઈ જતા દીવાના ચમકારા જેવી.

## અમીર ખૂશરો:

હિન્દુસ્તાનમાં જે ફારસી ભાષાના ઉત્તમ કવિયો થઈ ગયા તેમાં અમીર ખૂશરોનું સ્થાન ઉચ્ચ છે. તેનો પિતા સયફુદ્દીન ઇરાનના બલ્ખ શહેરનો નિવાસી હતો અને તે શહેરનો ત્યાગ કરી તે હિન્દુસ્થાનમાં આવી પતિયાલામાં વસ્યો હતો; જ્યાં, અમીર ખૂશરોનો જન્મ ઇ. સ. ૧૨૫૩. હી. જ. ૬૫૧ માં થયો હતો. મહાન્ ફકીર નિજામુદ્દીન ઓલિયાનો તે શાગીર્દ હતો, અને તેની કબ્ર પુરાણા દીલ્હીમાં આ ફકીરની દરગાહ પાસે આવેલી છે. તેને દીલ્હીના ઘણા રાજાએએ રાજકવિ તરીકે સ્વીકાર્યો હતો. તેણે કેટલાક શાહનાં વખાણ કવિતામાં કર્યાં છે અને કેટલાકનાં સ્મરણ પણ લખ્યાં છે. તેના ગ્રંથની કુલ સંખ્યા ૯૯ છે. ગિયાસ-ઉદ્-દીન તઘલખની હકીકત તેણે 'તઘલખનામા'માં આપી છે. આ ઉપરાંત મુઇઝુદ્દીન કૈકોબાદ અને તેના પિતા નસિરૂદ્દીન બઘરાખાન જે બંગાળનો સુલ્તાન હતો, તેઓ તેને મળવા આવ્યા હતા તેના સ્મરણમાં કિરાન—ઉસ—સા'દીન' નામે કાવ્યની રચના કરી છે. પ્રથમ ચાર ખાલિફના વૃત્તાંત અને સૂફિ મતપર તેણે ગ્રન્થરચના કરેલી અસ્તિત્વમાં છે. 'ઇશ્કીયા' નામના પુસ્તકમાં પ્રેમવિષયક કાવ્યોનો સમૂહ છે. 'મત્લઅ—ઉલ—અન્વર' એ પુસ્તકનો હિન્દુસ્તાનમાં અને સૂફિમતાવલંબીઓમાં વિશેષ પ્રચાર છે. તેઓ આનંદથી તેની કૃતિઓ ગાય છે, અને તેથી એક પ્રકારની સમાધિની સ્થિતિ જેને 'વજ્દ' કહે છે તે પ્રાપ્ત થાય છે. આ ઉપરાંત એના 'ખમસા' પણ વિખ્યાત છે.

અમીર ખૂશરોનો અવાજ પણ ઘણોજ મીઠો હતો, અને ગાયનમાં પણ તે ઘણો નિપુણ હતો. અલાઉદ્દીન સિકંદરના અમલ સમયે દક્ષિણનો નાયક ગોપાલ નામે ઘણો વિખ્યાત ગવૈયો હતો. તેની કીર્તિ સારા હિન્દુસ્તાનમાં વ્યાપી હતી. દીલ્હી આવી તેણે રાજસભામાં એક ગીત ગાયું જેની ઝમક, અને રચના એવી હતી કે કોઇથી અનુકરણ થઈ શકે નહિ. સુલ્તાને અમીર ખૂશરોને તે વખતે પોતાના તખ્ત નીચે છુપાવ્યો હતો. તેણે આ ગીતો સાંભળી લીધાં અને બીજે દિવસે રાજસભામાં એ જ ઢબપર 'તરાના' ગાઈ સંભળાવ્યા. ગવૈયો ઘણો આશ્ચર્ય પામ્યો, અને આથી તેને પોતાનું ઇનામ ખોઈ દેવું પડ્યું.

ઉર્દૂ ભાષાનો ઉદય શાહજહાંના સમયથી લેખવામાં આવે છે, પરંતુ અમીર ખુશરોના સમયમાં તેનાં બી રોપાયાં હોવાં જોઇએ. આની પુષ્ટિમાં અમીરની કેટલીક કાવ્યરચના દર્શાવવામાં આવે છે.

જેહાલ મિસ્કીં મકુન તગાફુલ,
દુરાય નૈના બનાય બતિયા;
કિતાબે હિજ્રાં નદારમ્ અય જાં,
ન લેહુ કાહે લગાય છતિયાં.

(પૃષ્ઠ ૫૫) દિલમ દર આશિકી આવારહ શુદ—આવારહ્ તર બાદા.
તનમ અઝ બેદિલી બીચારહ્ શુદ—બીચારહ્ તર બાદા.
બ તારાજે અસીરાં ઝુલ્ફે તૂ અઇયારીઈ દારદ,
બ ખૂં રીઝે ગરીબાં ચશ્મે તૂ અઇયારહ્ તર બાદા.
રૂખત તાઝસ્ત બહરે મુરદને ખુદ તાજહ તર ખાહમ,
દિલત ખારહ્સ્ત બહરે કુશ્તને મન ખારહ્ તર બાદા.
ગર અય ઝાહિદ દુઆએ ખેર મી ગૂઈ મરા ઇં ગૂ,
"કે આં આવારયે કૂયે બુતાં આવારહ્ તર બાદા."
દિલે મન વારહ્ ગસ્ત અઝગમ નઝાં ગૂનહ કે બેહ ગરદદ;
અગર જાનાં બદીં શાદસ્ત યા રબ પારહ્ તર બાદા.
હમી ગૂયંદ કે અઝ ખૂંખારિયશ ખલકી બજાં આમદ,
નમી ગૂયમ કે બહરે જાનેમન ખૂંખારહ તર બાદા.
ચુ બા તર દામની ખૂ કર્દ **ખૂસરો** બા દો ચશ્મે તર,
બ આબે ચશ્મે મિઝગાં દામનશ હમવારહ્ તર બાદા.

**ભાવાર્થ**:—મારું દિલ આશકીના (મુલ્કમાંથી) દેશવટો પામ્યું છે. ભલે તે વધારે ને વધારે દેશવટો ભોગવે.

તારું મન પ્રેમની પીડામાં નિર્ગત થયું છે ભલે તે વધારે ને વધારે પ્રેમની પીડામાં નિર્ગત થાય.

તારી અલક લટ કેદીઓને લૂટવામાં બહુ ચતુર છે, તારાં નયન ગરીબોને રક્તપાત કરાવવામાં નિષ્ણાત છે; ભલેને તે વિશેષ ને વિશેષ રક્તપાત કરાવવામાં નિષ્ણાત થાય.

તારું ખીલેલું વદનકમળ હું ઇચ્છું છું, કે મારાં મૃત્યુને કાજે અધિક ઉલ્લાસિત અને પ્રસ્ફુટિત થાય.

તારું હૈયું પત્થર જેવું સખ્ત છે; ભલે એ મને મારવા માટે વધુ અને વધુ સખ્ત થાય, સંગદિલ બને. અય જાહિદ! તું મને આશીર્વાદ આપે છે તો આ આશીર્વાદ આપ: "આ દેશવટો પામેલો આશક (જે) માશુકના મહોલ્લામાં રખડે છે તે વધારે ને વધારે રખડ્યા કરે."

મારું દિલ ગમથી એવું તો ટુકડેટુકડા થઈ ગયું છે કે ફરી સંધાવું મુશ્કેલ છે; પણ જો માશુકને એથી વધારે આનંદ થતો હોય તો ભલે એના હજુ પણ વધારે ને વધારે ટુકડા થાય.

બધા કહે છે કે, માશુકોના લોહીના તરસ્યા સ્વભાવને લીધે બધી દુનિયા કંટાળી ગઈ છે, પણ (હું) એમ નથી કહેતો. પણ ઉલટો એમ કહું છું કે, મારા જીવ ખાતર, મારી જાન ખાતર એ પ્રિયતમા વધારે ને વધારે લોહીની તરસી થાય.

જ્યારે ખૂશરો તેના નયનમાંથી નીકળતી અશ્રુધારાથી પોતાના અંગરખાની દામન ભીંજાવવા ટેવાયલો છે ત્યારે ખૂશરોની આકાંક્ષા એ દામન ચિરકાલ ભીંજાયલી રહે.

---

અમીર ખૂશરોના દિવાન માટે લેખક તેના સ્નેહી મી૦ હોમી દલાલ, તથા આ ગજલના ભાષાંતર અને કેટલાક ફેરફાર માટે ફારસી ભાષાના વિખ્યાત સાક્ષર પ્રો૦ શેખ અબદુલ કાદિર સરફરાજનો અત્યંત આભારી છે.

## મારી ભયંકર સંસારયાત્રા અથવા એક નિરાધાર અબળાનો

આર્ત્તનાદ ! આ સામાજિક નવલકથામાં સંસાર વ્યવહારમાં પ્રચલિત થઇ પડેલા કેટલાક વિષયોનું એવી શાસ્ત્રીયદ્રષ્ટિથી અવલોકન કરવામાં આવ્યું છે કે, જેમાંથી ઘણું શીખવાનું મળી શકે તેમ છે. પાકું પુઠું; મૂલ્ય રૂ. ૨—૦—૦.

### રા. ચુનીલાલ વર્ધમાન શાહકૃત રસિક નવલકથાઓ.

## લતા અને લલિતા ભાગ ૧—૨—૩—૪—લતા અને લલિતા એ બ્હેનો હોવા છતાં

જૂદા જૂદા રંગઢંગમાં અને જૂદા જૂદા સ્વભાવની માતાઓના સહવાસમાં ઉછરવાથી તેમનામાં જે ફરક જોવામાં આવે છે તેનું દિગ્દર્શન આ નવલકથામાં કરી શકાય છે. દરેક ભાગમાં સુંદર ચિત્રો, પાકું પૂઠું. દરેક ભાગનાં પૃષ્ઠ ૨૦૦. કિંમત દરેક ભાગની ૧—૦—૦ મુજબ કુલ રૂ. ૪—૦—૦

## નોકરીનો ઉમેદવાર—સચિત્ર સાંસારિક નવલકથા. અંગ્રેજી ભણેલા એક ગરીબ યુવક

નોકરી ની શોધમાં ફાંફાં મારતાં જે અથડામણમાં પડે છે અને જૂદા જૂદા સ્વભાવનાં શેઠ શેઠાણીઓના સહવાસમાં આવીને અનેક લાલચો, ધર્મભ્રષ્ટતા વગેરેની વચ્ચે આવી પડવાથી અટવાયા કરે છે તેનું આ ચિત્ર અત્યંત બોધક અને રસિક છે. મૂલ્ય રૂ. ૧॥.

## કાશ્મીર અને કેસરી બીજી આવૃત્તિ]—રણજીતસિંહને અફઘાનો સાથે ઘણી વાર ઝપાઝપી થઇ હતી અને કાશ્મીર પ્રાન્તને માટે તો ચાર વાર ચઢાઇઓ લઇ જવી પડી હતી. આ વાર્તાનું એક પછી એક પ્રકરણ વાંચવાને વાંચકની મનોવૃત્તિ ઉશ્કેરાતી જાય તેમ છે. પૃષ્ઠ ૨૫૦ પાકું પુઠું. કિં. રૂ. ૧—૦—૦.

## પિશાચમંદિર ભાગ ૧—૨—આ નવલકથા એટલી તો હૃદયગ્રાહી અને ચમત્કારિક છે કે, પૃષ્ઠે

પૃષ્ઠે રૂઝારસની જાણે કે સરિતા જ વહેતી હોય એવો સહજ ભાસ થાય છે. અરણ્યમાં અત્યાચાર, કિલ્લાનો ગુપ્ત ભેદ, ભયાનક યંત્ર, કેદમાં સપડાયેલી કુમારિકા, શ્વેત આકૃતિ, ચક્રયંત્રવાળું ભોંયરું, પ્રેમમંદિર કે પિશાચમંદિર ? વગેરે પ્રકરણો વાંચતા આહાર નિદ્રાનું સર્વથા વિસ્મરણ થઇ જાય તેમ છે. મનોહર ચિત્રો બન્ને ભાગ જૂદા બાંધેલા છે. પાકું પૂઠું, બન્ને ભાગનાં પૃષ્ઠ ૬૦૦ છતાં કિમ્મત દરેક ભાગની રૂ. ૨) મુજબ કુલ રૂ. ૪.

### રા. વ્રજલાલ જાદવજી ઠક્કરકૃત રસિક નવલકથાઓ.

## દગાબાજ દુનિયા—આ નવલકથાની વસ્તુસંકલના એવી તો અદ્ભુત, પરંતુ સંભવિત છે

કે, પ્રત્યેક પૃષ્ઠે વાંચકની જીજ્ઞાસા વૃદ્ધિંગત થાય તેમ છે. આ નવલકથા રસિક, ચમત્કારિક અને બોધક વિષયોથી ભરપૂર છે. ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો. પાકું પૂઠું રૂ. ૧—૮—૦.

**કંગાલ કેદી** અથવા સ્નેહ-બન્ધન—ભાગ ૧–૨ આ નવલકથામાં સુખ-દુઃખના પડછાયા, સ્વામી સ્નેહજ્યોતિનું આદર્શ સાધુ જીવન અને દૈવી પરોપકાર, હતભાગ્ય રંગનાથની સ્થિતિનું અને જીવનનું કલ્પના પણ ન કરી શકાય એવું અસંભવનીય પરિવર્તન, આદિ અનેકવિધ આકર્ષણીય ઘટનાઓથી પરિપૂર્ણ. આઠ સુંદર ચિત્રો, બન્ને ભાગનું પાકું પૂઠું; કીંમત ભાગ ૧ લો રૂ. ૧–૧૨–૦ ભાગ ૨ જો ૨–૦–૦ કુલ રૂ. ૩–૧૨–૦.

**ભાગ્યદેવીની ભયંકરતા** અથવા આદર્શ વિધવા—

આ નવલકથા સમસ્ત હિન્દુસ્તાનમાં એટલી બધી લોકપ્રિય થઈ પડી છે કે, તેનું અંગ્રેજી, હિન્દુસ્તાની, વગેરે ભાષામાં પણ ભાષાંતર થયું છે. ભાગ્યદેવીની ભયંકરતાથી એક કંગાલ દીનદરિદ્ર કુટુંબને કેટલું બધું દુઃખ વેઠવું પડે છે તેનો આ નવલકથામાં ઘણો જ કરૂણાજનક ચિતાર આપવામાં આવ્યો છે. પ્રત્યેક હિન્દુ સ્ત્રીને આ નવલકથા વાંચવાની ખાસ ભલામણ છે. ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો. કિંમત રૂ. ૧–૪–૦.

**પિશાચિની કે પ્રેમદા ?**—ભૂતપ્રેતના ભયંકર ઉપદ્રવના લીધે ઉપજતું ભ્રમમૂલક દુઃખ, મહામાયાનું જળમાં ડુબી જવાથી નિપજેલું મૃત્યુ, સુંદરી લીલાવતીની બિમારી, પ્રેમદાની હરિફાઈ, ધડથી જુદું થઈ ગયેલું મસ્તક, સ્મશાનભૂમિમાં પિશાચોનું પાપમંડળ આદિ અનેકવિધ ચમત્કારોથી પરિપૂર્ણ મૂ. રૂ. ૧॥

**સ્વર્ગમાં શયતાન**—ઉપરથી મહાત્મા જેવા દેખાતા અને સંસારમાં સાધુ લેખાતા; પરંતુ હૃદયમાં હળાહળ ભરી રહેતા પુરુષો પોતાના ઉપર ઉપકારો કરનારનું પણ કેવું ભયંકર અનિષ્ટ કરે છે વગેરે આકર્ષક ઘટનાઓથી ભરપૂર આ નવલકથા છે. મૂલ્ય રૂ. ૧—૪—૦

**મૃગલોચની** અથવા માયા પ્રાબલ્ય. ભાગ ૧–૨–૩–૪ આ નવલકથા વાર્તાપ્રિય વાંચકોને એક વખત વાંચવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ. શુદ્ધ સ્નેહનું સ્વરૂપ સમજવું હોય, વફાદાર દોસ્તની દિલોજાન દોસ્તીનું દર્શન કરવું હોય, વેશધારીઓના કલ્પનામાં પણ ન આવી શકે એવા અવનવા ચમત્કારોથી પરિચિત થવું હોય, વીરપુરુષોની વીરતા જોવી હોય તો આ નવલકથા અવશ્ય વાંચજો પ્રેમિક પ્રેમિકાની વિયોગવ્યથાનો હૃદયવિદારક ચિતાર વાંચતાં તમે અશ્રુજળને અટકાવી શકશો નહિ. પ્રેમ, વિરહ, મિલન, ચમત્કાર, કર્ત્તવ્યનિષ્ઠા, દેશદ્રોહ, દેશભક્તિ વગેરે સઘળું આ નવલકથામાં છે. આજે જ મંગાવો. દરેક ભાગનું મૂલ્ય રૂ. ૧–૮–૦ કુલ રૂ. ૬–૦–૦ દરેક ભાગનું પાકું રૂપેરી પૂઠું છે.

**સંસાર કે નરકાગાર ?**—આજકાલના કહેવાતા સુધારકોનું આંતર્જીવન કેવું પાપપૂર્ણ અને શોચનીય છે, જ્ઞાનશૂન્ય વિધવાઓ ધર્મશિક્ષણના અભાવે સ્વધર્મનો ત્યાગ કરી કેવી રીતે પાપિષ્ઠ થાય છે એનો આબેહુબ ચીતાર આ નવલકથામાં ચીતરવામાં આવ્યો છે. પૃષ્ઠ ૨૫૦, કિંમત રૂ. ૧–૪–૦.

## રાજનૈતિક ષડ્યંત્ર અથવા મરૂભૂમિની મોહિની

રણઘેલા રજપૂતોના ઇતિહાસને અનુસરીને આ નવલકથા લખવામાં આવી છે. કોટામાં જે સમયે જાલિમસિંહ રાજપ્રતિનિધિ હતો તે સમયે તેણે પોતાનો અધિકાર વંશાનુક્રમિક ચાલુ રાખવા માટે કેવો ભગીરથ પ્રયત્ન કર્યો હતો, સ્વાધીનતા મેળવવા માટે કોટાના રાજકુમારોએ કેટલું બધું કષ્ટ ઉઠાવ્યું હતું આદિ અનેકવિધ મનોમુગ્ધકર, વિસ્મયકર અને ચિત્તહર ઘટનાઓથી પરિપૂર્ણ. પ્રત્યેકને આ નવલકથા વાંચવાની ખાસ ભલામણ છે. મૂલ્ય રૂ. ૧—૪—૦.

## મનોહારિણી માયા—

આ નવલકથાની વસ્તુસંકલના એટલી બધી રસિક મનોરંજક અને કરૂણાજનક છે કે એક વખત પુસ્તક વાંચવા માટે હાથમાં લીધા પછી પડતું મૂકવાનું મન થશે નહિ. આકર્ષણીય ઘટનાઓનું દર્શન કરવું હોય તો આ નવલકથા અવશ્ય વાંચો. કિમ્મત રૂ. ૧—૪—૦.

### રા. ત્ર્યંબકલાલ જીવરાજ જોશીકૃત રસિક નવલકથાઓ.

## કમળાદેવી—

સંસારને સ્વર્ગીય તથા સુખમય બનાવવા માટે આ નવલકથા એક વખત આપના કુટુંબમાં અવશ્ય વંચાવો. રણશૂરા રાજપૂતોની સ્વદેશભક્તિનું દર્શન કરવું હોય, માયાજાળમાં ફસાવાથી ભોગવવાં પડતાં દુઃખને જોવું હોય, તો આ નવલકથા આજે જ મંગાવીને વાંચો. મૂલ્ય રૂ. ૧—૮—૦.

## મુરાદેવી અથવા મૌર્યવંશના અભ્યુદયનો આરંભ

ભાગ ૧—૨—૩. નંદવંશનો નાશ કરીને મહાબુદ્ધિમાન અને કૌટિલ્યવિદ્યાવિશારદ ચાણક્યદેવે મૌર્યવંશની સ્થાપના શી રીતે કરી, ચંદ્રગુપ્તને રાજ્યાધિકાર અપાવવા માટે મલયપુરની રાજનંદિની મંદાકિનીએ કેવા કેવા યત્નો કર્યા હતા તે સર્વ વિષયોનું ઘણી જ સરળતાથી આ નવલકથામાં વિવેચન કરવામાં આવ્યું છે. ત્રણે ભાગની કીં. રૂ. ૫—૦—૦.

## તારાસુંદરી અથવા સમરેન્દ્રની સમશીર—

આ એક ઐતિહાસિક નવલકથા છે. આર્ય બાળાઓની ધાર્મિકતા તથા કઠોરમાં કઠોર સંયોગોમાં પણ તેમના પતિવ્રતના રક્ષણની કુશળતા જોવી હોય તો અવશ્ય વાંચો. કિંમત રૂ. ૨—૪—૦.

## સંસાર સંગ્રામ—

ભાગ ૧—૨ ધર્મપરાયણ સાધ્વી સતીઓ સંકટના પહાડો તુટી પડવા છતાં કેવી અડગ અને અચલ રીતે પતિભક્તિમાં લીન રહે છે, સ્વાર્થસાધુ સગાંવ્હાલાંઓ પોતાના સ્વાર્થને પૂર્ણ કરવા માટે કેવી દગાબાજીઓ રચે છે આદિ સર્વ વિષયો આ નવલકથામાં દર્શાવવામાં આવ્યા છે. પાકું પુંઠું. કિંમત રૂ. ૩—૦—૦

## પરાક્રમની પતાકા—

જાપાનના પ્રિન્સે લંડન શહેરના ભયા બઝારમાં તથા ચાલતી સ્પેશીઅલમાં અમેરિકાના એલચીઓ તરફ આવતા જાસુસોનાં ભેદી ખુન શી રીતે કર્યા તથા તેનો પત્તો છેવટ સુધી ચા કારણથી ન મળ્યો આદિ સર્વ વિષયો આ નવલકથામાં આપવામા આવ્યા છે. પૃષ્ઠ ૩૪૦ પાકું પુઠું મૂલ્ય રૂ. ૨—૦—૦.

**ભવાનીનો ભોગ** અથવા રજપૂતોનો રણોન્માદ—ભા. ૧–૨ પવિત્રહૃદયા રજપૂત બાળાઓ વીરતાને જ વરનારી હોય છે, પણ રૂપમાં મોહાંધ નથી થતી આદિ સર્વ બનાવો વાંચતાં આંખોમાંથી ચોધારાં આંસુ વહેવા માંડે છે. મૂલ્ય રૂ. ૩–૦–૦.

**ગેબી ખૂન**—ખરો ખૂની કોણ છે અને ખૂનનો આરોપ કોના-પર આવી પડે છે. ચાલાક ડિટેક્ટીવ બધા મામલાઓની બરાબર તપાસ કરી ઘણીજ ખૂબીની સાથે સઘળા ભેદોનો ભંડો ફોડી ખરા ખૂનીને પકડી કાઢી અદ્ભુત બહાદુરી બતાવે છે કિં. ૧–૧૨–૦.

**ભેદી ખજાનો**—ડિટેક્ટીવોની ચાલાકી, ભેદમાંથી ભેદ પકડી પાડવાની દિલને હેરત પમાડનારી બહાદુરી, ચોરોની ચતુરાઈ, અબળાઓની અજાયબી ભરેલી ભુલથાપ ખવડાવનારી બાહોશી વાંચતાં દિલ ધમકી ઉઠે છે. પાકું પુઠું પૃષ્ઠ ૪૦૦. મૂલ્ય રૂ. ૨–૪–૦.

**બાગે શયતાન** અથવા તલવારનું તૂફાન—ડિટેક્ટિવ રામ-પાલસિંહની કાર્યકુશળતા, ફ્રાન્સ દેશના મેકેથર નામના એક શયતાન લુંટારાનાં ભીષણ કાવત્રાં આદિ વિષયો વાંચતાં ચક્ષુઓમાંથી અશ્રુજળની વૃષ્ટિ થાય તેમ છે. કિંમત રૂ. ૨—૦—૦.

**રાજા દેવીદાસ** અથવા **રમણીની** રણભૂમિ—જગત જે નારીજાતિને અબળા કહીને બોલાવે છે, તે અબળા રણમાં મદોન્મત્ત થઈ શત્રુઓનો સંહાર કરવામાં કેવી દક્ષતા દેખાડે છે, રણશૂરા રજપૂતો રણભૂમિમાં ઝંપલાવી કેવી રીતે કેસરીયાં કરી તૂટી પડે છે, પાપીઓના પાપનું કેવું ભીષણ પરિણામ આવે છે, અમીનાની દુર્દાન્ત દુષ્ટતા, ઉમાનો અપૂર્વ આત્મત્યાગ, સતી સાધ્વીની શુરવીરતા અને બહાદુર બહારવ-ટીઆઓની બહાદુરીવાળા પ્રસંગોથી આ વાર્તાનું પાનેપાનું ભરેલું છે. મૂલ્ય રૂ. ૨—૮—૦.

**રાક્ષસોના રતિક્રીડા** અથવા પિશાચોની પાપ-લીલા—માયાવી માનિનીના ભયંકર ભેદો, લુચ્ચાઓની લુચ્ચાઈઓ, તિલસ્માતી મકાનોમાં થતાં કારસ્થાનો, એક આર્ય લલનાની આદર્શ શુરવીરતા, ધર્મપરાયણતા અને પોતાના પતિને પિશાચોની જાળમાંથી મુક્ત કરવાની અજબ યુક્તિઓ વગેરે વાંચીને ખરેખર તબિયત ખુશ થયા વિના રહેતી નથી. પૃષ્ઠ ૪૦૦ પાકું પુઠું મૂલ્ય રૂ. ૨—૦—૦.

**સંતસ શયતાન** અથવા કામાંધનાં કાળાં કામ—ભા. ૧–૨–૩ કામથી અંધ થએલા મનુષ્યો આ જગતમાં કયું ભીષણ કાર્ય નથી કરી શકતાં? મુખમાં રામ બગલમાં છુરી લઈ ફરનારા, હાથમાં માળા ગળામાં વિષની જ્વાળાને છુપાવી રાખનારા, સરળ અને ભોળાં માણસોનાં ગળાં રેંસનારા આ પૃથ્વીપર અનેક મનુષ્યનામધારી પિશાચો પડેલા છે અને તેવા જ એક મનુષ્ય પિશાચ તથા માનવી પિશાચિકાનું આ નવલકથામાં એક ચિત્ર આલેખવામાં આવ્યું છે. દરેક ભાગની કીંમત રૂ. ૧–૧૨–૦ મુજબ કુલ રૂ. ૫–૪–૦.

**કલંદરની કટાર** અથવા સંસાર ખાંડાની ધાર–ભાગ ૧–૨–૩ નીચ અને શયતાન દોસ્તો કેવી દગાબાજીથી પોતાના દોસ્તનો ઘાત અથવા ખૂન કરે છે, સ્વાર્થને વખતે તેઓનાં હૃદય કેવાં પાષાણ જેવાં બની જાય છે તથા અંતે એવા દુરાત્માઓની કેવી દુર્દશા થાય છે, કોમળ હૃદયની કામિનીઓ પ્રેમના માટે કેટલાં બધાં સાહસો વેઠીને જીવનનું બળિદાન આપવાની તૈયારી કરીને તે અન્ય પુરુષોના પ્રેમને સંપાદન કરે છે, શયતાની ચક્કર, ભોંયરાંમાંના ભેદ ભરેલાં કુકર્મો, છુપી કટારીનું પરાક્રમ આદિ સર્વ વિષયો વાચતાં આ સંસાર એ ખાંડાની ધાર જ છે એવો સર્વને ભાસ થયા વિના રહેશે નહિ ત્રણે ભાગનું મૂલ્ય ૬—૦—૦

**કિશોરસિંહ** અથવા દુઃખનો પહાડ—( ભાગ ૧–૨ કિશોરસિંહનો કારાગૃહવાસ, રાજકુમાર વરૂણસિંહનું અદ્‌ભુત રીતે ગુમ થવું, એ બદલ કિશોરસિંહપર તેના ખૂનનો આરોપ મૂકી તેને ફાંસીના લાકડાપર લટકાવવો, અંતરિક્ષ મદદથી તેમાંથી અકસ્માત્ તેનો બચાવ થવો, ભેદી રાજતનયનું ભેદી જીવન. એ ભેદી જીવનનાં ભેદ ભરેલાં કામો નિર્દોષપર તુટી પડતા દુઃખના પહાડો, ખૂનખાર લડાઇઓ, રાજ્યો ભયંકર વિગ્રહો, નીતિ અને અનીતિનાં યુદ્ધો વગેરે ઘણા ઘણા રોમાંચકારક બનાવોથી આ વાર્તા ભરપુર છે. બન્ને ભાગનું મૂલ્ય રૂ ૪—૧૨—૦

## અન્ય ગ્રંથકારોની લખેલી રસિક નવલકથાઓ.

**તરૂણ તપસ્વિની**—ભાગ –૨ જો—સાધુના વેશમાં ફરતાં શયતાનો કેવી પ્રપંચજાળ પાથરી ભોળાં મનુષ્યોને ભરમાવે છે, વફાદાર મિત્રો કેવા હોય છે, સતી સાધ્વી પત્ની કેવી હોય છે, પરોપકાર કેવી રીતે કરી શકાય છે એ વગેરે હકીકતથી ભરપૂર. પ્રથમ ભાગમાં ચિત્રો આપવામાં આવેલાં છે. કિંમત રૂ. ૩–૧૨–૦.

**વસંત વિજય** યાને ચડતી પડતીના ચમત્કાર—જે દુરાચરણી રાજા મહારાજાઓની સ્વાર્થવૃત્તિથી, વિલાસપ્રિયતાથી અને એક બીજા પ્રત્યેના દ્વેષથી આ નંદનવન સમાન ભારતભૂમિની દુર્દશા થઇ છે તેવા એક નિષ્ઠુર હૃદયના દંપતિનાં રાક્ષસી કુકર્મોનો અસરકારક ચિતાર આ નવલકથામાં આપેલો છે. કીં. માત્ર રૂ. ૧–૮–૦

**કલ્યાણી** અથવા હજાર વર્ષ પૂર્વેનું હિન્દુસ્તાન—જે નગર અત્યારે હિન્દુસ્તાનમાં અસ્તિત્વ ધરાવતું નથી અને જેનું નામનિશાન પણ અત્યારે ભારતભૂમિના વક્ષસ્થળ ઉપરથી ભૂંસાઈ ભુંસાઇ ગયું છે, એવું શહેર એક હજાર વર્ષ પહેલાં પોતાના ગૌરવની કેવી વિજયઘોષણા કરી રહ્યું હતું તથા તે નગરના રાજવંશીઓની કીર્તિ અને સત્તા કેટલી પ્રબળ હતી તેનું આબેહુબ વર્ણન આ નવલકથામાં કરવામાં આવ્યું છે. કિંમત રૂ. ૨—૦—૦.

**સ્નેહમયી અને વિષયમયી**—આ નવલકથામાં જુદા જુદા સ્વભાવવાળી બે યુવતીઓ એકજ પ્રિયતમને ચાહે છે અને પ્રિયતમનો પ્રેમ સંપાદન કરવાને તેમની તરફથી જે જે પ્રયાસો કરવામાં આવે છે, તે વાંચકને એટલા બધા અદ્ભુત લાગે છે કે સ્વપ્નમાં પણ કદિ તેમણે જોયા હોય નહિ. પાકુ પૂઠું. કિમ્મત રૂ. ૨—૦—૦.

**અલાઉદ્દીનનો ઉદય**—આર્ય સન્નારીઓના શિયળનું રક્ષણ કરવા માટે તે વખતના રજપૂત રાજાઓ પોતાનો કેવો આત્મભોગ આપતા અને આર્ય મહિલાઓ પણ પોતાના પાતિવ્રતનું રક્ષણ કરવા માટે કેવાં ભયંકર દુ:ખો સહન કરતી હતી તેનું વર્ણન આ નવલકથામાં કરવામાં આવ્યું છે. ચાર ચિત્રો છે. કિ. રૂ. ૨.

**મહાકાળીનું ખડ્ગ**—પતિપત્નીએ ઘોર અંધારી રાત્રે કાલિકા માતાનું દર્શન કરવા શ્મશાનમાં જવું, શ્મશાનમાં કાલિકા માતાની અદ્ભુત લીલા, માતાનું ભયંકર સ્વરૂપ અને શ્મશાનનો દેખાવ, માતાનું ખરૂં સ્વરૂપ ઓળખી નહિ શકવાથી ભક્તિપ્રભાએ કરેલી માતાની નિંદા, માતાએ આપેલો શાપ વગેરે ઘટનાઓ ઘણીજ અદ્ભુત છે. મૂલ્ય રૂ. ૨—૦—૦.

**નવદંપતીને શિખામણ**—અજ્ઞાન, વહેમ, ખરાબ સોબત, કુટેવો, વિહારનો અતિયોગ, સ્ત્રીઓની આરોગ્ય સંબંધી અણસમજ, વાંઝીયાપણું, જુવાન વયમાં થતાં અનેક ભયંકર તથા ગુપ્ત દર્દો, ગર્ભસંચાર, પ્રસવ અને બાળકની માવજત સંબંધી અજ્ઞાનતા વગેરે કારણથી દુ:ખી થતાં પતિપત્નીઓએ આ પુસ્તક પોતાના નિત્યના મિત્ર તરીકે સાથે રાખવું જોઇએ. ૫૦ પ્રકરણ, ૩૦૦ પૃષ્ઠ, પાકું પુઠું. મૂલ્ય રૂ. ૧—૮—૦.

**ખૂન કે જાદુ?**—આ ડિટેક્ટીવ નવલકથા એટલી અદ્ભૂત છે કે વાંચક તેના પ્રવાહમાં ખેંચાતા સમજી શકશે નહિ કે પોતે જે બનાવ વાંચે છે તે ખરેખરો બનાવ હશે કે જાદુનો કોઈ પ્રયોગ હશે? ફોટોગ્રાફિક ચિત્રો સાથે પાકું પુઠું મૂલ્ય રૂ.૧.

**કમનસીબ લાલા** (ભાગ ૧—૨.) ફેશન આડંબરવાળી ઉચ્છૃંખલ સ્વેચ્છાચારિણી અબળા સાથે વિવાહ કરવાની પ્રાણહારક મહત્વાકાંક્ષા રાખનાર યુવકોની કેવી ખાનાખરાબી અને પાયમાલી થાય છે, સમજુ યુવકોનું શું કર્તવ્ય છે, આદર્શ જીવન કેવું હોવું જોઇએ વગેરે અનેક સાંસારિક ઘટનાઓ તાદ્રશ્ય દ્રષ્ટિ સમક્ષ ખડી જ હોય એવું વર્ણન આલેખવામાં આવ્યું છે. સુંદર ચિત્રો. બન્ને ભાગની કિંમત રૂ. ૩—૧૨—૦.

**મધુર મિલન**—અત્યુત્તમ સામાજીક નવલકથા. ઘણી જ ઉત્તમ અને હૃદયદ્રાવક છે. મૂલ્ય ૨—૦—૦

**કલંકિત કાઉન્ટેસ** યાને ખૂની કોણ?—કાઉન્ટેસ કલોડયુઝની સુંદરતા, જેક્સ પ્રતિનો મોહ, નિષ્ઠુરતા અને અંતે સ્ત્રીહૃદયની સાહજિક કોમળતા આદિ વિષયોથી પરિપૂર્ણ. પાકું પુઠું. કિંમત રૂ. ૨—૪—૦

**દશલાખનો દલ્લો** અથવા રત્નકંકણ—ભાગ્યચક્રના અદ્‌ભુત પરિવર્ત્તનના પરિણામે નિર્દોષ માણસને પણ કેટલું બધું દુઃખ સહન કરવું પડે છે, એક અબળા પણ દ્રવ્યલોભની લાલસાથી પ્રબળા બની કેવાં રોમાંચ ઉપજાવે એવાં કારસ્થાનો કરે છે, ધર્મીનો જય અને પાપીઓના પરાજય કેવી રીતે થાય છે, એ જાણવા માટે આ નવલકથા અવશ્ય વાંચો. કિંમત માત્ર રૂ. ૨—૦—૦.

**કલંકિત કુમારિકા**—એ કુમારિકા ભલભલા પોલિસ ખાતાના અમલદારોને પણ ભૂલથાપ આપી અંતપર્યંત પોતાનું કેવું ચતુરાઈથી રક્ષણ કરે છે, રહસ્યભેદક લાલ ચક્રરનો ભેદ જાણવા માટે કેવી મહેનત ઉઠાવે છે વગેરે અસંખ્ય રસિક વિષયો છે; છતાં કિંમત માત્ર રૂ. ૨—૦—૦.

**સુન્દર અને વિદ્યાનંદ**—(આવૃત્તિ બીજી) શુદ્ધ સ્નેહ, વિષયવાસના, આશ્ચર્યજનક કિન્તુ સંભવિત બનાવો વગેરે વાંચતાં મનરંજન થાય તેમ છે. સુંદર ચિત્રો. પૃષ્ઠ લગભગ ૨૦૦, કિંમત રૂ. ૧—૪—૦.

**મધુર મધુરા** અથવા મુંબઈની મોહિની—અલબેલી મુંબાઇની આકર્ષણીય મોહિનીનું દિગ્દર્શન કરી તેમનાં કામબાણની વિલાસી યુવકો ઉપર કેવી રામબાણ અસર થાય છે વગેરે રસમય અને ચમત્કારિક બનાવોથી ભરપૂર, ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો, કિંમત રૂ. ૧—૮—૦.

**પંદર લાખપર પાણી**—આ વાર્તા એકવાર વાંચવા લીધા પછી તે પુરી કર્યા વિના પડતી મુકવાનો હજુ એક પણ દાખલો બન્યો નથી તથા તેની ચોથી આવૃત્તિ થઈ છે એજ તેનું મહત્વ બતાવે છે! પાકું પુઠું રૂ. ૧—૪—૦

**બેગમમહાલ** અથવા સુવિખ્યાત સ્મરણમંદિર—આ ઐતિહાસિક નવલકથાના માધુર્યનું વર્ણન માત્ર શબ્દોથી થાય તેમ નથી પાઠક પાઠિકાઓ પોતાની દૃષ્ટિ સમક્ષ જ્વલંત અક્ષરે બાદશાહના વિલાસકાનન ઇંદ્રભુવન તુલ્ય આગ્રાના બેગમમહાલને જોઈ શકશે. સર્વે પુનઃ શહેનશાહ જહાંગીર અને નૂરજહાનને પુનઃ આ નવલકથામાં પોતાનો ભાગ ભજવતાં જોઇ શકશે જે બેગમની સમાધિ કિંવા કબરપર જગતનો અદ્વિતીય તાજમહેલ બંધાયો છે તેના બાલ્યજીવનનો અદ્‌ભુત ઇતિહાસ કે જે હજી સુધી કોઈ ગ્રંથમાં પ્રકાશિત થયો નથી તેનું આલેખન આ નવલકથામાં કરવામાં આવ્યું છે. છતાં મૂલ્ય રૂ. ૧—૮—૦.

**ભકતાણી કે ભામટી ?**—આમાં ચાલુ જમાનાનો સારો ચિતાર આપ્યો છે એમાં એક વણિક ગૃહસંસાર, ભકતાણીને નામે ચાલતા ભામટાવેડા, એક રસોઇયા બ્રાહ્મણની લંપટતા વગેરે બનાવો સારા આલેખાયેલા છે. હાસ્યરસ પણ ભરપૂર છે, છતાં કિં. ૧—૮—૦.

**કુતરો કે કાળ ?**—ડિટેકટીવોની ચતુરાઈ અને બહાદુરાઇની વાતો પણ તમે અનેક વાંચી હશે; પરંતુ આ નવલકથામાં ડિટેકટીવ પોતના કાર્યમાં જે ચતુરાઇ બહાદુરાઇ અને કુશળતા વાપરે છે, તેની ખુબી ઓરજ છે. મૂલ્ય રૂ. ૧—૮—૦.

**કામાંધ કામિની**—એક ચોર એવું સરસ કામ બજવી બતાવે છે કે, તેની બહાદુરી માટે ' વાહ વાહ 'નો પોકાર કર્યા સિવાય રહેવાતું નથી. જાસૂસ પણ ચોરના માયાનો થઇને છેવટ સુધી તેની પાછળ લાગ્યો રહે છે, અને છેવટે તેના કુકૃત્યના ભેદને ફોડી દઇને અપૂર્વ દક્ષતા દર્શાવે છે. મૂલ્ય રૂ. ૨—૦—૦

**બગદાદનો બાદશાહ**—અત્યંત મનોહર દિલભેદક અને અજાયબી ભરેલા બનાવોતી ભરેલી આ વાર્ત્તા બગદાદના ખલિફાઓના રાજત્વનો આબેહુબ ચિતાર કરાવનારી છે. અબળા બનીને મોટા મોટા વીરપુરુષોને પણ કેવી રીતે કંપાવી મૂકે છે, ચયતાનિયતથી ભરેલી સુંદરીઓ સંસારમાં કેવા અનર્થો કરે છે એ ખાસ વાંચવા લાયક છે. મૂલ્ય રૂ. ૨—૦—૦

**રાણી વ્રજસુંદરી**—હિંદુત્વનો ત્યાગ કરી મુસલ્માન થયેલા કાળા પહાડનાં કુકૃત્યો, વ્રજસુંદરીનો ભીષણ પ્રતિશોધ, સાધારણ બ્રાહ્મણકન્યામાંથી રાજરાણી થઇ પતિ કાળાપહાડની સ્હામે રણભૂમિમાં કુદી પડવું, ભૂપબાળાની ભયંકરતા, નવાબનન્દિની દુલારીની દુર્દાન્ત દુષ્ટતા, મુકુન્દદેવનું વ્રજબાલામાં આસક્ત થઇ રાજપાટ તેના ચરણોમા સમર્પણ કરવું. આદિ અનેક સત્ય ઐતિહાસિક ઘટનાઓથી ભરપૂર. આ નવલકથા પ્રત્યેક સ્ત્રી પુરુષને વાચવા લાયક છે. મૂલ્ય રૂ. ૨—૦—૦.

## અન્ય ઐતિહાસિક, સામાજિક નવલકથાઓ.

| | | | |
|---|---|---|---|
| અલાઉદ્દીનનો ઉદય ... | ૨—૦ | અંગના કે દેવાંગના ?... | ૧—૧૨ |
| અઢારમાસદીનું હિન્દુસ્તાન | ૨—૦ | ઇન્દુકુમારી ... ... | ૧—૮ |
| અદ્‌ભુત વિક્રમાદિત્ય ... | ૧—૦ | ઇરાવતી ... ... | ૧—૮ |
| અમૃત પુલિન... ... | ૧—૦ | અબળાનો કિન્નો ... | ૧—૮ |
| આજકાલનું હિન્દુસ્તાન ભા. ૧—૨—૩ ... | ૫—૦ | ઔરંગઝેબ ... | ૧—૪ |
| અયોધ્યા અને અંગ્રેજ... | ૧—૮ | ઔરંગઝેબનો ઉદય ... | ૨—૦ |
| અંધારી આરનવાજ ... | ૨—૮ | કલંકિત કુમારિકા ... | ૨—૦ |
| અદ્‌ભુત ચાંપ ... ... | ૧—૮ | કત્લેઆમ ... ... | ૨—૦ |
| અકબરરાજ રહસ્ય. ભાગ ૧—૨ ... | ૨—૮ | કઆલકેદા ભા. ૧—૨ ... | ૩—૧૨ |
| | | કમળકુમારી ... ... | ૦—૮ |
| | | કમલાદેવી ... ... | ૧—૮ |

| પુસ્તક | કિંમત |
|---|---|
| પંદરલાખપર પાણી ... | ૧—૪ |
| બહાદુર બારવટીયો ... | ૦—૪ |
| બાનુ યાને સજીવન થયેલો આશક ... | ૨—૮ |
| બાળવિલાસ ... | ૧—૦ |
| બેદીલ કે બેવફા ... | ૨—૮ |
| બે બહેનો ... | ૦—૮ |
| બેરિસ્ટરની બૈરી ... | ૨—૦ |
| ભદ્રંભદ્ર ... | ૧—૮ |
| ભ્રમણચંદ્ર ... | ૧—૦ |
| ભદ્રબાળા ... | ૧—૪ |
| ભદ્રપૂરની ભદ્રશ્યામા... | ૨—૦ |
| ભયંકર ન્યાય ... | ૦—૮ |
| ભાઇ બેન માયાનો ચમત્કાર | ૧—૮ |
| ભાગ્યદેવીની ભયંકરતા... | ૧—૪ |
| ભાગ્યચક્રનો મહામંત્ર... | ૧—૮ |
| ભાગ્યહીન કુસુમ ... | ૧—૦ |
| મદનચંદ અને નવનીતકળા | ૧—૮ |
| મદનમુદ્રા ... | ૦—૮ |
| મધુકર ... | ૧—૮ |
| મનહર મોતી ... | ૦—૨ |
| મહાશ્વેતા ... | ૧—૪ |
| મહોબત કે મુશીબત ... | ૧—૦ |
| મધુ-માલતી ... | ૧—૮ |
| માન મુસાફરી ... | ૦—૪ |
| માનસિંહ અભેસિંહ... | ૦—૪ |
| માલા અને મુદ્રિકા ... | ૦—૮ |
| માશુકનો ઇશારો ... | ૨—૮ |
| મીરાંબાઇ ... | ૦—૮ |
| મીલનું અમૂલ્ય મણિ... | ૧—૪ |
| મુક્તા ... | ૩—૦ |
| મુકુલ મર્દન ... | ૦—૮ |
| માથાનો બજાર ... | ૧—૮ |
| મુદ્રા અને કુલીન ... | ૧—૦ |
| મેવાડની સંધ્યા ... | ૧—૮ |
| મારો ભયંકર સંસારયાત્રા | ૨—૮ |
| મોહિનીચંદ્ર ... | ૦—૮ |
| મોહબતી બજાર ... | ૧—૮ |
| રાજનૈતિક ષડયંત્ર ... | ૧—૪ |
| રણઘેલા રજપૂતો ભા.૧-૨ | ૩—૮ |
| રત્નલક્ષ્મી ... | ૧—૮ |
| રઘુમતિ ... | ૧—૮ |
| રમણતારા ... | ૦—૧૨ |
| રસવીરચંદ્ર ... | ૧—૮ |
| રસિકચંદ્ર ... | ૬—૦ |
| રાજ્યના રિપુ ... | ૨—૪ |
| રાજસ્થાનની રાણી ચંદ્રા | ૧—૮ |
| રાધારાણી ... | ૦—૨ |
| રામેશ્વર અને પાર્વતી | ૦—૪ |
| રાસેલાસની કથા ... | ૧—૦ |
| રાસેલાસની કથા ભા. ૨ જો | ૧—૦ |
| ઋષિની આગાહી અથવા રજપુતાનાની લક્ષ્મી ... | ૨—૦ |
| લતા અને લલિતા ... ભા. ૧-૨-૩-૪ ... | ૪—૦ |
| લતાકુમારી .. | ૦—૬ |
| લક્ષ્મીવિલાસ ... | ૧—૦ |
| લંડન રહસ્ય ... ... | ૧—૪ |
| લંડન રાજ્ય રહસ્ય ... | ૧—૮ |
| વનવાસિની ... | ૧—૪ |
| વમળમાં કમળ... ... | ૨—૮ |
| વસંતલીલા ... ... | ૧—૪ |
| વાસવદત્તા ... ... | ૦-૧૨ |
| વિક્રમની વીસમી સદી | ૪—૦ |
| વિક્રમરાજાનો સંભ્રમ... | ૧—૦ |
| વિદ્યાસાગર ... ... | ૦-૧૨ |
| વિપિન ... ... ... | ૧—૮ |
| વિમળા ... ... ... | ૦-૧૨ |
| વિયોગિની વિધવા ... | ૦-૧૨ |
| વિલાયતી વિલાસમાં ફેશનબાઈ ખલાસ ... | ૨—૦ |
| વિલાસસુંદરી અને અદ્ભુત જાદુનો પલંગ ભા.૧થી૮ | ૩—૪ |
| વિવિધ વાર્તાઓ ... | ૦—૮ |
| વિશ્વભેદ ... ... | ૦-૧૨ |
| વિષલતા ... ... | ૦-૧૨ |
| વિજયાદેવી યાને ઝેરનો પ્યાલો | ૧-૦ |
| વીણા અથવા ચિતોડ | ૧—૪ |
| શયતાન સદન ... ... | ૨—૦ |
| સ્નેહમાં સંકટ ... ... | ૧—૮ |
| સપત્નીની સુના યાને "એ ભરમ ના પુછો"... | ૧—૪ |
| સંતપ્ત શયતાન ભા.૧-૨-૩ | ૫—૪ |
| સ્વર્ગમાં શયતાન ... | ૧—૪ |
| સરસ્વતી ... ... | ૧—૦ |
| સરોજ સુંદરી ... | ૧—૮ |
| સરોજિની અથવા કેળવણીનો સદુપયોગ ... ... | ૦-૧૨ |
| સલીમ અને મહેરૂન્નીસા | ૦—૮ |
| સ્વર્ગની સુંદરી ... | ૦—૪ |
| સ્વચ્છંદી સ્ત્રી ... ... | ૦—૬ |
| સાત ખૂન ... ... | ૦—૮ |

| | |
|---|---|
| સાહસિક અંગ્રેજ ... | ૦—૬ |
| સાક્ષર અને તેની સ્ત્રી... | ૦—૮ |
| સિતારનો શોખ તથા સુરબાલા ... ... | ૧—૮ |
| સીતમગર ... ... | ૨—૦ |
| સીપાઇ બચ્ચાની સજની | ૧—૮ |
| સુગુણ સુંદરી ... ... | ૧—૪ |
| સુધાહાસિની ... ... | ૧—૪ |
| સુધરેલી સંગીતા ... | ૧—૪ |
| સંસાર કે નરકાગાર?... | ૧—૪ |
| સુંદરમણી નાની રસિલી વાર્તા | —૨ |
| સુંદર બેન—અથવા પૈસાદારની પુત્રી કેવી બણી?... | ૦—૧૨ |
| સુંદર રસિક ... ... | ૦—૪ |
| મણી અને મેના ... | ૦—૪ |
| સંસાર સંગ્રામ ભા. ૧—૨ | ૩—૦ |
| સુરતી લાલ ... ... | ૧—૦ |
| સૃષ્ટિ સૌન્દર્ય ... ... | ૦—૧૨ |
| સૌભાગ્ય સુંદરી... ... | ૦—૪ |
| સોનારણ ... ... | ૧—૮ |
| સંસાર ... ... ... | ૧—૮ |
| સંસાર શરત અને સુધા | ૧—૦ |
| સંસાર શા માટે ? ? | ૧—૦ |
| સમાજ ( રમેશચંદ્ર કૃત ) | ૧—૦ |
| હક્કદારનો હક... ... | ૧—૦ |
| " મોટો ... | ૨—૦ |
| હસીના ... ... ... | ૧—૮ |
| હાજીબાબાનાં સાહસ કર્મો | ૧—૪ |
| હાથનાં કર્યાં હૈયે વાગ્યાં | ૧—૪ |
| હૃદયોદ્ગાર ... ... | ૧—૦ |
| જનાનાખાનાની બીબીઓ | ૧—૦ |
| જાલિમ જમાનો ... | ૧—૮ |
| ઝાંશીની રાણી ... | ૨—૦ |
| જ્યોતિકાન્ત ... ... | ૧—૦ |
| ટીપુ સુલતાન ... ... | ૧—૪ |
| તરૂણ તપસ્વિની ભા. ૧—૨ | ૧—૧૨ |
| તારાસુંદરી ... ... | ૨—૪ |
| તેજપ્રભા ... ... | ૧—૧૨ |
| તેજસ્વી તારો... ... | ૧—૦ |
| દીલ્લીપર હલ્લો ... | ૧—૦ |
| દેવી ચૌધરાણી... ... | ૧—૦ |
| નાદિરનો દોરદમામ ... | ૨—૮ |
| નુરજહાંન ... ... | ૦—૧૨ |
| નંદનવનનો નાશ ... | ૨—૦ |
| પદ્મિની ... ... ... | ૨—૦ |
| પરાક્રમની પતાકા ... | ૨—૦ |
| પ્રતાપી પીટરનું ચરિત્ર | ૧—૮ |
| પ્લાસીનું યુદ્ધ... ... | ૨—૦ |
| પાણીપતનું યુદ્ધ ... | ૨ ૦ |
| પૃથુરાજ ચહુઆણ ... | ૨—૦ |
| પિશાચ મંદિર ભાગ ૧—૨ | ૪—૦ |
| પિશાચિની કે પ્રેમદા ? | ૧—૮ |
| પુરાતન દીલ્લી ... | ૨—૦ |
| પેશ્વાઇની પડતીનો પ્રસ્તાર | ૨—૦ |
| બહાદુર કલી ... ... | ૧—૮ |
| બાગે દિલખુશ ... ... | ૧—૮ |
| બાગે શયતાન ... ... | ૨—૦ |
| બાજીરાવ બલ્લાળ ... | ૨—૦ |
| બેગમમહાલ ... ... | ૧—૮ |
| બેગમ સાહેબ ... ... | ૨—૦ |
| ભવાનીનો ભોગ ભા ૧—૨ | ૩—૦ |

તા૦ ક૦—પરદેશ વી. પી. જઇ શકતાં નહિ હોવાથી પુસ્તકોની કિમ્મત મનીઑર્ડરથી મોકલવી. આ સિવાય ગુજરાતી ભાષાનાં તમામ પુસ્તકો અમારી લગભગ પચાસ વર્ષની જાણીતી થએલી દુકાનેથી મળી શકશે. સર્વે પ્રકારનો પત્રવ્યવહાર કરવાનું શિરનામું:—

## મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

બુકસેલર અને પબ્લીશર.

ત્રણ દરવાજા—અમદાવાદ.

# બે અમૂલ્ય રત્નો.

## એક હાથે બંધાય છે અને બીજું ખીસામાં રખાય છે.

ઘડીયાળ વાપરવાનો ખરેજ શોખ હોય અને તે પુરોજ કરવો હોય તો સીલીનર પેટંટ "રીસ્ટ" વોચ ખરીદો.



આ ઘડીયાળો ચિત્રમાં બતાવ્યા પ્રમાણે એક રૂપીયા જેટલાં નાહાનાં, બે રૂપીયાભાર વજનમાં, મોગરાની ચાવી કાંટા ફેરવવાની ઠેસીવાળાં, નાજુક, ફુલાત, અને મજબુત સાંચા કામના રોમન, અને અરેબી ડાયલના છેલ્લામાં છેલ્લી શોધ પ્રમાણે બનાવેલાં છે. એક વખત ચાવી આપવાથી ૩૬ કલાક બરાબર ચાલે છે. બીલકુલ સ્લો ફાસ્ટ જતાં નથી, તેની ચાર વરસની ગેરંટી સાથે હાથે બાંધવાનો પટો, જરમનનો છેડો, લાકીટ, કોથળી, અને પેટી સાથે કીંમત.

| | | | |
|---|---|---|---|
| જરમન રૂપાના ... | રૂ. ૫–૮–૦ | નક્કર રૂપાના ... | રૂ. ૬–૮–૦ |
| ફેનસી જરમન રૂપાના. | રૂ. ૬–૦–૦ | ફેનસી નક્કર રૂપાના. | રૂ. ૭–૦–૦ |

બાજુમાં ફીકસ કડીવાલાના રૂ. ૦ાા વધારે.

સારૂં સસ્તું, શોભાયમાન, મજબુત, અને ટકાઉ કોઇ પણ જાતના ભારી કીંમતના ઘડીયાળને ટક્કર મારે તેવું ઉમદા ઘડીયાળ જોઇતું હોય તો

## પેટંટ લીવર "માસ્તર વોચ" મંગાવો.



આ ઘડીયાળો ઓપન ફેસ મેટલ કેશ, મોગરાની ચાવી, ડબલ જાડો સીશો કાચ, મીનાગરાંવાળાં ઢાંકણામાં લાલ હીરાઓથી મઢેલાં, મજબુત સાંચા કામનાં, રોમન અને અરેબ્બી ડાયલોનાં છેલ્લામાં છેલ્લી શોધ પ્રમાણે બનાવેલાં છે. એક વખત ચાવી આપવાથી ૩૬ કલાક ચાલે છે. બીલકુલ સ્લો ફાસ્ટ જતું નથી. તેની ત્રણ વરસની ગેરંટી મળે છે. કાચ કમાન અને ડબી સાથે

| | |
|---|---|
| નં. ૧ રૂ. ૪–૮–૦ | નં. ૩ રૂ. ૫–૮–૦ ફુલ ઝુવેલ |
| નં. ૨ રૂ. ૫–૦–૦ | નં. ૪ રૂ. ૬–૦–૦ ફુલ ઝુવેલ |

ગીલીટ મસીન. વી. પી. પોસ્ટેજ રૂ. ૦–૬–૦ વધારે.

રેલ્વે કામદારો, મીલમજુરો, સ્કુલ વિદ્યાર્થીઓ, માસ્તરો, અને ટુંકા પગારના નોકરો વિગેરેને એક આશીર્વાદ સમાન છે. તે સીવાય દરેક જાતનાં નાનાં મોટાં ઘડીયાળો મળે છે. કેટલોક મંગાવો.

આ ઘડીયાળો સ્વીટઝરલાંડનાં કારખાનામાંથી ડાયરેકટ લોટબંધે મંગાવવામાં આવે છે અને અમારી એકલાનીજ દુકાને મળે છે તેથીજ સસ્તાં વેચાય છે અને ઘરાકોને મનપસંદ માલ મળે છે. સંખ્યાબંધ સરટીફીકેટો મળેલાં છે જે જોવાથી ખાત્રી થશે.

તા૦ ક૦—પસંદ નહી પડે તો પાછું રાખશું. રૂ. ૦–૦–૬ ટીકીટ મોકલનારને પ્રાઇસ લીસ્ટ મોકલીશું.

**ધી સેવીંગ વોચ કંપની અને માસ્તર વોચ ડીપો,**
**ભુલેશ્વર મુંબઈ–નં૦ ૨**

---

# નામદાર વાઇસરોય સાહેબ

બહાદુરના ઓનરેબલ સરજ્યન જનરલ મરહુમ સર લ્યુકીસ પારડી કે. સી. એસ. આઈ. એમ. ડી. ડીરેકટર જનરલ ઓફ મેડીકલ સરવીસવાલા પ્રમુખ હતા તે સ્પેશીયલ રેડ ક્રોસ વોર હોસ્પીટલ કે જેમાં મેજર ઓનરેબલ સર એફ સ્ટેવર્ટ સી. આઈ. ઈ, કલકતા તથા મેજર એ, ઈ. વાલ્ટર આઈ. એમ. એસ. જેવા મોટા નામાંકિત સરકારી ડાકટરો અને અંગ્રેજ અમલદારો વ્યવસ્થાપક છે તે હોસ્પીટલમાં, રાજા મહારાજાઓમાં, નવાબો, નામદાર સરકારના ધારા સભાના ઓનરેબલ મેમ્બરો, સેશન્સ જજો, કર્નલો, મેજરો, કેપટનો, ડેપ્યુટી ડીરેકટર જનરલ ઓફ પોસ્ટ ઓફીસ, નામદાર ઈન્ડીયા સરકારના કોમર્સ અને ઈન્ડસ્ટ્રીયલ ડીપાર્ટમેન્ટના આસીસ્ટંટ, સરકારી સીવીલયન ઓફીસરો, પોલીટીકલ એજન્ટ, યુરોપીયન સીવીલ સરજ્યનો, લેફટેનન્ટ આઈ. એમ. એસ., એમ. ડી ની ડીગ્રી ધરાવનારા મોટા ડાકટરો તથા દેશી અને યુરોપીયન અમલદારો અને ગ્રહસ્થોમાં **બાદશાહીયાકુતી** નામની જગ જાહેર દવા બહુ વપરાય છે.

# બાદશાહી યાકુતી.

ગમે ત કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે. પુરૂષાતન કાયમ રાખે છે. આ રાજવંશી યાકુતી વીર્ય વીકારના તમામ વ્યાધી મટાડે છે અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મરદાઈ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઈ પણ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી એકના રૂા. દશ.

## ડાકટર કાલીદાસ મોતીરામ—

રાજકોટ—કાઠીયાવાડ.

## પ્રાચીન જ્યોતિષશાસ્ત્રના અત્યુત્તમ ગ્રંથો.

# आरंभसिद्धि, दिनशुद्धि અને લગ્નશુદ્ધિ.

## (ગુજરાતી ભાષાનુવાદ).

આ ગ્રન્થમાં મૂળ શ્લોક સાથે સવિસ્તર અને સરળ અર્થ કર્યા છે. તે ઉપરાંત મૂળકારના વચનને સુદૃઢ કરવા માટે અનેક ગ્રન્થો તથા ગ્રન્થકારોનાં વચનની સાક્ષી આપી છે. કેટલેક સ્થળે વિષયો સ્પષ્ટ સમજાવવા માટે યંત્રો પણ આપેલાં છે. એકંદર આ આખા ગ્રન્થમાં લગભગ **સીતેર ગ્રન્થો અને ગ્રન્થકારોનાં વચનો આપ્યાં છે તથા એકંદર ૬૦૦ વિષયોને સ્થાન આપવામાં આવ્યું છે.** આ ઉપરથી વાંચકવૃન્દને સ્પષ્ટ સમજાશે કે ટીકાકારને જ્યોતિષના વિષયમાં કેટલા ગ્રન્થનું અને કેવું અસાધારણ જ્ઞાન હતું. **આ એકજ ગ્રન્થ સાદ્યંત ઉપસ્થિત હોય તો તે વર્તમાન સમયમાં ઉચ્ચ વિદ્વાનની પંક્તિમાં ગણાય એ નિર્વિવાદ છે.**

આ અમૂલ્ય ગ્રન્થને ઉંચા એન્ટીક પેપરપર છપાવી સુંદર બાઇન્ડીંગથી અલંકૃત કરેલ છે. **કિંમત રૂ. ૧૦-૦-૦.**

| | રૂ. આ. પા. |
|---|---|
| સામુદ્રિક શાસ્ત્ર તથા સ્વપ્ન વિચાર ... | ૧-૪-૦ |
| શકુનશાસ્ત્ર ઘણા વિસ્તારથી... | ૦-૧૨-૦ |
| સ્વરોદય જ્ઞાન ગદ્ય તથા પદ્યમાં ... | ૦-૬-૦ |

## બાળકો માટે ઉપયોગી પુસ્તકો.

| | |
|---|---|
| પિતાનો પુત્ર પ્રત્યે ઉપદેશ ... | ૦-૩-૦ |
| વિદ્યાર્થી બન્ધુ કિંવા ચારિત્રસુધારણા સંબંધી શિક્ષણ ... | ૦-૨-૦ |

## વ્યાકરણના ઉત્તમ ગ્રંથો.

| | |
|---|---|
| પ્રાકૃત યા માગધી વ્યાકરણ-ઢુંઢિકા ટીકા સાથે... | ૩-૮-૦ |
| સારસ્વત વ્યાકરણ ત્રણે વૃત્તિયુક્ત ... | ૨-૮-૦ |

## જૈન ગ્રંથો.

| | |
|---|---|
| જૈન સંપ્રદાય શિક્ષા-હિંદી ... | ૩-૧૨-૦ |
| જૈનકથા રત્નકોષ-ભાગ ૧-૨-૪-૬-૭-૮ ... | ૧૮-૪-૦ |

ઉપર સિવાય દરેક જાતનાં પુસ્તકો, નોવેલો, કાર્ડ, કંકોત્રી વગેરે મળે છે.

લખો:—

**ભીમસિંહ માણેક,**

પુસ્તક પ્રસિદ્ધ કરનાર તથા વેચનાર,

શાકગલી માંડવી-મુંબઈ.




ના સુંઘવાથી આમરના સણુકા, આધાશીશી, પીનસ, શરદી કે ગરમીથી દુખતું મસ્તક, નાકના છોડ, દાઢનું કળતર એકંદરે કંઠથી મસ્તક સુધીના થતાં દરદો તરતજ મટાડે છે.

**કીંમત શીશી ૧ ના ૭ આના. ડજનના રૂ. ૩॥.**

**સુવાસીત તમ્બાકુની ગોળીઓ**–પેટનો અપચો, વાયુનો ગોળો, દમ, ખાંસી ઉપર અકસીર ઇલાજ છે. કીંમત પેકેટ ૪૮૦ ગોળીનાનો રૂ. ૧, ડજનના રૂ. ૧૦.

**ત્રિવેદીના સ્ટોકમાં બનતી ઓડીનરી**–છીકણીના ડબાના એક રતલના ભાવ–સાદી માંગલોરી, રૂ. ૫). સુગંધી મદ્રાસી, રૂ. ૫). કસ્તુરીની લાલ, રૂ. ૩।. સાદી મદ્રાસી, રૂ. ૨।. કાળી ગુલાબની, રૂ. ૨।. લાલ ગુલાબની, રૂ. ૧॥. પીળી કેવડાની, રૂ. ૧॥. કાળી ઘુટેલી, રૂ. ૧॥. પીળી દળેલી, રૂ. ૧) તથા ખાવાનો સુવાસીત તમ્બાકુનો દાણો રતલ ૧ ના રૂ. ૫) થી ૨॥ થી ૧॥ સુધીનો દરેકનું પોસ્ટેજ જુદું. વી૦ પી૦ મંગાવનારે પોસ્ટેજ ખર્ચ પહેલું મોકલેથી ઓરડર ઉપર ધ્યાન અપાશે. વધારે માહિતી પત્રથી પૂછવી.

ઠેકાણું:—

**એ. એન. ત્રિવેદી બ્રધર્સ છીકણીવાળા,** અમદાવાદ.

## ફુટે નહિ એવી ચીમનીઓ.



## દાવડાની પેટંટ

# અબરખની ચીમની

એ ટકવામાં ઘણી મજબુત છે. પાણી, હવા કે બત્તી ગમે તેટલી વધી જાય છતાં ફાટતી કે તુટતી નથી. આ **અબરખની ચીમની** વાપરવાથી પૈસાનો ઘણો બચાવ થાય છે. આખા ઇન્ડીઆમાં મશહુર છે. પ્રાઇસ લીસ્ટ એક આનાની ટીકીટ મોકલી મંગાવો. ભરપુર કમીશન વેપારીને આપવામાં આવે છે. બાર વરસથી આ **ચીમનીઓ** ચાલુ છે.

**દાવડાની કું૦** મમ્માદેવીનાં ફુવારા સામે, ઓઘા કુબેરના માળામાં પોષ્ટ નં. ૩–**મુંબઈ.**

# સ્વરાજ્યની ચાવી.

સ્વરાજ્ય મેળવવા જ્યારે પ્રયત્ન ચાલુ છે ત્યારે પોતાના દેશમાં બનેલો માલ વાપરવાની પ્રતિજ્ઞા લ્યો. પછી જુઓ ! કે સ્વરાજ્ય મળતાં શું વિલંબ થાય છે !



# સાલેમાહમદ પદમશીની કું૦,

## ગલાસવેર અને બારસોપ, ટોયલેટ સોપના જથાબંધ વેપારી.

નંબર ૧૦૯, ચકલા સ્ટ્રીટ, મુંબઈ.

### —માલેકો:—

### ધી પદમશી ગલાસ મેન્યુફેકચરીંગ કું૦.

અમારા ઉપલા કારખાનામાં દરેક જાતની ચીમનીઓ, ગલોબો અને બીજો ગલાસવેરનો માલ ઓરડર મુજબ બનાવી આપવામાં આવે છે.

મ્યુનીસીપાલીટી તથા રેલ્વેને લગતી ચીમનીઓ, ગલોબો મોટા જથામાં તૈયાર મળી શકશે.

### ધી પદમશી સોપ મેન્યુફેકચરીંગ કું૦.

અમારા ઉપલા કારખાનામાં દરેક જાતના લાલ અને પીળા બારસોપ તથા નહાવાનો સાબુ બનાવવામાં આવે છે, અને તે ઘરગતુ વપરાશ માટે ઘણો ઉત્તમ છે. એક વખત માલ મંગાવી વાપરી જોવાની ભલામણ કરવામાં આવે છે.

**બહારગામનાં ગ્રાહકો ઉપર ખાસ ધ્યાન આપવામાં આવે છે.**

**અમારા ત્યાં બનતા સાબુમાં ખાર ફુટતો નથી.**

અમારા ત્યાંના ભાવના કીફાયતપણા વિષે તથા માલની સરસાઈ માટે એક વખત માલ મંગાવી ખાત્રી કરવી.

**માલ વી. પી.થી મંગાવનારે સેંકડે પચીસ ટકા ડીપોઝીટ મોકલવા.**

**સાબુની ઓછામાં ઓછી માસીક પચીસ પેટીઓ ઉપાડનારને એજન્સી આપવામાં આવશે.**

અમારે ત્યાંનો માલ ક્વોલેટીમાં વાપરવામાં અને ટકાઉપણામાં સારો બને, એ માટે પુરતી ખંત, અને કાળજી રાખવામાં આવે છે.

